ગુજરાતમાં પહેલી પંક્તિનું અઠવાડિક વર્તમાનપત્ર



# પ્રજાબંધુ.



(દર રવિવારે સ્હવારે બહાર પડે છે.)

તેમાં રાજકીય, સામાજિક ખબરો, લેખો ઈત્યાદિ આપવામાં આવે છે. દર પૃષ્ઠના કદમાં ખીચોખીચ લખાણ સાથે બહાર પડે છે. તે ઉપરાંત, પત્રમાં

**એક ચાલુ નવલકથા**

નિયમિત રીતે આપવામાં આવે છે અને દર વર્ષે એક રસિક નવલકથાનું પુસ્તક ભેટ આપવામાં આવે છે. અમદાવાદના ગ્રાહકો પાસેથી લવાજમ રૂ. ૨, હિંદુસ્તાનના ગ્રાહકો પાસેથી રૂ. ૩ અને હિંદુસ્તાનની બહારના ગ્રાહકો પાસેથી રૂ. ૪. નમૂનો મુફત, લખો—

માલેક—'પ્રજાબંધુ' અમદાવાદ.

# પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ.

પોતાના વાયદાસર, ચોખ્ખા, શુદ્ધ અને સસ્તો કામ માટે સર્વત્ર જાણીતું થએલું છે. નાનાં મોટાં પુસ્તકો, કાર્ડ, કંકોતરીઓ, આંકેલાં ફારમો, જોબ કામ વગેરે વાયદેસર કરી આપવામાં આવે છે. જેઓએ કામ પાડી જોયું છે તેઓ સંતોષ પામ્યા છે.

(૧) પ્રુફ વાંચવાની કડાકુટ રહેતી નથી.

(૨) અશુદ્ધિનો ભય નથી.

(૩) અંગ્રેજી, ગુજરાતી અને બાળબોધ હરકોઇ પ્રકારના ટાઈપમાં કામ કરી આપવામાં આવે છે, તેમજ,

(૪) તેના ભાવો મધ્યમસરના છે.

એક વાર કામ પાડી ખાત્રી કરી જોવા વિનતિ છે.

માલેક—પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ.

ખાડીઆ—અમદાવાદ.

# અઢારમી સદીનું મહારાષ્ટ્ર

અથવા

# ઔરંગઝેબનો અસ્ત.


લખનાર

ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી.


*　　*　　*　　I watched my son,
And those that follow'd, loosen, stone from stone,
All my fair work; and from the ruin arose
The shriek and curse of trampled millions, even
As in the time before; but while I groan'd,
From out the sunset pour'd an alien race,
Who fitted stone to stone again　　*　　*

*Akbar's Dream*: TENNYSON.


પ્રકાશક

'પ્રજાબંધુ' પત્રની ઑફીસ,

અમદાવાદ.

સંવત ૧૯૬૬. ઈ. સ. ૧૯૧૦.

'પ્રજાબંધુ' પ્રીન્ટિંગ વર્ક્સ.

મૂલ્ય રૂ. ૧.

# પ્રસ્તાવના.

અઢારમી સદીના પ્રારંભનાં છ–સાત વર્ષોમાં આખા હિંદુસ્તાનનું ધ્યાન મહારાષ્ટ્ર તરફ ખેંચાઇ રહ્યું હતું. ધ્યાન ઘણાંનાં ખેંચાઈ રહ્યાં હતાં, પણ કારણ એક હતું. હિંદુસ્તાનમાં પેઠેલી પરદેશી પ્રજાઓ–ફ્રેંચ, પોર્તુગીઝ અને અંગ્રેજી–દક્ષિણમાંના મરાઠાઓ અને રજાપૂતાનાના રજપૂતો ઇત્યાદિ સૌ કોઇ મહારાષ્ટ્રની મુખમુદ્રાભણી તાકી રહ્યાં હતાં, કારણકે સૌને આખી અઢારમી સદીનું હિંદુસ્તાનનું ભવિષ્ય નિર્માણ કરવાની તક તેમાંથી જ પ્રાપ્ત થાય તેમ હતું. વીશ વર્ષ થયાં મહારાષ્ટ્રના મરાઠાઓનો પરાભવ કરવાને–તેમને તાબે કરવાને દિલ્હીપતિ **ઔરંગઝેબ** મહારાષ્ટ્રમાં આવીને પડ્યો હતો અને અનેક પ્રપંચ–કળાકુશળતાથી મરાઠાઓ સાથેનો વિગ્રહ ચલાવી રહ્યો હતો. મરાઠાઓ હારીને મોગલ બાદશાહને શરણે જાય છે કે મોગલ બાદશાહ મરાઠાઓના વ્યૂહોથી મ્હાત થઇને પાછો ફરે છે, તે જોવાનો અત્યારે ઘણો સારો પ્રસંગ હતો, કારણકે **ઔરંગઝેબે** મહારાષ્ટ્ર સાથે વિગ્રહ માંડયાને તે સમયે લગભગ વીશ વર્ષ થવા આવ્યાં હતાં. સદીના પ્રારંભમાં જ જે પરિણામ આવવાનું હતું તે આવી ગયું. તેના સાતમા વર્ષમાં **ઔરંગઝેબનો** અસ્ત થયો અને તે સાથે મોગલ તખ્તની આબાદીનો પણ સદાને માટે અસ્ત થઇ ચૂક્યો. **ઔરંગઝેબ** જે કાંઈ કમાયો, તેટલું જ નહિ પણ **બાબર**, **હુમાયુન**, **અકબર**, **જહાંગીર** અને **શાહજહાં** તે સઘળા **ઔરંગઝેબના** પિતા, પિતામહ અને પ્રપિતામહો જે કાંઇ કમાયા તે સઘળું એકી સાથે ધૂળધાણી થઈ ગયું !! પિતાની કરી કમાણીને ધૂળમાં મેળવનાર પુત્રની મૂર્ખતા ઉપર સૌ કોઈ હસી રહ્યું. હસવાનાં બે કારણો હતાં. મૂર્ખની મૂર્ખતા અને પોતાની સ્વાર્થસાધુતા. મોગલ શહેનશાહના બંધન તળે લાંબા વખત થયા જકડાઇ રહેલાં નાનાં મોટાં ખંડિયાં રાજ્યો અને સંપૂર્ણ રીતે પગપેસારો કરવામાં સફળતા–નિષ્ફળતાના દોરડાવડે બાંધેલા હીંચકા ઉપર હીંચતી પરદેશી પ્રજાઓને આ સમયે દ્વિઅર્થી હાસ્ય કરવાનું વાજબી કારણ પ્રાપ્ત થયું હતું.

અનેક પ્રકારના છળ-પ્રપંચોવડે **ઔરંગઝેબ** દિલ્હીના તખતનો ખરો વારસ નહિ હોવા છતાં તે મેળવવા પામ્યો. તેનો ઉદય છળ-પ્રપંચોથી થયો. **દારા**, **શૂજા** અને **મુરાદ**–સહોદર બંધુઓને દુશ્મનોની પેઠે યમસદન પહોંચાડ્યા અને પિતાને–**શાહજહાંને** બંદીખાનામાં નાંખ્યો. બંડ ઉઠાવનાર પુત્રને પણ તેણે કેદમાં નાંખ્યો. બંધુદ્રોહ,

પિતૃદ્રોહ અને પુત્રદ્રોહની ઝળહળતી જ્વાળાઓમાંથી તેનો ઉદય થયો ઉદય! પણ તે કેવો ઉદય? એક લાકડીએ તેણે સૌ કોઇને હાંક્યા! તેની સામે હું કે ચૂં કરનારને એકદમ જલ્લાદના હાથમાં સોંપ્યા! હિંદુ–મુસલમાન ઉભયની પ્રજાપ્રીતિ સંપાદન કરનાર બાદશાહ **અકબર** કરતાં પણ તેણે પોતાના રાજ્યની મહેસુલમાં મોટો વધારો કર્યો! રાજ્યકોષની આબાદીનું તે કેવું સુંદર દર્શન?! પણ સૂર્ય ઉગે છે તે અસ્ત થવાને માટે જ! જેવાં દુષ્કર્મોની જ્વાળાઓમાંથી તે ઉદય પામ્યો, તેવા જ દુઃખદાયક પ્રસંગોમાં તે અસ્ત પણ પામ્યો! ઉદય તો તેણે પોતાની જાતનો જ કર્યો હતો, પણ અસ્ત તેણે આખી શહેનશાહતનો કર્યો!! 'કર્મ' કહેછે કે 'કર અને જો.' પોતાના રાજ્યમાં, પોતાના હુકમમાં, પોતાની યોજનામાં કે શત્રુને મિત્ર અને મિત્રને શત્રુ બનાવવામાં **ઔરંગઝેબ** સામર્થ્ય ધરાવતો હતો, પણ કર્મના તે નિયમમાં ફેરફાર કરવાને તે સમર્થ ન હતો! અઢારમી સદીના પ્રારંભમાં જ તે 'ઉદય' ની ટોચ ઉપરથી મોગલાઇની આબાદીને સોડમ ઘાલીને 'અસ્ત' ની ભયંકર ખીણમાં ગબડી પડયો! આબાદી પડી, અને થોડા સમય પછી 'મોગલાઇ' નામ પણ જમીનદોસ્ત થઇ ગયું. **અકબરે** ચણેલી ઇમારતનો પાયો ખખળી ગયો અને દિવાલમાંના પત્થર પણ એક પછી એક પડવા લાગ્યા. કુદરતનો નિયમ છે કે **सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम्**–સુખ પછી દુઃખ આવે છે અને દુઃખ પૂર્ણ થતાં સુખ પણ આવે છે. પરન્તુ મોગલાઇને માટે હવે પુનરુત્થાન નિર્માયેલું ન હતું જ! લુગડાનો કે લાકડાનો દડો પડે છે પણ જમીન સાથે આઘાત પામતાં પુનઃ ઉછળીને ઉંચે ચડયા સિવાય રહેતો નથી; પરન્તુ ગરીબ બિચારો માટીનો ગોળો! તે તો પોતાની ભગિની ધૂળને ત્યાં નિત્યનો મેમાન બનીને નીચે જ પડી રહે છે. રાજર્ષિ **ભર્તૃહરિ**નું કથન સત્ય છે કે—

**यथा कन्दुकपातेनोत्पतत्यार्यः पतन्नपि ।**
**तथा त्वनार्यः पतति मृत्पिंडपतनं यथा ॥**

અર્થાત્–એક વાર દડાની પેઠે પડતો પણ 'આર્ય' ઉંચે ચડે છે, પરંતુ 'અનાર્ય' તો માટીના ગોળાની પેઠે જ નીચે પડે છે! મોગલાઇનો માટીનો દડો પડયો, થોડી વાર ભૂમિપર રોળાતો–કચરાતો અને પરદેશીઓના પગ નીચે છુંદાતો રહ્યો; પણ છેવટે ઘણા ઘણા ઘસારા સહન કરીને ધૂળ સાથે ધૂળ બનીને તેમાં ભળી ગયો–પછી ઉંચે ચડવા તો પામે જ ક્યાંથી?

મરાઠાઓ ઉપર પણ સુખદુઃખના અનેક વાયુ વાઈ ચૂક્યા છે. શિવાજીનો ઉદય એક સાધારણ સ્થિતિમાંથી વિચિત્ર રીતે થયો. તેનો દડો ચડ્યો–ચડ્યો ખૂબ ઉંચે ચડ્યો! પણ તેના જીવનના અસ્ત સાથે તેની ગતિ નીચે થવા લાગી. સંભાજી અને રાજારામ ઔરંગઝેબની કારકીર્દીના ભોગ થઈ પડ્યા. તારાબાઈ ચપળ જણાઈ અને તેણે દડાને પુનઃ ઉંચે ચડાવવા માંડ્યો. કુદરતના મુખમાંથી ફુંકાતો વાયુ અનુકૂળ હતો. તેણે દડાને મદદ કરી. શિવાજીના દડાના જેટલો નહિ, તોપણ તારાબાઇએ મરાઠી રાજ્યને ઠીક ઉંચે ચડાવ્યું. ઔરંગઝેબ કાયર થયો, મરાઠાઓથી ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યો અને કાળના કરાળ મુખમાં ડૂબી ગયો. મરાઠાઓનો દડો ઉંચો ચડતો હોવા છતાં મહારાણી તારાબાઇએ વિવેકભ્રષ્ટતાવડે પોતાના અંતરને કલુષિત કર્યું. દડો બહુ નીચે ઉતર્યો નહિ પણ તેના બે કકડા થઇ ગયા બન્ને કકડા ઠીક ટકી રહ્યા. સમયવહન સાથે એક કકડો ધૂળમાં રગદોળાઇ ગયો અને બીજો તેના ભાગ્યે દીન–હીન દશામાં ટકી રહ્યો છે! પણ ઇતિહાસ કહેછે કે મોગલોના દડાનું તો અત્યારે નામ નિશાન પણ નથી; કાળચક્રની આ વિચિત્ર ગતિના એકાદા પ્રસંગને આ નવલકથામાં આલેખવાનો લેખકે પ્રયાસ કર્યો છે. તેવડે બન્ને દડાની પડતી ચડતીનાં સ્વરૂપો જો વાચક સમજી શકે, તો જ પ્રયાસ સફળ થયો ગણાય.

ઐતિહાસિક મુખ્ય વસ્તુના પાયા ઉપર આખી નવલકથાની ભીંત ચણવામાં આવી છે. આખી ભીંત ચણવામાં લેખકને બીજા કેટલાક કડીયાઓની મદદ લેવાની પણ જરૂર પડી છે. Rulers of Indian નો Aurangzib, Grant Duff કૃત History of the Mahrattas, Elphinstone કૃત History of India ઉપરાંત બીજા કેટલાક હિંદુસ્તાનના ઇતિહાસો અને મરાઠી ભાષામાં લખાએલી એક अजिंक्यतारा નામક નવલકથા એ સઘળાં સાધનો લઇને આખી ભીંત ઊભી કરી છે. ઐતિહાસિક સત્યની ઇંટો ગોઠવવામાં ગ્રાંટ ડફે ઠીક મદદ કરી છે અને તે ઇંટોને બરાબર બેસતી કરીને સજ્જડ કરવામાં તથા બીજા કથાને અનુસરતાં પ્રસંગોનાં કલ્પિત ચિત્રો દોરવામાં अजिंक्यताराએ કેટલીક મદદ કરી છે. અત્રે તેમનો આભાર નહિ માનીને કૃતઘ્ન બનાવવાનું લેખકને રૂચતું નથી.

ઐતિહાસિક નવલકથાઓ ઐતિહાસિક સત્યથી વેગળી હોવી જોઇએ નહિ, એવું 'નવલકથા'ના નિબંધકારોનું કથન અસત્ય નથી; પરંતુ મીઠાઇની સાથે શાક–દાળ પણ જોઇએ અને તે વિના એકલી મીઠાઈ ભાવે નહિ, તેટલા માટે ઐતિહાસિક સત્ય-વસ્તુમાં કાંઇક કલ્પિત

વિભાગ પણ જોઇએ જ. આ કલ્પિત વિભાગ પણ બે પ્રકારનો હોઇ શકે. નિર્દોષ અને સદોષ. જે સમયનો ઇતિહાસ કથામાં આલેખવામાં આવે તે સમયના સર્વ પ્રસંગોને અનુસરતી તે કલ્પના પણ જોઇએ. ઔરંગઝેબના સમયની વાત કરીએ અને તેમાં જણાવીએ કે ઔરંગઝેબ રેલ્વે ગાડીમાં બેસીને દિલ્હીથી દક્ષિણમાં ગયો, તો તે કલ્પના દોષયુક્ત જ ગણાય, કારણકે તે સમયે રેલ્વેની શોધ પણ થઇ નહોતી। આ દોષ અક્ષમ્ય અને મહદ્ ગણાય છે, પણ કેટલાક દોષો ક્ષમ્ય હોય છે. જૂદી જૂદી ભાષા બોલનારાં પાત્રોના મુખમાં લેખક અને વાચક ઉભયની સરલતાની ખાતર કેટલીક વાર એક બીજી ભાષાના શબ્દો વાપરવા પડે છે. મુસલમાન પાત્રની માતૃભાષા ઉર્દૂ હોય છે, અને તેના મુખમાંના શબ્દો ગુજરાતી ભાષામાં લખવા જતાં લેખકથી કોઇવાર તેના મુખમાં ન શોભે તેવો તથા અસ્વાભાવિક થઇ પડે તેવો સંસ્કૃત કે અંગ્રેજી શબ્દ આવી જાય છે. તે શબ્દ વાચકને કર્ણકટુ થઇ પડ્યા સિવાય રહેતો નથી; પણ એવા દોષો 'ઐતિહાસિક નવલકથા'માં ક્ષમ્ય ગણાવા જોઇએ. એવા સૂક્ષ્મ દોષોથી પણ રહિત ઐતિહાસિક નવલકથાઓ ભાગ્યે જ—બલકે બિલકુલ નહિ જ—લખાઈ હશે.

આ કથા કોઇ પણ પરભાષાના પુસ્તકનું એકલું ભાષાંતર નથી. પરભાષામાંથી ભાષાંતર કરનારાઓ ઉપર કેટલાક 'સર્ગશક્તિમાન્' લેખકો ઘણી વાર કટાક્ષ કરતા જોવામાં આવે છે; પરન્તુ પોતાની બુદ્ધિમાંથી એકાદું સારૂં કિંવા નરસું જેવું અવતર્યું તેવું ચિત્ર આલેખી કાઢીને 'સર્ગશક્તિમાન્' ગ્રંથકાર બનાનારાઓ કરતાં પરભાષાનાં પાંચ—પંદર પુસ્તકોનો અભ્યાસ કરીને, તેમાંથી એકાદું સારૂં પુસ્તક પસંદ કરીને, તેને સ્વભાષામાં ઉતારનારા લેખકોની સાહિત્યસેવા કેટલી અભિનંદનીય છે તે વાચકો વિચારી શકશે. કેવળ કલ્પિત પુસ્તકો લખનારાઓ કરતાં ભાષાંતર કરનારા સારા લેખકોને બુદ્ધિ, શક્તિ તથા સમયનો વિશેષ વ્યય કરવાની જરૂર પડે છે, તે કેટલાક અનુભવી લેખકોના જાણવા બહાર નથી.

'પ્રજાબંધુ' ઓફીસ;
**અમદાવાદ.**
તા. ૧ માહે એપ્રીલ સને ૧૯૧૦.

**ચુનીલાલ વર્ધમાન શાહ.**



Had the Mughals been the same hardy warriors that Bábár led from the valleys of the Hindu Kush, or had the Rajputs been the loyal protagonists that had so often courted destruction in their devoted service of earlier emperors, the Marathas would have been allowed but a short shrift. But Aurangzib had alienated the Rajputs for ever, and they could not be trusted to risk their lives for him in the questionable work of exterminating a people who were Hindus, however inferior in caste and dignity. As for the Mughals, three or four generations of court-life had ruined their ancient manliness. Bábar would have scorned to command such officers as surrounded Aurangzib in his gigantic camp at Bairampur.

*Rulers of India: Aurangzib, by Stanley Lane-Poole.*



# અનુક્રમણિકા.

# અઢારમી સદીનું મહારાષ્ટ્ર

અથવા

# ઔરંગઝેબનો અસ્ત.

## પ્રકરણ ૧ લું.

### સ્મશાનભૂમિમાં.

" ભારે નિશીથ તરૂ, પર્ણ, ન, વારિ, હાલે,
" ના સિંહ, વ્યાઘ્ર, વરૂ, ભૂત, બહાર મ્હાલે,
" વ્યોમે નિશાચર ભયે ગૃહમાં ભરાય,
" તે કાળ—"

અમરસત્ર.

લશ્કરી પોશાકથી ભવ્ય દેખાતો એક રજપૂત યુવક, ઈ. સ. ૧૭૦૨ ના નવેમ્બર માસની અાવી એક રાત્રિના સમયે સુવર્ણગઢના કિલ્લાની નજીકમાં આવેલી સ્મશાનભૂમિમાં એક ધગધગતી અને લગભગ બળી રહેલી પરન્તુ આછી આછી જ્વાળાઓ નીકળતી ચિતાની પાસે વિચારમુગ્ધ સ્થિતિમાં બેઠો હતો. મધ્ય રાત્રિનો સમય અને સ્મશાનભૂમિ જેવું સ્થળ, એટલે ભયંકરતાનો શું પાર? ચોમાસું ઉતરી ગયું હતું અને શિયાળાનો પાદપ્રહાર સંભળાતો હતો, એટલે ઠંડનું જોર સાધારણ હતું. ઠંડથી થરથરતાં શિયાળવાં તીક્ષ્ણ ચીસો પાડતાં હતાં અને તેનો પ્રતિધ્વનિ પડતાં સ્મશાનભૂમિનું સ્વરૂપ વિશેષ ભયંકર ભાસ્યમાન થતું હતું. આસપાસ પડેલા રાખના ઢગલા ઉપર વિરામ લેતા કુતરાઓ શિયાળવાંની બુમો સાંભળતાં જ ભોં ભોં કરી સ્મશાનને ગજાવી મૂકતા હતા અને પુનઃ થોડી વારે શાંત થતા હતા. દૂર આવેલી નાનાં મોટાં તરૂવરોની હાર ભૂતડાંના ટોળા જેવી દેખાતી હતી અને અર્ધા પર્ધા બળેલાં મુડદાના હાડકાંમાંના ફોસ્ફરસની સાથે હવાનો સંબંધ થતાં મોટા ભડકા થતા તથા ઓલવાઈ જતા, તે સમયે તે ભૂતડાંનું ટોળું બળીને અલોપ થઈ ગયું હોય તેવો ભાસ થતો. કોઈ કોઈ વાર વૃક્ષોના ફરફરાટ સાથે શિયાળવાંની ચીસો અને કુતરાંનું ભસવું-મિશ્રિત થતાં જાણે ભય પામતું કોઈ લશ્કર દોડી આવતું હોયની તેમ જણાતું અને સ્મશાનભૂમિમાં ઘોર ગર્જના થઈ રહેતી.

આ ભયંકરતાની અસર તે રજપૂત વીર યુવક ઉપર જરા પણ થતી ન હતી. તે તો પોતાના ભૂત અને ભાવિના વિચારમાં જ નિમગ્ન હતો અને કોઈવાર શોક તો કોઈવાર ક્રોધની લાગણીથી બળ્યાં કરતો હતો. પાસેની ચિતા લગભગ બળી રહી હતી અને હવે વધારે વાર ત્યાં બેસી રહેવાની કાંઈ જરૂર ન હતી, તથાપિ તેને તેનું જરા પણ ભાન ન હતું. પોતાનો ઘોડો ભટકતો ભટકતો ક્યાંય ચાલ્યો ગયો હતો, પરન્તુ તેને ખબર ન હતી કે તે ત્યાં ઊભો છે કે ક્યાંય જતો રહ્યો છે! થોડી વારે જાણે કે તે પોતાની વિચારનૌકાને કિનારે લાવ્યો હોય, અને તેમાંથી ઉતરી પડવાની તૈયારીમાં હોય, તેવી રીતે એક હાય મારીને બોલ્યો: "અરેરે! વત્સલ પિતા! તમે ગયા અને હવે હું એકલો રહ્યો! મારૂં એકલું જીવન હવે કેવી રીતે જશે? યવનોની નોકરી કરવામાં તમે તમારૂં જીવન ગાળ્યું અને મને પણ તે જ માર્ગે ચડાવી તમે આ દુનિયાનો ત્યાગ કરી ગયા! પિતાજી! તમે કેવો ખોટો માર્ગ ગ્રહણ કર્યો હતો, તે હવે મને સમજાય છે! તે યવનોની ગુલામગીરી આપણ ઉચ્ચ કુળના રજપૂતોને શોભે નહિ! તેઓની મિત્રાચારી કદાપિ ઘાતક નીવડયા સિવાય રહેતી નથી અને તેનો અનુભવ તમે આજે કર્યો! હાય! હાય! એ ફરેબીના ફરેબને તમે જાણી શક્યા નહિ અને તેનો સંગ કરવામાં તમે જાન ખોયો! યવનની મિત્રાચારી, યવનની ગુલામગીરી! ધિક્કાર હો તે ધંધાપર!!"

બે ઘુંટણ વચ્ચે માથું નાખીને તે યુવક રોઈ પડયો. ભૂતકાળના અનેક વિચારોએ અને ભાવિની અનેક કલ્પનાઓએ તેને ઘેરી લીધો. બાદશાહ ઔરંગઝેબની નોકરીનો સ્વીકાર કરવામાં પોતાના પિતાએ મોટી ભૂલ ખાધી હતી અને તે જ પરંપરા સ્વીકારી લેવામાં પોતે પણ મોટી મૂર્ખતા કરી હતી, તે કલ્પનાથી–તે ભૂલને ભવિષ્યમાં કેવી રીતે સુધારવી તે કલ્પનાથી તે ગભરાયો. ગભરાતા હૃદયથી તેણે વિચાર્યું: "પિતાજીએ ખરેખર ભૂલ કરી અને તેમની સૂચના પ્રમાણે ચાલીને મેં પણ ભૂલ કરી! ઔરંગઝેબ અમને પિતા–પુત્રને ગમે તેટલું માન આપતો હતો, પરન્તુ તે પોતાના સ્વાર્થને અંગે જ આપતો હતો, તેમ અત્યારે હવે મને સમજાય છે. અમે જાનને જોખમે બાદશાહની વફાદારીભરી નોકરી કરી, તેના બદલામાં અમને તે માન આપે તેમાં શું વિશેષ કર્યું કહેવાય? પરન્તુ છેવટે યવન તે યવન જ નીવડવાનો! યવનનો જાતિગુણ તે બાદશાહમાં પણ શામાટે ન હોય? ફરેબખાનનો જ એક દાખલો લેવો. તેણે પ્રથમ તો અમારી સાથે મૈત્રી બાંધી અને અમને મળતું માન સહન ન થવાથી તે દુષ્ટે છેવટે પોતાના

જાતિગુણ બતાવ્યો અને દ્રોહ કર્યો! પિતાજીને તે દ્રોહ પ્રાણઘાતક નીવડયો! હવે જોવાશે કે બાદશાહ તે દુષ્ટ ફરેબીને શું સજા કરે છે?!"

યુવકની વિચારમાળા ચાલુ જ રહી અને તેનો ઘોડો ઘણો દૂર નીકળી ગયો. એકાએક તેને સાંભરી આવ્યું અને બાજુમાં નજર કરી તો ઘોડો મળે નહિ! "અરે કમનસીબ ધીરસિંગ! તારૂં ભાગ્ય જ અત્યારે અવળું છે! માર્ગમાં પિતાજીનો જાન અને તેમના અશ્વને ગુમાવ્યો, અને શ્મશાનભૂમિમાં મારો અશ્વ પણ મેં ગુમાવ્યો! હશે, **यद्भावी न तद्भावी.**" એમ કહી તે સ્વસ્થ થયો અને અશ્વ ગુમાવ્યાના શોકને ક્ષણભર હૃદયમાંથી દૂર કર્યો. પુનઃ પિતાના મરણનો વિચાર હૃદયપ્રદેશમાં આવીને ઊભો રહ્યોઃ "થયું તે હવે ન થયું થનાર નથી! પિતાજીને ગુમાવ્યા તે ન ગુમાવ્યા થનાર નથી. પણ હું તો મારી ભૂલ સુધારીશ અને દુષ્ટ ફરેબીએ જે કાંઈ કર્યું છે તેના વૈરનો બદલો હું અવશ્ય લઈશ. એ દુષ્ટને–એ હરામખોરને હું હવે જીવતો રહેવા દઈશ નહિ." ફરેબીખાન ઉપર ચડેલા ક્રોધથી તેનું મગજ તપી ઉઠયું અને તે બોલ્યોઃ "બાદશાહનો તે એક માનીતો સરદાર છે, પણ તેથી શું થયું? તેણે મારા પિતાનો જાન લીધો તો શું હું–એક ખરો ક્ષત્રિય તેનું વૈર ન લઉં? બાદશાહ ભલે મને સજા કરે! જો બાદશાહ ખરો ઈન્સાફ કરે તો એ દુષ્ટ જીવતો જ રહેવો ન જોઈએ, અને જો કદાપિ તે ઈન્સાફમાં બચી જશે તો હું તેને બચવા દેનાર નથી!" "પણ–પણ–"

વળી કાંઈક જૂદો જ વિચાર સ્ફુરી આવ્યોઃ "પણ–પણ–હું એકલો શું કરી શકીશ? બાદશાહની નોકરી છોડી દેવી અને પૂર્વે થએલી ભૂલ સુધારવી તે બાદશાહના દુશ્મન થવા જેવું છે અને ફરેબીનો જાન લેવો તે પણ એક મોટું મુશ્કેલ કાર્ય છે. તે સઘળું હું એકલો–એકલો–"

એ એક જ વિચારમાં તેનું મગજ રમણ–ભ્રમણ કરી રહ્યું. મરણ પામેલા પિતાની મૂર્તિ સ્મરણમાં ઉભરાઈ આવી અને જાણે કે ચક્ષુની સામે ગજીવન પિતા જ ઊભા હોયની તેવી રીતે પિતાની તાદૃશ્ય મૂર્તિ ધીરસિંગની આંખોની સામે આવીને ઊભી રહી. મૂર્તિ બોલીઃ "વ્હાલા પુત્ર! તારા પિતાની ભૂલ થઈ તેનો અત્યારે તારો પિતા સ્વીકાર કરે છે. પ્રતાપ જેવા શૂરવીર ક્ષત્રિયોને પગલે હું ન ચાલ્યો અને મેં કુળને કલંકિત કર્યું તે માટે હું પશ્ચાત્તાપ કરૂં છું: પણ પિતાની તે ભૂલ શું તું નહિ સુધારે? શું તું ક્ષત્રિય–ખરો રજપૂત નથી? તું એકલો છે પણ સિંહ છે! **एकोऽहमसहायोऽहं कृशोऽहमपरिच्छदः। स्वप्नेऽप्येवंविधा चिन्ता मृगेन्द्रस्य न जायते*॥** હું એકલો છું, હું

* રામાયણ.

સહાય વિનાનો છું, દુબળો છું, પરિવાર વિનાનો છું, એવી ચિન્તા સિંહ સ્વપ્નમાં પણ કરતો નથી; અને શું તું એકલો હોવા માટે ચિન્તા કરે છે? તારા મૂર્ખ પિતાની પેઠે તું પણ હવે મૂર્ખ થા નહિ; ઉઠ, જા અને તારી પ્રતિજ્ઞા પૂરી કરવાને પ્રયત્નશીલ રહે!” પિતાનું આ અદૃશ્ય સંબોધન સાંભળતાં જ **ધીર**સિંગ પોતાની સ્વપ્નસૃષ્ટિમાંથી જાગૃત થયો, અને ભાનમાં આવીને નજર કરી તો પિતાનું શબ તો ક્યારનુંએ બળીને ખાખ થઈ ગયું હતું. તે બોલ્યો: “પિતાજી! આપની પ્રેરણાને હું અત્યારથી જ હૃદયમાં કોરી રાખું છું અને પ્રતિજ્ઞા લઉં છું કે હું હવે વધારે વાર યવનની ગુલામગીરીમાં રહીશ નહિ અને તમારો જાન લેનાર ફરેબીને હું તેના કુકૃત્યનો યોગ્ય બદલો આપીશ–” **ધીર**-સિંગના હૃદયમાં હવે નવું જોમ ઉમેરાયું. પિતા મરણ પામ્યા અને પોતે એકલો રહ્યો તેવી કલ્પના પાંખો ફફડાવીને ઉડી ગઈ અને “હું એકલો છું પણ સિંહ છું” તેવો વિચાર હૃદયમાં સ્થાપિત થયો. નિર્બ-ળતાના વિચારોને **સુવર્ણ**ગઢની સ્મશાનમાં જ ભસ્મીભૂત કરી નાંખીને તે ઉઠ્યો અને પાસેના એક ઝરણમાં સ્નાન કરી, પિતાને બે–ચાર અશ્રુબિંદુઓની નિવાપાંજલિ આપી કિલ્લા તરફ ચાલ્યો.

રાત્રિના છેલ્લા પ્રહરનો અમલ શરૂ થઈ ચૂકયો હતો. ચંદ્રલેખાનો સત્કાર કરતી પૂર્વ દિશા આકાશમાં કુમકુમના સાથિયા પૂરતી જોવામાં આવતી હતી. તારા ધીમે ધીમે અસ્ત થતા જતા હતા અને પોતે ચંદ્રલેખાના પ્રકાશમાં ફીક્કા પડી જશે તેવી ભીતિથી આકાશની ગુ-ફાઓમાં જ મ્હોં સંતાડી દેતા જોવામાં આવતા હતા. અત્યારે **ધીર**-સિંગે દરવાનને બાદશાહ **ઔરંગઝેબ**ના મ્હોરવાળો લખોટો બતાવી **સુવર્ણ**ગઢના કિલ્લામાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

### તુરંગનો ઉપરી અધિકારી.

ગંદુમ હય સીના ચાક, ફિરાકે બિહિશ્તમેં;
આદમકો ક્યોં ન હોવે, મહબ્બત વતનકે સાથ?

**ભાવાર્થ**—સ્વર્ગમાંથી ઘઉંને મૃત્યુ લોકપર લાવતાં તેને માતૃભૂમિનો વિયોગ પડવાથી, તેના હૃદયમાં ચીરો પડ્યો; તો મનુષ્યજાતને માતૃભૂમિપર પ્રેમ કેમ ન હોય?

* * * * *

**ખ**લ પુરૂષોના સમાગમનું કેવું કુત્સિત પરિણામ ભોગવવું પડે છે તેનો અનુભવ **ધીરસિંગ**ને થઈ ચૂક્યો હોવાથી **સુવર્ણ**ગઢમાં તે

બહુ જ સાવધાનતાથી વર્તતો હતો. સદ્‌ભાગ્યે ધીરસિંગને જેના હાથ નીચે નોકરી કરવાની હતી તે મુસલમાન અધિકારી માયાળુ અને સદ્‌વર્તનવાળો હતો. ધીરસિંગે સુવર્ણગઢમાં આવીને પોતાના ઉપરી રહમખાનની મુલાકાત લીધી અને બાદશાહના હુકમનો લખોટો તેને આપીને પોતાના ઉપર જે જે વીતક વીત્યાં તે કહી સંભળાવ્યાં. રહમખાનને ધીરસિંગના પિતાના મરણના ખબર જાણી ધીરસિંગ જેવા જુવાનીયા ઉપર બહુ જ દયા આવી અને તેણે ધીરસિંગને વચન આપ્યું કે, " ફીરોઝખાનના આ કૃત્ય માટે તે બાદશાહને પયગામ મોકલી જરૂર તેને યોગ્ય સજા કરાવશે." ધીરસિંગને પોતાના ઉપરીનાં આશ્વાસનદાયક વચનો સાંભળી જરા હિંમત આવી. રહમખાને ધીરસિંગને સુવર્ણગઢના તુરંગના ઉપરી અધિકારી તરીકે કામ કરવા સૂચવ્યું અને માયાળુપણે જણાવ્યું: "જુઓ, ધીરસિંગ! તમારા પિતાના એકાએક મરણથી તમે ગભરાયા હશો, પરન્તુ હવે તે ગભરાટને દૂર કરીને જ તમારે બાદશાહ સલામતની નોકરી બજાવવાની છે. તમારા પિતાની ખોટ પૂરી થઇ શકે તેમ નથી, પરન્તુ હવે તે ગમને તમારે છોડી દેવો જોઇએ. તમારે તુરંગના પહેરેગીરો ઉપર દેખરેખ રાખવાની છે, તેમની વર્તણુક ઉપર ધ્યાન આપવાનું છે અને હાલમાં રાજદ્વારી ખટપટીનો મામલો ચાલતો હોવાથી તથા આપણા તુરંગમાં કેટલાક જોખમભરેલા કેદીઓ હોવાથી ઘણી સાવચેતી રાખવાની છે. તમને કોઇ બાબતની સમજણ ન પડે તો મને બેલાશક પૂછજો અને હું તમને લાયક સલાહ આપીશ. એક બહાદૂર લડવૈયા તરીકે તમે સારૂં નામ કાઢ્યું છે, એમ આ પયગામમાં બાદશાહ સલામત જણાવે છે અને હવે તમારે તમારી આ નોકરીમાં પૂરેપૂરી લાયકાત બતાવીને બાદશાહને ખુશ કરવા જોઇએ. લડાઇ ટંટાનો સમય હવે પૂરો થયો હોય, તેમ મને જણાય છે, કારણ કે જીંજીગઢનો કિલ્લો તાબે થઇ ગયો છે અને લગભગ આખું દક્ષિણ બાદશાહતમાં ભેળવાઇ ગયું છે. મરાઠાઓઓનું નામ નિશાન રહ્યું હોય એમ હાલમાં જણાતું નથી; એટલે હવે તમારે ઠંડા લોહીની નોકરી કરીને જ બાદશાહના હુકમને માન આપવાનું છે." રહમખાને ધીરસિંગને આગળ પાછળની સઘળી સમજૂતી આપતાં વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યું.

ધીરસિંગ રહમખાનના હુકમને માન આપતો બોલ્યો: "આપના હુકમ પ્રમાણે જ હું ચાલીશ. આપ વૃદ્ધ છો અને મારા પિતાનું મૃત્યુ થયું છે એટલે હું આપને મારા પિતા તુલ્ય લેખી આપની સલાહ પ્રમાણે જ ચાલીશ." એમ કહી ધીરસિંગ ચાલ્યો ગયો અને

બીજે દિવસે જ તુરંગના ઉપરી અધિકારી તરીકેનો પોતાનો ઓદ્દો સંભાળી લીધો

દિવસ પછી દિવસ ચાલ્યા જવા લાગ્યા અને **ધીર**સિંગ તુરંગના ઉપરી તરીકે કામ કરવા લાગ્યો. થોડા દિવસમાં **રહમખાને** બાદશાહ તરફ મોકલેલા પયગામનો જવાબ આવ્યો અને તેમાં **ફ**રેબીખાને કરેલા કુકૃત્યનો બચાવ કરી તેને બીનગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. બાદશાહનો આ ઈન્સાફ **રહમખાન** તરફથી જાણતાં જ **ધીર**સિંગની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ. તે બબડી ઉઠ્યોઃ "શું આવો જ બાદશાહ **ઔર**ંગઝેબનો ઈન્સાફ?! મારા પિતાનો જાન લેનાર ઘાતકી **ફ**રેબીખાન નિર્દોષ ઠર્યો ? ધન્ય છે નામવર બાદશાહ! પોતાના જાતિભાઈ એક મુસલમાન સરદારનો બચાવ કરવામાં ખરેખર તમે જાત્યભિમાનનો ગુણ સાચવ્યો છે! અમે બાયલા રજપૂતો જ નમાલા છીએ કે તમારી ગુલામગીરી કરીએ છીએ અને તમારા મુસલમાન સરદારો અમારો જાન લે છતાં "બાપજી બાપજી" કરતા રહીએ છીએ! **ધીર**સિંગ! મૂર્ખા **ધીર**સિંગ! હવે તારી આંખો ઉઘડવી જ જોઇએ! આવો ખુલ્લો અન્યાય બાદશાહ પોતાના એક મુસલમાન સરદારને બચાવવા માટે કરે છે, માટે હવે તારે તારી પ્રતિજ્ઞામાં વિશેષ ને વિશેષ દૃઢતા ધારણ કરવી જોઇએ! પિતાજી! તમારો **ધીર**સિંગ અત્યારે પોતાની પ્રતિજ્ઞામાં વિશેષ દૃઢ થયો છે. અને બાદશાહે **ફ**રેબીખાનનો બચાવ કર્યો હોવા છતાં, તેનો જાન લેવાને તૈયાર થયો છે! ઓ રજપૂતોની કુળદેવી! આ સમયે હું તને સંભારૂં છું! આ સમયે **ધીર**સિંગની આંખો ઉઘડી છે અને તે પશ્ચાત્તાપના અગ્નિથી ભડભડ બળે છે! રજપૂતોની કુલિનતા સાચવવાને માટે આજે પહેલ વહેલો જ હું તને સંભારૂં છું અને તારા મૂર્ખ પુત્ર ઉપર હવે તું દયા કરજે!"

બાદશાહે **ફ**રેબીખાનને બીનગુન્હેગાર ઠરાવ્યો અને એ ઘાતકી પુરૂષ બચી ગયો, તે શલ્ય **ધીર**સિંગના હૃદયમાંથી દૂર થયું નહિ. પોતાની મનોવાંચ્છના પૂર્ણ કરવાના વિચારમ જ યોગ્ય પ્રસંગની રાહ જોતો તે મૌન રહ્યો અને તેવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યાં સુધી જાણે કે તેના હૃદયમાં કાંઈ અન્યથા ભાવ ઉત્પન્ન જ થયો નથી તેવી રીતે નોકરી બજાવી રહ્યો.

* * * * *

દિવસો પછી દિવસો ચાલ્યા જવા લાગ્યા. **ધીર**સિંગ પોતાની વફાદારીભરી નોકરીથી અને નિર્મળ દેખાતા હૃદયથી **રહમખાન**ને

પ્રિય થઈ પડ્યો હતો. તે માયાળુ મુસલમાન સરદાર પણ ધીરસિંગના ઉપર પુત્રવત્ દૃષ્ટિથી જોવા લાગ્યો. ધીરસિંગ પોતાનો ઘણોખરો સમય રહમખાનને ઘેર અને તેના સહવાસમાં જ ગાળવા લાગ્યો, અને થોડા વખતમાં તો રહમખાનનો પરિચિત અને સગો હોય તેમ સૌ કોઈની નજરે જણાવા લાગ્યું. મળતાવડાપણાનું એ પરિણામ છે. રહમખાન એક બહાદૂર લડવૈયો હોવા છતાં હૃદયનો સરલ હતો અને પ્રસંગોપાત ધીરસિંગને કેટલીક ગુપ્ત વાતચીત પણ કહેતો પણ પાછળ જતાં ગભરાતો અને સૂચવતો કે "જોજે, હો! રખે કોઇને મ્હોંએ વાત ન જાય!" પોતાનામાં વિશ્વાસ સ્થાપનાર રહમખાનને ધીરસિંગ ધીરજ આપતો કે "આપે નિખાલસ દિલથી મને જે જે વાતો કરી છે, તે ખુલ્લી પાડી હું વિશ્વાસઘાત કરીશ નહિ."

કેટલાક સમયના પરિચયથી ધીરસિંગ સમજ્યો હતો કે બાદશાહની રાજનીતિથી રહમખાન જેવા સુશીલ સરદારો પણ સંપૂર્ણ સંતુષ્ટ નથી. કેદખાનાના ઉપરી તરીકે તેને એ જાણવાનું પણ વાજબી લાગ્યું કે કેદીઓનાં મન કેવાં છે. એક વાર રાત્રે એકલો તે તુરંગમાં આવી પહોંચ્યો. મધ્ય રાત્રિનો સમય હતો. તુરંગની કોટડીઓમાં અને સર્વત્ર અંધકાર ફેલાએલો હતો. જૂદે જૂદે ઠેકાણે બે–ત્રણ ઝીણા દીવા ટમટમતા હતા પરન્તુ તેનો પ્રકાશ એટલો તો ઓછો પડતો હતો કે ભાગ્યે જ બે–ત્રણ વારમાં ઝાંખું અજવાળું પડતું હોય. ધીરસિંગ ધીમે પગલે દરેક કોટડીની પાસેની પરશાળમાં થઇને પસાર થયો. એક કોટડીમાં બે કેદીઓ કાંઈ ધીમી ધીમી વાતચીત કરતા સંભળાયા. ધીરસિંગ તે વાતચીત ઉત્કંઠ બની સાંભળવા લાગ્યો:

"અને તેટલા માટે જ, ભાઈ! હું તને કહું છું કે આશામાં રહીને તારે નકામું હૃદયને વ્યથિત કરવું નહિ. બાદશાહ ઔરંગઝેબના પંજામાંથી છૂટા થવાની કે છટકી જવાની આશા રાખવી તે શશશૃંગવત્ મિથ્યા જ સમજવી."

"કાકા," ગદ્‌ગદ્ કંઠમાંથી નીકળતો ધ્વનિ સંભળાયો: "આપ વૃદ્ધ થયા છતાં બાદશાહે આપની અરજ કબૂલ રાખી નહિ, તો મારી આશા તો નિષ્ફળ નીવડે એમાં શું આશ્ચર્ય? પણ શું રાજમાતા તારાબાઈ હવે ચુપચૂપ જ બેસી રહેશે? શું મરાઠાઓ નિર્માલ્ય જેવા બનીને હવે બેસી જ રહેશે? શું તેમને આપણા જેવા કેદીઓની દયા નહિ જ આવે?"

પેલો વૃદ્ધ બહુ જ ધીમેથી બોલ્યો: "મૂર્ખ! ચૂપ રહે! તું કયે સ્થળે આવું બોલે છે તેનું જરા ભાન રાખ! આ તુરંગ મહાન્ ગ-

ણાતા મોગલ બાદશાહ ઔરંગઝેબની છે, તેનો જરા વિચાર રાખ. જો કોઈ પહેરેગીરે આ વાત સાંભળી તો આવતી કાલે જ ફીતુરી તરીકે આપણે તોપને મ્હોંએ બંધાવું પડશે અને સઘળી આશાઓનો પણ તે સાથે જ વિચ્છેદ થશે. કેવળ નિરાશ થવાનું નથી. મહારાજા શિવાજીના વંશજો મુંગા બેસી નહિ રહે. જે બને તે જોયાં કર."

પુનઃ ચૂપકીદી પથરાઈ. ધીરસિંગ એક ઉંડો નિસાસો મૂકી ત્યાંથી ચાલતો થયો અને વિચાર કરવા લાગ્યો: "અરેરે! ઔરંગઝેબના જુલ્મીપણાનો કેટલો મોટો ભય આ કેદીઓના હૃદયમાં નિવાસ કરી રહ્યો છે? તો પણ આશા અમર છે! મરાઠાઓનો નાશ થઈ ગયો દેખાય છે, છતાં પુનર્જીવનની આશાનો લોપ થયો જણાતો નથી! રજપૂતો! પણ તમારી આશાનો તો લોપ જ થઈ ગયો છે; મરાઠાઓ જેવો ઉત્સાહ બતાવવામાં તમે નબળા પડ્યા છો; મારા જેવા રજપૂતો બાદશાહની ગુલામગીરી કરવાને જ જાય અને હિંદુઓનાં દિલને રીબાતાં જૂએ, ત્યાં ઉત્સાહની આશા કેવી રીતે રાખી શકાય?" એવા અનેક વિચારો કરતો કરતો તે આગળ ચાલ્યો. એટલામાં એક કોટડીમ એક ઝીણો દીવો બળતો તેના જોવામાં આવ્યો, અને તે થોભ્યો. એક બાજુએ ગુપચૂપ તે ઊભો રહ્યો, અને માંહે શું વાતચીત ચાલે તે સાંભળવા લાગ્યો.

" નાથ, હવે ગઈ ગુજરીને વિસારી મૂકો અને હૃદયબળ ધારણ કરો! રજપૂત સરદારની આંખમાં આ આંસુ ન શોભે!"

"વ્હાલી! પણ હવે તો હું હતાશવાન્ થઈ ગયો છું! એક બ્રાહ્મણ જેવું લોટની ચપટી માંગી ખાવા જેવું જીવન પણ મારા ભાગ્યમાં નહિ! બિચારી એક બાળકીનું મુખ જોઈને સંતુષ્ટ થવાનું હતું, તે પણ ખોવાઈ ગઈ અને આપણે અભાગિયાં જ રહ્યાં! દેવી! વ્હાલી દેવી! તારા—એક સ્ત્રીના હૃદય કરતાં પણ મારૂં હૃદય નિર્બળ થઈ ગયું હોય તેમ હું અનુભવું છું!"

" એ આપને શોભે નહિ! આપ પુરૂષ છો અને હૃદયબળ ધારણ કરવાની અમારા કરતાં પણ વિશેષ શક્તિ ધરાવો છો! વનલતા ગુમાવ્યાનો શોક મને ઘણોએ થાય છે, પણ શું કરૂં?! તે જીવતી હોય કિંવા ન હોય, પણ એક રીતે આપણે ભાગ્યશાળી છીએ. તે આપણી સાથે હોત, તો એ કુમળા ફૂલનું દુઃખ આ તુરંગમાં આપણાથી જોયું જાત નહિ! માટે હું તો હજી પણ આપણને ભાગ્યશાળી સમજું છું.

" હું એક રજપૂત સરદાર અને મારા હાથપગમાં આ લોઢાની બેડીઓ! હું શું કરૂં? જો છૂટો હોત તો ગમે તેમ કરીને નાસી છૂ-

ટત અને તે કાફરોને બતાવત કે તેમના પહેરેગીરો કેવો પહેરો ભરે છે! પણ હું શું કરું? એવા સખ્ત જાપ્તામાં આવી પડ્યો છું કે માથું પણ ઉંચું કરી શકતો નથી!"

"એવી રીતે જરા હિમ્મતથી વાત કરો તો વધારે સારું! મારા પગમાં પણ તેથી જરા જોર રહે! કેવળ નિર્બળ શું થઈ જતા હશો? હમણાં પેલો નવો રજપૂત અધિકારી આવ્યો છે ને?"

"હા, તે રજપૂત છે! તેનું નામ ધીરસિંગ છે! તે ધારે તો કાંઈક ખટપટ કરીને મને નાસવાનો લાગ આપે ખરો; પણ તે રજપૂત હોવા છતાં યવનનું લૂણ ખાતો હોવાથી યવન કરતાં પણ હલકા હૃદયનો હોવો જોઈએ! જેણે સ્વજાતિદ્રોહ કરીને વિદેશીઓની ગુલામગીરીનો સ્વીકાર કરતાં જરા પણ પાછી પાની કરી નહિ, તેનું હૃદય કેટલું બધું ભ્રષ્ટ થયું હોય, તેનો વિચાર સહજ કરી શકાય તેમ છે! ધિક્કાર હોજો તેવા વટલાએલા રજપૂતોને! મને તેવાઓ ઉપર બહુ જ તિરસ્કાર આવે છે! પેલી ગરબી જરા ગા–રજપૂતોના કુળધર્મનો વિચ્છેદ કરનારા એવા દ્રોહીઓ ઉપર બે–ચાર પ્રહાર થવા દે!" આમ બોલતાં તે રજપૂત કેદીનું લોહી ઉશ્કેરાઈ ગયું હોય, તેવી રીતે તેનો ચાંદો જરા વધારે નીકળ્યો અને ધીરસિંગ સ્પષ્ટતાથી બધું સમજી શક્યો.

રજપૂતાણી ધીમે કંઠે ગાવા લાગી:

*"હાક પડી વીર નહિ ઉંઘતા રે,
"સજો શૂરા હથિયાર,
"પડો બખ્તરીયા બ્હાર,
"રણનાં રણશીંગાં વાગીયાં. ટેક.
"કુળભ્રષ્ટ બંધુઓ તમતણા રે,
"યવન શરણે જે જાય,
"સેવે યવનોના પાય,
"તેણે તમ સાથ યુદ્ધ માંડિયાં,
"લજવી જાતિ, કુળ, માય. રણનાં.
"ભ્રષ્ટ રજપૂતો યવન પગતળે રે,
"ખુંદાવે ભૂમિ માતરૂપ,
"ભૂલી માતાનું રૂપ,
"ધિક્ ધિક્ હોજો જે દુષ્ટ લુંટવે,
"લાજ માતની અનુપ. રણનાં.
"જૂઓ શૂરા જનો જંગમાં રે,

* એક લોકગીત ઉપરથી કેટલાક ફેરફાર સાથે.

"ખેલો ખાંડાના ખેલ,
" વર્ણસંકરને હેલ,
" પહોંચાડો નરકના દ્વારમા,
"કરી લોહી રેલ છેલ. રણનાં.
" જોધા મેવાડના જગતે રે,
"કરો કેસરીયાં અંગ,
"ટાળો માતનું કલંક,
" ધડે લડો લઈ શીષ હાથમાં,
"રાખો રણમાંહે રંગ." રણનાં.

ગરબી પૂરી થઈ! **ધીરસિંગ**ની આંખોમાંથી આંસુની અસ્ખલિત ધારા વહન કરવા લાગી. તેનું હૃદય મુંઝાવા લાગ્યું. પોતાનો પિતા કેદમાં હોય તથા પોતે તેનાપર દેખરેખ રાખનાર પેહેરેગીર હોય અને જેવું દુઃખ થાય તેવું દુઃખ **ધીરસિંગ**ના હૃદયમાં પેદા થયું. હૃદય પોકારી ઉઠયુંઃ "ઓ **ધીરસિંગ**! તું કેવો દુષ્ટ છે? તું કેવા ભ્રષ્ટ હૃદયનો છે? રજપૂત કેદીઓ આ કારાગૃહમાં પીડાય છે અને તું કેટલો ઘાતકી છે કે તેમના ઉપર પેહેરો ભરે છે? તેમના—તે ખરા રજપૂતના તિરસ્કારને પાત્ર જ હું ખરેખર છું! મે યવનોનું લૂણ ખાઇને મારી બુદ્ધિને વટલાવી છે! પણ હવે હું જાગીશ. આ ખરા રજપૂતોની હું માફી માંગીશ." એમ વિચારતાં જ **ધીરસિંગે** કોટડીના બંધ બારણાંને ધક્કો માર્યો અને બારણાં ઉઘડી ગયાં. કેદીઓ ચમક્યા, **ધીરસિંગ** સત્વર તે બન્નેને પગે પડ્યો અને બોલ્યોઃ "માયાળુ માતાપિતા! ખરેખર હું **ધીરસિંગ** તમારા તિરસ્કારને પાત્ર છું! મેં મારી બુદ્ધિને વટલાવી છે, પણ હવે હું તેને ખરે માર્ગે લાવવા પ્રયત્નશીલ થઇશ. મારો અપરાધ મારા રજપૂત ભાઈ જ ક્ષમા કરે તેવી મારી ઈચ્છા છે."

તે રજપૂત કેદી કે જેનું નામ **સાગરસિંહ** હતું અને તેની સ્ત્રીનું નામ **સુવર્ણદેવી** હતું, તે બન્ને **ધીરસિંગ**ને એકાએક આવી પહોંચેલો જોઇને, તેણે સઘળી વાતચીત અને ગરબી સાંભળેલી જાણીને અને તેને પોતાની માફી માંગતો જોઇને આશ્ચર્યચકિત થયાં! **સાગરસિંહ** સાવધ થઇને બોલ્યોઃ "તમને એકાએક આવેલા જોઇને હું ગભરાયો હતો, પણ તમારા શબ્દોથી મારો ગભરાટ દૂર થયો છે! આપને ઈષ્ટ સદ્બુદ્ધિ પ્રાપ્ત થાઓ, એમ હું ઈચ્છું છું! પણ—પણ—આપની કાંઈ માહિતી—"

" તે આપવાની કાંઈ જરૂર નથી. વખત આવ્યે બધું સમજાશે. હું હવે ખરા ભાનમાં આવ્યો છું અને તે માટે આપનો આભારી છું. એક રજપૂત તરીકેની મારી સ્થિતિ કેટલાક વખત પહેલાં મારા સમજવામાં આવી છે પણ આપે મારા વિશેષ કર્તવ્યનું મને ભાન કરાવ્યું છે. આપનો હું ઉપકાર માનું છું."

" ઉપકાર માનો ઈશ્વરનો અને મહારાજા પ્રતાપનો કે જે આપને સંકટના સમયમાં કેવી રીતે ચાલવું તેનો માર્ગ દર્શાવી ગયા છે! ભાઈ! પણ અમારા દુઃખમાં કાંઈ—"

**ધીરસિંગ** વચમાં જ બોલ્યોઃ " તે મારા ધ્યાનમાં છે! આપનું દુઃખ તે મારા અંતરની પીડા સમાન છે. યોગ્ય પ્રસંગ આવતાં માથે જોખમ વેઠીને પણ હું આપને નસાડીશ."

" અત્યારે કાંઈ બને તેમ નથી?"

**ધીરસિંગ** લજ્જા પામતો બોલ્યોઃ " ના, ઉતાવળા ન થાઓ, ધીરજ રાખો!"

" આ બેડીઓ—"

" હા, તેમાંથી તમને મુક્ત કરવાનો મને અધિકાર છે; કાલે જ તમે મુક્ત થશો. ધૈર્ય રાખજો. કોઈ જોઈ ન જાય માટે હવે હું જઉં છું." એમ બોલતો જ **ધીરસિંગ** બહાર નીકળી ગયો અને અનેક વિચારોમાં ગુંચવાતો ગોટવાતો પોતાને મકાને જઈ બિછાનામાં પડયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### ઐતિહાસિક પરિસ્થિતિ.

**अध ऊर्ध्वत्वमायाति यात्यूर्ध्वत्वमधस्तथा ।**
**संसारस्य चलस्यास्य चक्रनेमिरिवाभितः ॥**

**અર્થઃ**—રથના પૈડાના છેડાની પેઠે આ ચંચલ સંસારનો નીચેનો ભાગ ઉપર જાય છે અને ઉંચેનો ભાગ નીચે જાય છે.

**યોગવાસિષ્ઠ.**

**ના**મ પ્રમાણે ગુણ ધરાવતો સુવર્ણગઢનો કિલ્લો આપણી કથાના સમયમાં કર્ણાટકની સીમા ઉપર આવી રહેલો હતો. જે પ્રમાણે બીજા કિલ્લાઓ સંબંધે તથા પ્રાચીન ઐતિહાસિક સ્થળો સંબંધે આજ ભાગ્યે જ માહિતી મળે છે, તે જ પ્રમાણે એક સમયે અનેક બાબતોને માટે પ્રસિદ્ધ થઈ ગયેલો સુવર્ણગઢ ચક્રવત્ પરિભ્રમણ કરતા કાળમાં સપડાઈ જવાથી તેનું નામ નિશાન પણ જોવામાં આવતું નથી! બીજા મોટા મોટા કિલ્લાની આજે જે સ્થિતિ જોવામાં આવે છે તેની જ સ્થિતિ સુવર્ણગઢના કિલ્લાની પણ થઈ હોય તેમ જોવામાં આવે છે. અત્યારે તે કિલ્લા ભણી–તેના ભાંગ્યા તૂટયા દરવાજા અને બુરજ-મીનારા ભણી જોઈએ છીએ ત્યારે પણ અઢારમી સદીના મહારાષ્ટ્રના આ પ્રસિદ્ધ કિલ્લાની ભવ્યતાનું ભાન થયા સિવાય રહેતું નથી. કિલ્લામાં

પ્રવેશ કરતાં જ નિરાશાજનક અને દુઃખદાયક પ્રકાર દષ્ટિએ પડે છે! જે મંદિરમા પૂજા કરવાને સમયે જયઘોષ કરનારૂં નગારૂં હિંદુ સામ્રાજ્યના વિજયની ગર્જના કરતું હતું, તે જ મંદિર કાળચક્રમાં વિલીન થએલું દષ્ટિએ પડે છે! જે રાજમંદિર સૌંદર્યવતી રાજ્યુવતીઓના નુપૂરના સ્વરથી ગર્જી રહેતું હતું, જેમાં વિજયનગરના શૂરા સરદારો રહીને પોતાની પ્રજાનું રક્ષણ કરતા હતા, તે મંદિર છિન્નભિન્ન પડેલું નજરે પડે છે! જે પટાંગણમાં તે સમયના શૂરા સિપાહીઓ સ્વેચ્છ વિહાર કરતા હતા, તે જ પટાંગણ આજે ઉંચા ઉંચા જંગલી છોડવાઓથી અને રાનટી પશુ પક્ષીઓથી અલંકૃત થએલું જોવામાં આવે છે! તે સુંદરતાનો અને તે આબાદીનો સમય ગયો તે ગયો જ!

આજે તે સુવર્ણગઢનો કિલ્લો ગમે તેવી સ્થિતિમાં હો, પરન્તુ આપણી વાર્ત્તાના સમયમાં તે પ્રખ્યાત હતો. તે કિલ્લો કોણે બાંધ્યો તે સંબંધે હાલમાં કોઈ માહિતી મળી શકતી નથી, પરન્તુ કેટલાંક પ્રમાણો ઉપરથી એવું અનુમાન કાઢી શકાય છે કે ઘનઘોર સંગ્રામ થયા પછી જ્યારે વિજયનગરનું હિંદુ રાજ્ય પડી ભાગ્યું—તેનો વિનિપાત થયો, તે પહેલાં વિજયનગરના કોઈ રાજાએ તે કિલ્લો બાંધ્યો હોવો જોઇએ. વિજયનગરનું સામ્રાજ્ય પડી ભાગ્યા પછી તે બ્રાહ્મણી રાજ્યમાં ભળી ગયો; પરન્તુ પુનઃ થોડા જ સમય પછી તે કિલ્લો મરાઠાઓના તાબામાં આવ્યો અને હિંદુ રાજ્યનું નિશાન તે ઉપર ફરકી રહ્યું! એટલામાં શિવાજીના દુર્વ્યસની પુત્ર સંભાજીનું રાજ્ય થયું અને તેના દુર્વર્તનથી મરાઠી રાજ્યને મોટો ધક્કો લાગ્યો. દક્ષિણના સઘળા પ્રદેશને તાબે કરી લેવાને ઔરંગઝેબ દક્ષિણમા જ પડ્યો પાથર્યો રહેવા લાગ્યો અને વીશ વર્ષ સુધી તેણે અનેક મુશ્કેલીઓ સહન કરીને મરાઠાઓને હેરાન કર્યા.* મરાઠાઓ સાથે જ્યારે બાદશાહ ઔરંગઝેબે આ લાંબો વિગ્રહ શરૂ કર્યો ત્યારે તેની ઉમર પાંસઠ વર્ષની હતી અને પોતાની એક્યાશીમા વર્ષની ઉમરે તે કિંચિત્ નિવૃત્તિને પામ્યો હતો.† આપણી વાર્ત્તાના સમયમાં સુવર્ણગઢનો નામ પ્રમાણે ગુણ ધરાવતો સુપ્રસિદ્ધ સુવર્ણમય કિલ્લો મોગલોના તાબામાં

---

* The marvellous thing about this wearisome Campaign of twenty years is the way in which the brave old Emperor endured its many hardships and disappointments. *Stanley Lane-Poole.*

† He was nearly sixty-five when he crossed the Narbada to begin on this long war, and had attained his eight-first year before he quitted his cantonment at Bairampur (to make his last grand sweep over the Maratha country). *Elphinstone.*

હતો; પરન્તુ મરાઠાઓની લૂંટફાટથી તેની સુવર્ણમયતા અદૃશ્ય થઇ ગઇ હતી અને સઘળી આબાદી નષ્ટ થઇ ગઇ હતી. તે સમયથી જ સુવર્ણગઢના પતનનો પ્રારંભ થયો હતો, અને તે સાથે મોગલોના સૂર્યના અસ્તનો પણ પ્રારંભ થઇ ચૂક્યો હતો! મોગલોની સ્થિતિ ઘણી ભયંકર થઇ ગઇ હતી. તેમના ભાગ્યે સૂર્યનો મધ્યાહ્ન ક્યારનોએ પાલટી ચૂક્યો હતો અને તેનો અસ્ત થવાની વેળા પણ નિકટમાં જ હતી. મરાઠાઓનો રાજ્યસૂર્ય મધ્યાકાશમાં દોડી જતો હતો અને ધીમે ધીમે પોતાનું પ્રચંડ તેજ વધારતો જતો હતો. એકનો અસ્ત અને બીજાનો ઉદય તે સઘળું કર્મના સંયોગોને જ આધિન છે!

પોતાના દુર્વ્યસનથી **સંભાજી** મોગલોની જાળમાં ફસાઇ પડ્યો. **શિવાજી** પણ એક વાર તેવી જ રીતે ફસાઇ ગયો હતો, પરન્તુ તે યુક્તિસર મીઠાઇના ટોપલાદ્વારા મુક્ત થઇ ગયો હતો. અક્કલના અધૂરા **સંભાજી**માં તેવી કાંઇ દક્ષતા ન હતી અને **ઔરંગઝેબ** ડરતો હતો કે રખેને વધારે વાર જીવતો રાખવાથી **સંભાજી** પણ **શિવાજી**ની પેઠે છૂટો થઇ જાય. આથી તેણે **સંભાજી**ની આંખોમાં ઉનો ધગધગતો સળીઓ ઘોંચી, તેને આંધળો કરી, તેની જીભ કાપી નાંખી અને પછી તેને મારી નંખાવ્યો! (૧૬૮૯). તે દુષ્કૃત્ય કરતાં બાદશાહે જે નિષ્ઠુરતા દર્શાવી હતી, તે મરાઠાઓના હૃદયમાં વજ્રલેપ થઇ ગઇ. સ્વામિભક્ત મરાઠાઓને તેથી બહુ લાગી આવ્યું અને મોગલો ઉપર બહુ જ ચીડ ચડી. **સંભાજી**ના વધથી મરાઠાઓ એટલા બધા ગુસ્સે થઇ ગયા હતા કે "કાં તો મરવું અને કાં તો મોગલોને મારવા." એ જ પ્રતિજ્ઞા તેમણે ગ્રહણ કરી‡. **ધનાજી** જાધવ અને **સંતાજી** ઘોરપડે જેવા શૂરા સરદારો, મોગલોના મુસલમાન સરદાર ઝુલ્ફીકારખાન અને રણમસ્તખાન વગેરેને કૃતાંત કાળ સરખા ભાસવા લાગ્યા. મોગલ સરદારોએ જે જે પ્રદેશો મેળવ્યા હતા તે સઘળાને લૂંટી-બાળીને પાયમાલ કરવામાં મરાઠાઓ પ્રવૃત્ત થયા. આખો દેશ ઉધ્વસ્થ કરી નાંખ્યો. સરકારી ખજાનો લૂંટી લીધો. જે કોઇ રીતે **સંભાજી**ના વધનું વેર લેવાય તેવી દરેક રીતિ ગ્રહણ કરવામાં મરાઠાઓએ પાછી પાની કરી નહિ. મોગલો એટલા બધા ત્રાસી ગયા કે તેઓને જ્યાં ને ત્યાં મરાઠાઓનો ભ્રમ જ ભાસવા લાગ્યો! એમ કહેવાય છે કે જો કોઇ મુસલમાન ઘોડેસ્વારનો ઘોડો પાણી પીતો નહિ, તો તે ઘોડાને ઉદ્દેશીને

‡ The exasparting struggle lasted seventeen years after the execution of Sambhaji and the capture of his chief stronghold: and at the end success was as far as off ever. *Stanley Lane-Poole.*

એમ કહેવામાં આવતું કે "પાણી કેમ પીતો નથી? તેમાં પણ તને ધનોજી જાધવ દેખાય છે કે શું?" આ નાનકડી આખ્યાયિકા ઉપરથી જ તે સમયે મોગલોની કેવી સ્થિતિ થઈ પડી હશે તેની કલ્પના સહજ કરી શકાશે.

**સંભાજી**ના મરણ પછી મરાઠા સરદારોએ એવી યોજના કરી કે **સંભાજી**નો બાળ પુત્ર **શાહુ*** મોટો થાય ત્યાં સુધી તેનો કાકો **રાજારામ** રાજ્યકાર્ય ચલાવે. સર્વાનુમતે આ વ્યવસ્થા પસંદ કરવામાં આવી અને નવા આઠ પ્રધાનોને નીમવામાં આવ્યા. રાજ્યશકટ ચલાવવાની શરૂઆત કરવામાં આવી પણ **દિલ્હીપતિ ઔરંગઝેબ**ના મનમાં આ નવીન કાંટો સમૂળો કાપી નાંખવાનો જ વિચાર ભરાઈ બેઠા હતો. તેણે એકદમ **રાયગઢ**ને ઘેરો ઘાલ્યો અને પ્રસંગ જોઈ હલ્લો પણ કર્યો! આ સમયે **સંભાજી**ની કારકીર્દીમાં મરાઠાઓની છિન્નભિન્ન થઈ ગએલી ટુકડીઓ પુનઃ તૈયાર કરવાનું કામ ચાલતું હતું અને એવામાં જ આ સંકટ આવી પડવાથી મરાઠાઓને યશ મળ્યો નહિ. **રાયગઢ**ના કિલ્લા સાથે **સંભાજી**ની પત્ની યેસૂબાઈ અને તેનો પુત્ર **શાહુ** પણ મોગલોના તાબામાં ગયાં. **ઔરંગઝેબે** તે બન્નેને **દિલ્હી** લઈ જઈને કેદમાં રાખ્યાં. **રાયગઢ** મોગલોના તાબામાં જવાથી **રાજારામ** કેટલાક સરદારોની સાથે **જીંજી**ના કિલ્લામાં ભરાઈ બેઠો; પણ મોગલોએ તે કિલ્લાપર હલ્લો કરી તેને તાબે કરી લીધો. (ઈ. સ. ૧૬૯૮.) છતાં પણ હજી મરાઠાઓ નિરાશ થયા ન હતા. પુનઃ તેઓએ પોતાની ટુકડીઓ એકઠી કરવા માંડી પરન્તુ એટલામાં **રાજારામ**નું મરણ થયું! આ પ્રમાણે મરાઠી રાજ્યપર અનેક સંકટો આવ્યાં, તોપણ જેમ સોનાને વધારે ને વધારે તપાવવામાં આવે છે તેમ તેમ તેનું ખરૂં સ્વરૂપ ખીલી નીકળતું જાય છે, તેવી રીતે જેમ જેમ મોગલો આ આ નૂતન રાજ્યતરૂને નિર્મૂળ કરવાનો પ્રયત્ન કરતા હતા, તેમ તેમ તેનો ક્ષય ન થતાં ઉલટું તે જોરથી વિવૃદ્ધિને પામતું જતું હતું—તેનું સ્વરૂપ વધારે ને વધારે વિકાસ પામતું જતું હતું! **જીંજીગઢ**નો કિલ્લો તાબે કર્યા પછી મોગલોએ ઈ. સ. ૧૬૯૯ થી ૧૭૦૧ સુધીમાં **સતારા, પન્હાળગઢ** અને બીજા કિલ્લાઓ પણ પોતાને તાબે કરી લીધા હતા. પરન્તુ ત્યારપછી ભરતીવાળા સમુદ્રની સ્થિતિ આ-

---

* તેનું ખરૂં નામ **શિવાજી** હતું, પરન્તુ **રાજારામ**ના પુત્રનું નામ પણ **શિવાજી** હોવાથી આપણે તેને સરલતાની ખાતર **શાહુ**ના નામથી જ ઓળખીશું, કે જે નામથી તે બાદશાહ **ઔરંગઝેબ**ના દરબારમાં ઓળખાતો હતો. **ઔરંગઝેબે** પોતે જ તેનું નામ **શાહુ** પાડયું હતું.

ટના રૂપમાં ફેરવાઈ ગઈ! બાદશાહ **ઔરંગઝેબ** વૃદ્ધ થયો હતો. તેના લશ્કર ઉપર અનેક કુદરતી આફતો આવી પડી હતી. અનાજનો દુ-ષ્કાળ પડ્યો હતો અને પગારનાં સાંસાંથી સિપાહીઓમાં અસંતોષ ફેલાયો હતો. સિપાહીઓને તેણે ખુલ્લું જણાવ્યું હતું કે 'તમારે જતા રહેવું હોય તો જતા રહો!'* આ વખતે મરાઠાઓ પોતાની સર્વ પ્રકારની તૈયારીઓમાં જ મશગૂલ હતા. **ઔરંગઝેબ**ને પ્રસંગોપાત શિકસ્ત આપવાની તેમની ઇચ્છા હતી અને તેમની તૈયારીઓ તેને લગતી જ હતી.

**રાજારામ**ના મરણ પછી તેની સુવિખ્યાત અને શૂરી પત્ની **તારાબાઈ**એ પોતાના પુત્ર **શિવાજી**ને ગાદીપર બેસારીને **રામચંદ્રપંત** અમાત્ય, **ધનાજી જાધવ**, **સંક્રાજી નારાયણ**, **પરશુરામ ત્રિંબક** ઇત્યાદિ શૂરા મુત્સદ્દીઓના અનુમતથી રાજ્યસૂત્રો સ્વહસ્તમાં ધારણ કર્યાં.

આપણી કથાના પ્રારંભના સમયમાં **પન્હાળગઢ**નો કિલ્લો મરા-ઠાઓએ મોગલો પાસેથી પોતાના તાબામાં ક્યારનોએ લઈ લીધો હતો. મોગલ લશ્કર પ્રવૃત્તિવિનાનું, નિર્બળ અને લોથપોથ થઇને પડ્યું હતું. **પન્હાળગઢ**માં રહીને **તારાબાઈ શિવાજી**ના નામથી કાર્યભાર ચલાવતી હતી. મરાઠી સરદારો, જે કાંઈ પ્રદેશ ગુમાવ્યો હતો, તેને પુનઃ પ્રાપ્ત કરવાના ઉદ્યમમાં મચેલા હતા, અને મોગલોનો સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હોવાથી તેઓ બચાવ કરવાની શક્તિ ધરાવતા ન હતા.

---

## પ્રકરણ ૪ થું.

### બન્નેનો સામાન્ય શત્રુ.

**कृते प्रतिकृतिं कुर्याद्धिंसने प्रतिहिंसितम् ।**
**तत्र दोषं न पश्यामि शठे शाठ्यं समाचरेत् ॥**

**અર્થ**—કાર્યનો બદલો પ્રતિકાર્યથી આપવો અને હિંસા કરનારને તેની હિંસા કરીને બદલો આપવો તેમાં હું કાંઇ પણ દોષ જોતો નથી. શઠની સામે શઠતા જ વાપરવી જોઇએ.

* * * * *

**રશ્મિધારી**નો અસ્ત થયા પછી થોડી વારમાં જ સંધ્યાનો પ્ર-કાશ પણ અંતર્ધાન થયો. નિશાદેવીની સત્તા ધીમે ધીમે અને ધીરે

* The Mughal army was enfeebled and demoralized, 'those infernal foot-soldiers' were croaking like rooks in an invaded rookery clamouring for their arrears of pay. *Stanley Lane-Poole.*

ધીરે ભમતી જતી હોય તેમ જણાવા લાગ્યું. થોડી વારમાં તો એક-બેને બદલે સેંકડો તારા ક્ષીણ પ્રકાશથી આકાશમાં ચમકવા લાગ્યા. તારાપતિ ચંદ્રદેવ પૂર્ણ પ્રફુલ્લિત થઇને પોતનાં શાંત કિરણોવડે ભૂતળવાસી જનોને આનંદ આપવા લાગ્યો.

અત્યારે ધીરસિંગ પશ્ચિમ દિશાએ આવેલા એક બુરજ ઉપર બેઠેલો હતો. ત્યાંથી કિલ્લાની આસપાસનું ઘનઘોર અરણ્ય દૃષ્ટિએ પડતું હતું. એક બાજુએ વૃક્ષરાજીમાં થઇને જતી સોનવડી તરફ જવાની પગથીઓ જોવામાં આવતી હતી અને બીજી બાજુએ અત્યંત દૂર આવેલી નદીનું જળ ચંદ્રના પ્રકાશમાં શ્વેત સ્ફાટિકની પેઠે ચળકી રહ્યું હતું. ત્યાંથી જરા આગળ દૃષ્ટિ ફેંકતાં દૃષ્ટિમર્યાદા ગિરિવરોનાં ઉત્તુંગ શિખરોવડે બંધાઇ જતી હતી. પવનની ગતિ બંધ હોવાથી જ્યાં ત્યાં શાંતતા પ્રસરી રહેલી હતી. તમરાંનો કિરકિરાટ અને રાત્રે શિકારને માટે ફરતાં નાનાં મોટાં પ્રાણીઓનો ખનખનાટ આ શાંતિનો ભંગ કરતાં જણાતાં હતાં. તે જ શાંતતા ધીરસિંગના હૃદયમાં પણ પ્રાપ્ત થઇ હતી. તેનો ચહેરો ગંભીર થયો. તે કિલ્લાના બુરજપર બેસીને દૂર દૂર પ્રસરેલા જંગલની શોભા જોતો હતો. મનુષ્યનું મન પૂર્ણ નિર્વિચાર થવું અતિકઠિન છે. એકાદ ક્ષણભર તે નિર્વિચાર થાય છે તો પુનઃ તે વિચારપૂર્ણ થાય છે. ધીરસિંગ પણ ક્ષણભર શાંત માનસિક સ્થિતિનો અનુભોગી થયો, પરન્તુ બીજી જ ક્ષણે તેની બાહ્ય દૃષ્ટિ અરણ્યની શોભા જોતી હતી ત્યારે તેની અંતર્દૃષ્ટિ કોઇ બીજા દેખાવનું અવલોકન કરવા લાગતી. એ પ્રમાણે તે વિચારમાં પૂર્ણ મુગ્ધ થયો હતો એટલામાં પાસે જ એક નાના ઝુંડમાં કાંઇ હીલચાલ થતી તેના જોવામાં આવી. વૃત્તિ ચંચળ બની. ભાનમાં આવી બારીકાઇથી તેણે દૃષ્ટિ કરી તો ત્યાં કોઇ ન મળે! પુનઃ તે વિચારમાં લીન થયો. તેનો વિચાર ગઇ રાત્રે બનેલા સાગરસિંહ અને સુવર્ણદેવીવાળા બનાવ વિષેનો હતો. તે મનમાં બબડ્યોઃ " તેમને બેડીમાંથી તો મુક્ત કર્યા, પણ કોઇ યુક્તિથી તુરંગમાંથી પણ મુક્ત કરવાં જોઇએ. મારા જાતિબંધુની સેવા મારે જીવને જોખમે પણ કરવી જોઇએ, પણ યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યાં સુધી આ કાર્યને પણ મુલ્તવી—" એટલામાં પેલા ઝુંડમાં કોઇ માણસોની ચુપચુપ વાતોનો ધ્વનિ સંભળાયો. ધીરસિંગને લાગ્યું કે ત્યાં કોઇ ગુપ્ત વાતચીત કરે છે, પણ જરા નીચા વળીને નજર કરી તો પૂર્વ પ્રમાણે સર્વત્ર શાંતતા જ જોવામાં આવી. "મેં વાતચીત સાંભળી તે તો ચોક્કસ—પછી તે કિલ્લા નીચેથી આવો કે બીજે કયાંયથી આવો." એવો

નિશ્ચય ધીરસિંગે કર્યો, પણ પોતાની આસપાસ કોઇ જોવામાં આવ્યું નહિ. કેટલેક દૂર નોકર ચાકર અને કિલ્લા ઉપર કેટલાક માણસો અહીં તહીં ફરતાં જોવામાં આવ્યાં. "હં; હં, તે તો કેવળ ભાસ હશે", એમ વિચારીને પુનઃ પોતાના ધ્યાનમાં તે મગ્ન થયો. તેના વિચારની દિશા થોડી બદલાઇ. થોડો સમય ગયો, એટલામાં પુનઃ વાતચીત સંભળાઇ! કાંઇ સ્પષ્ટ શબ્દો પણ સાંભળવામાં આવ્યા! તે મનમાં જ બોલ્યો: "ખરેખર, આ વખતે ભાસ નથી પણ મેં વાતચીત જ સાંભળી છે." એટલામાં "ચૂપ, જરા હળવેથી" એમ સ્પષ્ટ શબ્દો સંભળાયા અને ધીરસિંગને લાગ્યું કે "આ બાબતમાં કાંઇ પણ ગુપ્ત રહસ્ય સમાએલું છે." તેણે એકી દૃષ્ટે તે ઝુંડ તરફ જોવા માંડયું પણ નિરાશા! પહેલાં પ્રમાણે સર્વત્ર શાંતતા જ હતી!

પણ ધીરસિંગના હૃદયમાં ઉત્પન્ન થએલું કુતૂહલ દૂર થયું નહિ. તે બેઠો હતો ત્યાંથી ઉઠયો અને આસપાસની સઘળી જગ્યા તેણે જોઈ લીધી પણ નિરાશા જ મળી! પુનઃ તે પોતાની જગ્યાએ આવીને બેઠો અને ઝુંડ તરફ દૃષ્ટિ રાખી તો કાંઈ હાલતું ચાલતું જોવામાં આવ્યું! પણ કિલ્લાનો પડછાયો તે ઝુંડ ઉપર પડતો હતો એટલે ત્યાં જે કાંઈ હીલચાલ ચાલતી હતી તે સ્પષ્ટ રીતે ધીરસિંગના જોવામાં આવી નહિ. તેણે દૃષ્ટિને બહુ જ લંબાવી—એકાગ્ર ચિત્તથી તેણે તે ઝુંડ તરફ જોવા માંડયું, કારણકે ત્યાં ચાલતી હીલચાલ રહસ્યપૂર્ણ હોવી જોઇએ એમ તેની ખાત્રી થઈ હતી. તેની મુખમુદ્રાપર ઉત્સુકતાની પૂર્ણ છાયા પ્રસરેલી હતી અને તેમાં આનંદની કિંચિત્ છટા પણ ચમકતી હતી. તે એટલો બધો ઉત્સુક થઈ ગયો હતો કે જો નીચે ઉતરવા માટે કૂદકો મારવો પડે તો પણ મારે, પરન્તુ બુરજ બહુ જ ઉંચો હતો અને ઝુંડ ઉપર પડવું ઘણું જ જોખમભરેલું હતું. થોડી વાર થઈ અને પુનઃ વાતચીત સાંભળવામાં આવી. ધીરસિંગે પોતાના આંખ—કાનને તે ઝુંડ તરફ જ મોકલી રાખ્યાં હતાં. પહેલાં થોડી હીલચાલ જોવામાં આવી. પછી કોઈ સરકતું સરકતું આગળ આવતું હોય તેમ જોવામાં આવ્યું. થોડી વારે બારીકીથી જોતાં એક કાળી આકૃતિ સ્પષ્ટ રીતે જોવામાં આવી. તે આકૃતિએ આખે શરીરે કાળાં વસ્ત્રો લપેટી લીધાં હતાં, તેથી તેનો ચહેરો તેમ જ બીજું શરીર પણ જોઈ શકાતું ન હતું. તે આકૃતિ સ્ત્રી છે કે પુરૂપ છે, તરુણ છે કે વૃદ્ધ છે, સુરૂપ છે કે કુરૂપ છે એ સમજવું પણ બહુ મુશ્કેલ હતું. તે આકૃતિ પોતાની તરફ જુએ છે એમ ધીરસિંગને લાગ્યું એટલે તે બાજુએ ખસી ગયો અને આડે રહીને જોવા લાગ્યો. થોડી વખત સુધી કાંઈ હીલચાલ જોવામાં આવી

**ધીરસિંગ** મનમાં બોલ્યો: " આ શું ? વાતચીત કરનારી બે વ્યક્તિ હોવી જોઇએ અને આ તો એક જ આકૃતિ દેખાય છે ! ત્યારે બીજી વ્યક્તિ ગઇ ક્યાં ? " એટલામાં એક ધીમી સીટીનો અવાજ સંભળાયો અને **ધીરસિંગે** જોયું તો જણાયું કે એક બીજી આકૃતિ પેલી પહેલી આકૃતિની પાસે ઊભેલી છે ! તે બીજી આકૃતિ સાદા પોશાકમાં હતી. તેનો ચહેરો **ધીરસિંગ** જોઈ શક્યો પણ તેને ઓળખી શક્યો નહિ. " હવે, કાલે " એ શબ્દો તે બેમાંથી એક વ્યક્તિ બોલી અને તે **ધીરસિંગે** સ્પષ્ટ રીતે સાંભળ્યા. કિલ્લા ઉપર કોઇનાં પગલાં સંભળાયા એટલે **ધીરસિંગે** પાછું ફરીને જોયું તો કોઈ વ્યક્તિ પોતા તરફ આવતી જણાઈ. તે તરફ દુર્લક્ષ કરીને **ધીરસિંગ** પેલા ઝુંડ તરફ જોવા લાગ્યો તો બન્ને વ્યક્તિ અદૃશ્ય થઈ ગયેલી માલૂમ પડી ! **ધીરસિંગે** નિરાશાથી નિઃશ્વાસ નાંખ્યો. તે વ્યક્તિઓ ક્યાં જાય છે, તે જોવાનું હતું પણ તે સર્વ નિષ્ફળ થયું. " કાંઈ હરકત નહિ. પુનઃ આવતી કાલે અને આ જ ઠેકાણે ભેટ થનાર હોય તેમ જણાય છે. કાલે તપાસ લાગ્યા સિવાય રહેશે નહિ. " એમ વિચારીને **ધીરસિંગ** પોતાની બેઠકને સ્થળે સ્વસ્થ થઇને બેઠો, તો તેણે જે વ્યક્તિના આગમન તરફ દુર્લક્ષ કર્યું હતું, તે જ વ્યક્તિ તેની સામે આવીને ઊભેલી જણાઈ.

તે વ્યક્તિને જોતાં જ **ધીરસિંગના** મનમાં કાંઇક શંકા આવી, એટલે તે એકદમ બોલ્યો: " કોણ છે તે ? "

" હું **અમિના.** " તે વ્યક્તિએ હલકેથી જવાબ આપ્યો.

" કોણ **અમિના** ? " **ધીરસિંગ** આશ્ચર્યથી ચકિત થઇને બોલ્યો: " તારૂં અહીં શું કામ હતું ? "

"આપની પાસે જ આવી છું. બીબીસાહેબ આપને બોલાવે છે." **અમિના** બોલી.

" કોણ ? **ગુલબહાર** મને બોલાવે છે ? " **ધીરસિંગ** ચકિત થતો બોલ્યો: " શું કામ છે ? "

" તે મને ખબર નથી. " **અમિનાએ** ઉત્તર આપ્યો.

" વારૂ જરા ઊભી રહે " એમ કહીને **ધીરસિંગ** પેલા ઝુંડ તરફ ગયો અને તે સઘળી જગ્યા જોઇ લીધા પછી પાછો ફર્યો. **અમિના** આગળ ચાલવા લાગી અને **ધીરસિંગ** તેની પાછળ પાછળ જવા લાગ્યો. બીબી શા માટે બોલાવતી હશે, તે વિચાર કરતાં, પહેલાં તો તેને આશ્ચર્ય થયું પણ તે સંબંધે વિચાર બહુ વાર તેના મગજમાં રહ્યો નહિ. કિલ્લા નીચે થએલા ચમત્કારથી જ અત્યારે તેનું મગજ ભરાઈ ગયું હતું. " કિલ્લા નીચે જે ચમત્કાર અત્યારે જોયો તે ખરો હશે

કે ખોટો? તે બે અપરિચિત વ્યક્તિ કોણ હશે? રોજ હું કિલ્લા ઉપર ફરૂં છું, નીચે શિકારે જઉં છું, પણ કોઇ વાર મેં આવો ચમત્કાર જોયો નથી! અને આજ જોયો તેનું કારણ શું? તે બે વ્યક્તિમાંથી એકે વેશ શા માટે બદલાવ્યો હશે?" એવા અનેક વિચારો તેણે કર્યા, પુષ્કળ કલ્પનાઓ ગોઠવી પણ એકકે કલ્પના સંતોષજનક જણાઈ નહિ. એક શંકા તેના મગજમાં એવી ઉભરાઈ કે, "ભેદ કરવામાં આજકાલ મરાઠાઓ ભારે ચાણાક્ષ છે, તેમના તરફથી તો કોઇ નહિ આવ્યું હોય?" એટલામાં બન્ને જનાનખાના પાસે જઈ પહોંચ્યાં. **અમિના** અંદર ગઈ અને **ધીરસિંગ** બહાર જ ઊભો રહ્યો.

થોડી વારે **અમિના** બહાર આવી અને **ધીરસિંગ**ને અંદર જવાનું કહીને પોતે બહાર બેઠી. **ધીરસિંગે** પોતાના સઘળા વિચારોને વિસારી મૂકીને ચિત્તને શાંત કર્યું અને તે અંદર ગયો. જે મહેલમાં તે ગયો તે મહેલ ઉત્તમ રીતે અને કુશળતાથી શણગારેલો હતો. એક બાજુએ એક રાજવિલાસી પલંગ પડેલો હતો અને તે પર એક રૂપસંપન્ન મુસલમાન યુવતી બેઠેલી હતી. મહેલના મધ્ય ભાગમાં બે કોચ પડેલા હતા. પલંગની પાસે જ એક સુંદર મેજ ઉપર ચાંદીની એક પાનદાની, અત્તરદાની, ગુલાબદાની વગેરે ચીજો વ્યવસ્થાસર ગોઠવેલી પડી હતી. **ધીરસિંગે** અંદર પ્રવેશ કરતાં જ તે યુવતીને નમીને વંદન કર્યું. તે યુવતીએ સહાસ્ય મુખમુદ્રાથી તેનો સ્વીકાર કર્યો અને **ધીરસિંગ**ને પાસે પડેલા કોચ ઉપર બેસવાની ઇશારત કરી; પણ **ધીરસિંગ** નીચે પાથરેલી જાજમ ઉપર જ બેઠો.

ગુલબહારની વય સોળ—સત્તર વર્ષની હતી. તેના નામ પ્રમાણે તેના યૌવનનો બહાર પૂર્ણ વિકાસ પામેલો હતો. અવર્ણનીય સૌંદર્યસંપન્નતાથી તે બહુ જ મનોહર દેખાતી હતી. તે સમયના રીવાજ પ્રમાણે તેણે કેવળ સાદો પોષાક જ પહેરેલો હતો. તેના કાળા ભ્રમર સરખા કેશ સ્કંધપ્રદેશ ઉપર પથરાએલા હતા અને ઝીક કસબથી ભરેલી એક સુંદર ટોપી મસ્તકપર ધારણ કરેલી હતી. **ગુલબહાર** તરૂણ હતી, સૌંદર્યસંપન્ન હતી અને તેનાં સઘળાં અંગો ઘાટીલાં તથા મનોહર હતાં; પરંતુ તેના ચહેરા ઉપર એવું જ કાંઈ તેજ ચમકતું હતું કે તેની તરફ જોનારના મનમાં પ્રેમવિકાર ઉત્પન્ન ન થતાં એક પ્રકારની પૂજ્ય બુદ્ધિ જ ઉત્પન્ન થાય. સુંદર **ગુલબહાર**નો ચહેરો હમેશાં શાંત, ગંભીર અને નિર્દોષ દેખાતો અને તેના તરફ દૃષ્ટિ કરનારને એક પ્રકારનો આનંદ જ ઉત્પન્ન થતો.

ધીરસિંગના ઉપરી વૃદ્ધ રહમખાનની બીબી તે જ આ સુંદર યુવતી ગુલબહાર હતી. રહમખાન વૃદ્ધ હતો, તથાપિ ગુલબહાર તેનામાં સંતુષ્ટ હતી અને તેના હૃદયના ઉચ્ચ સંસ્કારોથી પોતાના શૌહર પ્રત્યે તેણે કદાપિ અનાદરભાવથી નજર કરી ન હતી. ધીરસિંગને અને રહમખાનને સારી બેસતી થઈ હતી એટલે ઘણી ઘણી વાર તે રહમખાનને મહેલે આવતો અને નિત્યના પરિચયથી તે જનાનખાનામાં પણ જઈ શકતો હતો. ગુલબહાર અને ધીરસિંગ વચ્ચે સગ્ગાં ભાઈ-બ્હેન જેવો પ્રેમ હતો. રહમખાનના હૃદયમાં પણ ધીરસિંગનો અત્યંત વિશ્વાસ આવી ગયો હતો અને ધીરસિંગ તથા ગુલબહાર એકલા બેઠાં હોય તો પણ તેને કાંઇ શંકા આવતી ન હતી. ધીરસિંગ ગુલબહારના ચહેરા ભણી આદરપૂર્વક નજર કરીને બોલ્યો: " મને શા માટે બોલાવ્યો હતો ? "

ગુલબહાર મધુર વાણીથી બોલી: " ધીરસિંગ ! આજે તો ઘણે દિવસે આ બ્હેનની મુલાકાત લીધી ?! "

ધીરસિંગ શરમાયો. તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. ગુલબહાર જરા ગંભીરતા ધારણ કરીને બોલી: " ભાઇ ! આજે તને એક ઘણા અગત્યના કામ સારૂ બોલાવ્યો છે. પેલો ફ્રેબીખાન મુઓ અહીં આવ્યો છે ! "

"હેં !! એ દુષ્ટ—મારો શત્રુ શું અહીં આવ્યો છે ? "ધીરસિંગ ક્રોધપૂર્વક આંખોને લાલ કરીને બોલ્યો.

" પણ ભાઇ ! તે તારો એકલાનો જ દુશ્મન નથી ! તે મારો પણ દુશ્મન છે. જ્યારે હું અવિવાહિત સ્થિતિમાં હતી, ત્યારે એ દુષ્ટે મારી માંગણી કરી હતી જે માંગણીનો મેં તિરસ્કાર કર્યો હતો. ત્યારથી એ દુષ્ટ મારાથી પોતાનું અપમાન થએલું જાણીને મને કોઇ રીતે સપડાવવા ઇચ્છે છે, ભાઇ ! તે મારો અને તારો બન્નેનો સામાન્ય શત્રુ છે."

"અહાહા ! હવે તો હું એક તીરે બે નિશાન વીંધીશ ! શું મારા બાપનું ખૂન કરનાર અને મારી બ્હેન ગુલને સપડાવવા ઇચ્છનાર બહેરામખાનનો દુષ્ટ છોકરો ફ્રેબી આ કિલ્લામાં આવી ચૂક્યો છે ? બ્હેન ! તું ધૈર્ય રાખજે ! મારા અને તારા એક સામાન્ય કાંટાને હું થોડા વખતમાં નિર્મૂળ કરી નાંખીશ ! " ક્રોધથી ધીરસિંગનો ચહેરો ઉગ્ર બન્યો. તેનાં નેત્રોમાંથી રક્તવર્ણીય અંગારા ઝરતા હોય તેમ ગુલબહારને જણાયું. આ જોઇ ગુલબહાર ગભરાઇ. શું બોલવું તે તેને સૂઝ્યું નહિ. તે ડરતી ડરતી બોલી: " ધીરસિંગ ! આ શું ? " ક્રોધથી ઉન્મત્ત થએલા ધીરસિંગના અવનવા જુસ્સાથી ગુલનું સરલ

હૃદય ગભરાયું હતું. તત્કાળ ધીરસિંગે પોતાના ક્રોધને શમાવીને કહ્યું: ગુલ! તું ગભરા ના; પણ તે અહીં આવ્યો છે, તેની તને કેવી રીતે ખબર પડી?”

“હું એક વાર અગાશીમાં ફરતી હતી, એટલામાં એને મેં એક સિપાઇ સાથે વાતચીત કરતો જોયો હતો.”

“તે કયો સિપાઇ?”

“સિપાઇને હું બરાબર ઓળખતી નથી, પણ તે બન્ને બહુ જ ધીરે સ્વરે વાત કરતા હતા. કદાચ તે સિપાઇની મદદથી જ તે અહીં આવ્યો હશે!”

“હા, તેમ જ હશે. તારે કાંઇ ચિંતા કરવી નહિ. હું તેનો યોગ્ય બંદોબસ્ત કર્યા સિવાય રહીશ નહિ.” એમ કહી ધીરસિંગ ત્યાંથી ઉઠયો.

## પ્રકરણ ૫ મું.

### ભેદનો ભંડાર.

દેખા કરો જણાંકો ન બોલો યહાં પ તુમ,
ચુપચાપ રહો મુંહસે ન બોલો યહાં પ તુમ!

* * * * *

ચુક કરનાર પિતાનું સ્મરણ એક વાર વધારે આ સમયે ધીરસિંગના હૃદયમાં ઉભરાઈ આવ્યું અને જ્યારે તે જનાનખાનામાંથી બહાર નીકળ્યો ત્યારે તે તે જ વિચારમાં ગુંથાયલો હતો. તે પોતાના નિવાસસ્થાન તરફ વળ્યો. આ વખતે તેનું મન અત્યંત અસ્વસ્થ હતું. ગુલબહારે તેને કહેલી વાતથી તેનું મગજ એટલું ભમી ગયું હતું કે કિલ્લા નીચે બનેલો ચમત્કાર તો તેનાથી ભુલાઈ જ જવાયો. તે વિષે વિચાર કરતો જ તે ચાલતો હતો. મનમાં બોલ્યો: “ફરેબી! તું અહીં આવ્યો એટલે તારૂં ભાગ્ય સમાપ્ત થએલું જ તારે સમજી લેવું! આ વખતે તું મારા સપાટામાંથી નીકળી શકનાર નથી.” આમ વિચાર કરતો તે ચાલતો હતો એટલામાં માર્ગમાં કાગળનો એક ટુકડો પડેલો તેના જોવામાં આવ્યો. અંધારે અંધારે જોયું તો તે લખેલો હોય તેમ જણાયું. તેને લાગ્યું કે તે કોઇનો પત્ર અથવા તો ચિઠ્ઠી હશે. તેણે તે ઉંચકી લીધો અને ખીસામાં નાંખ્યો. તેમાં કાંઈ ગૂઢ વાર્તા લખી હશે એવી તેને બિલકુલ શંકા આવી નહિ.

થોડી વારે તે પોતાને મકાને જઈ પહોંચ્યો. ચિત્તની અસ્વસ્થતાથી જમવું પણ તેને રૂચ્યું નહિ. શયનગૃહમાં જઇને વિચાર કરતો કરતો તે અહીં તહીં ફરવા લાગ્યો. “રહમખાનને આ વાત કહેવી તો ખરી; પણ સૌથી પહેલાં તે ફૂટેલા સિપાઇને જ શોધી કાઢવો જોઇએ, એટલે અર્ધું કામ તો આટોપાઈ ગયું ગણાય!” આ વખતે તેની નજર પોતાના બિછાના ઉપર ગઈ તો તે પર એક કાગળનો ટુકડો પડેલો તેના જોવામાં આવ્યો! તેણે તે આશ્ચર્ય સાથે ઉંચકી લીધો. માર્ગમાંથી જડેલા કાગળના ટુકડા જેવો જ તે ટુકડો પણ હતો. **ધીરસિંગે** મોટી ઉત્સુકતા સાથે તે કાગળ વાંચવા માંડ્યો અને વાંચતાં જ તેની મુખમુદ્રા ફેરવાઈ ગઈ. તિરસ્કાર, દ્વેષ, ક્રોધ, ઈત્યાદિ જૂદા જૂદા પ્રકારના વિકારોથી તેની ચર્યા વારંવાર પલટાતી હતી. તેણે પત્ર પુનઃ એક વાર વાંચ્યો. પત્ર ઘણો નાનો હતોઃ

“**ધીરસિંગ**! મેં તારા પિતાનો જાન લીધો, તે માટે હું તારો અપરાધી છું ખરો, પણ સુંદર **ગુલબહારનો** ખરો ઉપભોક્તા હું છું અને તેમાં જો તું આડો આવીશ, તો યાદ રાખજે કે તે તારા અપરાધનો બદલો હું તને અવશ્ય આપીશ. **ગુલબહાર** પહેલેથી જ મારા ઉપર પ્રેમ રાખતી આવી છે. તે ઘરડા ડોકરા **રહમખાન** ઉપર તેનો બિલકુલ પ્રેમ નથી એ મને ખબર છે; એટલું જ નહિ પણ થોડા દિવસમાં તે કિલ્લા ઉપરથી નાસી ગએલી જાણવામાં આવશે! કપટી પ્રેમ દર્શાવીને તેણે તને અને તે ડોકરા **રહમખાનને** હથેળીમાં ઠીક નચાવ્યા છે; પણ તે કેવળ મારે માટે જ! પણ જો તું હવે આડો આવીશ, કારણ કે પારકી માથે વ્હોરી લેવાની તારી કુટેવ હું સારી પેઠે જાણું છું, તો તારે અવશ્ય તે બદલ સજા ભોગવવી પડશે.”

તે પત્ર જોતાં જ **ધીરસિંગને** જરા ક્રોધ આવ્યો, પણ તુરત જ કિંચિત્ હસીને બોલ્યોઃ

“ફરેબી! તારૂં મૂર્ખપણું જોઇને ખરેખર કોઇને હસવું આવ્યા સિવાય રહે નહિ. તો પણ એક બાબતમાં તું સ્તુતિ કરવા યોગ્ય છે. તું અહીં આવ્યાને કેટલાક દિવસ થયા, તોપણ આજ સુધી તે વાત મારા જાણવામાં આવી નહિ, એ કપટનિપુણતા ખરેખર સ્તુતિ કરવા યોગ્ય છે. આ ઉપરથી મારો નાશ કરવાને તેં બરાબર બંદોબસ્ત કર્યો છે તે ખુલ્લું જણાઈ આવે છે; પણ જોઉં છું કે હવે કોનો જય થાય છે?” એટલામાં માર્ગમાંથી જડી આવેલો પત્ર **ધીરસિંગને** સાંભરી આવ્યો. ખિસામાંથી કાઢી તે તેણે વાંચ્યોઃ

"પ્યારી ગુલ ! તેં એક વાર મારૂં અપમાન કર્યું હતું, તે બાબત ઉપર ધ્યાન નહિ આપતાં હવે હું કહું છું કે તું રાજી ખુશીથી મને વશ થા. વશ થઇ એટલે મારા સર્વસ્વની અધિષ્ઠાત્રી તું જ છે અને જો તું મારી ઇચ્છાને તૃપ્ત કરીશ નહિ, તો બળાત્કારથી પણ તારે તે વાત માન્ય રાખવી પડશે. બરાબર ધ્યાનમાં રાખજે કે હવે મારા ઝપાટામાંથી તારો ખાન કે તારો નામનો ભાઈ અને મારો દુશ્મન ધીરસિંગ પણ તને છોડાવી શકશે નહિ, કારણ કે થોડા વખતમાં તે બન્નેનું કાટલું કાઢી નાંખવામાં આવનાર છે. વધારે લખતો નથી. તારો વિચાર તું આઠ દિવસની અંદર ચોક્કસ કરી રાખજે; અને તે વિચાર એક પત્રમાં લખીને તે પત્ર તારા મહેલની પશ્ચિમ દિશાએ આવેલા બારણામાંથી બહાર ફેંકજે એટલે મને મળશે. ફરીથી કહું છું કે માત્ર આઠ જ દિવસ !" પોતાની ભગિનીનું આવું અપમાન કરનાર અને ધમકી દેનાર દુષ્ટ ફરેબીને ક્યારે ચમકારો પહોંચાડું એમ ધીરસિંગને થઇ આવ્યું. તે મનમાં બોલ્યો: "આ પત્ર મને જ મળ્યો તે ઠીક થયું. જો તે ગુલને મળ્યો હોત તો તેને તેથી કેવું ખરાબ લાગત ? મૂળે જ તેનું મન તો અસ્વસ્થ છે તેવામાં આવો ધમકી દેનારો પત્ર તેના હાથમાં પડયો હોત તો મોટો અનર્થ થઈ જાત. પણ હવે જોઉં છું, ફરેબી ! તું મારૂં કાટલું કાઢે કે હું તારૂં કાટલું કાઢું છું ?"

એટલામાં અગીઆર વાગ્યાની તોપ પડી. દીવો હોલવી નાંખીને ધીરસિંગ બિછાનામાં પડયો, પણ નિદ્રા આવી નહિ. તેનું મગજ અનેક પ્રકારના વિચારોથી ભ્રમી ગયું હતું. કોઇ કોઈ વાર કિલ્લા નીચે બનેલો ચમત્કાર પણ સાંભરી આવતો હતો.

મનુષ્ય ગમે તેટલો શૂરો હોય, ગમે તેટલો બળવાન્ અને શાંત પ્રકૃતિનો હોય, પણ એકાદી ચમત્કારિક અથવા ગૂઢ વાત બનતાં તેના મનની અસ્વસ્થતા થવાની જ. તે વાત કેવી રીતે બની, એ જ્યારે તે સમજી શકતો નથી ત્યારે તેના મનની સ્થિતિ કાંઈક ચમત્કારિક જ થઈ જાય છે. ધીરસિંગની સ્થિતિ પણ એવી જ થઈ પડી. પોતાનો વૈરી આ કિલ્લાપર આવે, એ વાત ધીરસિંગને શક્ય લાગતી ન હતી, પરન્તુ આ બે પત્રો ઉપરથી તેની તે માન્યતા ભૂલભરેલી ઠરી. તે અહીં આવીને પોતાનો નાશ કરવાને પૂરતો બંદોબસ્ત કરી ચૂક્યો હશે એમ તેણે અનુમાન કર્યું, કારણ કે તેમ ન હોય તો તેણે લખેલા પત્રો પોતાના બિછાનાપર આવે નહિ. પણ આ સઘળું બન્યું શી રીતે ? અંદરથી તેને કિલ્લાના ઘણાં માણસોની મદદ મળી હોવી

જોઇએ. જે પ્રમાણે પોતાના બિછાનાપર ચિઠ્ઠી આવી પડી હતી, તેવા રીતે ગુલબહારને પણ ચિઠ્ઠી પહોંચાડવાનું કામ કોઇ દાસીને ફોડીને સોંપવામાં આવેલું હોવું જોઇએ; પણ તે દાસીની બેશીકરાઇથી અગર તો બીજા કોઈ કારણથી તે ઇષ્ટ સ્થળે પહોંચતાં માર્ગમાં જ પડી ગઇ અને તે ધીરસિંગના હાથમાં આવી. આ પત્રોને લગતી હીલચાલ એક માણસથી બનવી સંભવિત નથી, અર્થાત્ એક કરતાં વધારે માણસો ફૂટેલાં હોવાં જોઇએ, એમ ધીરસિંગે અનુમાન કર્યું. ધીરસિંગે વિચાર્યું: "પણ આ ફૂટેલાં માણસો કોણ હશે? મારા નાશને માટે રચવામાં આવેલું કાવતરૂં એક બે દિવસનું નહિ પણ એક-બે મહિના પહેલાંનું હોવું જોઇએ; કારણ કે દુશ્મનના મનમાં મારી હીલચાલો ઉપરથી એમ સજ્જડ ઠસી ગયું છે કે હું ગુલબહારની મદદે અવશ્ય ઊભો રહીશ! શત્રુ પોતે સૂચવે છે છતાં હું તે ફૂટેલાં માણસોને જાણી શકતો નથી, એ કેટલું મોટું આશ્ચર્ય? હું આટલો સાવચેત રહું છું, નોકર ચાકરના બોલવા ઉપરથી તેમના અંતરના ભાવ કળી લઉં છું છતાં મારી વિરૂદ્ધ ચાલતા કાવતરાનો મને સંશય પણ આવતો નથી, એ કેટલું બધું વિચિત્ર?!" એવા એવા વિચારના તરંગો ધીરસિંગના હૃદયસાગરમાં ઉદ્‌ભૂત થતા હતા અને પુનઃ સાગરના ઉદરમાં શમી જતા હતા. ધીરસિંગ શૂરો હતો, તેનો શત્રુ એકાએક તેની સામે આવીને જ ઊભો રહે તોપણ જરાએ નહિ ડગમગતાં મોટા આનંદ અને ધૈર્યથી તેની સાથે લડવાને તૈયાર હતો, પણ આ ગુપ્ત કાવતરૂં પોતાથી આજસુધી અજાણ્યું જ રહ્યું, તેથી તેને બહુ લાગી આવ્યું. "હવે થયું તે થયું, જાગ્યા ત્યાંથી સવાર માનવી તે જ ઉચિત છે," એમ માનીને ધીરસિંગે હૃદયને શાંત કર્યું. થોડી વારમાં નિદ્રાએ તેના ઉપર કૃપા કરી.

પ્રભાત થયું. ગંધવાહક શીતલ વાયુ પોતાના સ્પર્શથી ઉદ્યોગી જનોને પ્રભાતકાળ થયાનું સૂચન કરવા લાગ્યો. પૂર્વ ક્ષિતિજ ધીમે ધીમે રક્ત વર્ણ ત્યજીને પીત વર્ણ ધારણ કરવા લાગી અને પક્ષીગણ પોતાના મંજુલ કલ-રવથી ઉદ્યોગી જનોના કર્ણને તૃપ્ત કરવા લાગ્યું. ધીરસિંગ જરા મોડો સૂતો હતો, પણ નિત્યના નિયમ મુજબ તે તરત જ જાગ્યો. રાત્રિ પ્રમાણે આ સમયે તેનું મન અસ્વસ્થ ન હતું, તોપણ કાવતરાની તપાસ કરવાનો વિચાર તેના હૃદયમાં એકાએક સ્ફુરી આવ્યા સિવાય રહ્યો નહિ. પ્રાતઃકર્મમાંથી નવરા પડીને તેણે વિચાર્યું કે "એકાએક ધમાધમ કરી મૂકવાથી કાંઈ વળશે નહિ. એક તો હાથમાં આવેલો શત્રુ નાસી જશે અને આપણા સમજવામાં

કાંઇ પણ આવશે નહિ: તેથી હજી મને કાંઈ ખબર નથી એવો દેખાવ કરવો વધારે વાજબી છે.” એમ વિચારીને કપડાં પહેરી, સમશેર બાંધી તે બહાર નીકળ્યો.

ફરતાં ફરતાં તે ગુલબહારના મહેલની પશ્ચિમ દિશાએ આવેલા બાગમાં આવી પહોંચ્યો. ત્યાં તેને અમિના મળી. અમિનાને ધીરસિંગે કાંઇ ગુપ્ત વાત કરી અને પછી કહ્યું: “હું તને સૂચના કરૂં છું કે બની શકે ત્યાં સુધી તારે જ ગુલની પાસે ને પાસે રહેવું. બીજી કોઈ દાસીને તેનો પ્રસંગ પડવા દઇશ નહિ, અને જો તેના મહેલમાં, બાગમાં અગર તો આસપાસ ક્યાંય કાગળની ચિઠ્ઠી અગર પત્ર પડેલો જોવામાં અવે તો તે ગુલને ન આપતાં મને જ આપી જજે.”

અમિના આશ્ચર્ય પામતી બોલી: “શું ? કાગળ ? સ્હવારે મહેલમાંથી કચરો કાઢતાં દીવાનખાનાના બારણા આગળ કાગળનો એક ટુકડો પડ્યો હતો, તે મેં બીબીની ચોપડીમાં દાબીને મૂક્યો છે.”

“જા, જા. ત્યારે તે લઈ આવ.” ધીરસિંગે કહ્યું અને સત્વર અમિના તે ટુકડો લઈ આવી. ધીરસિંગે તે વાંચ્યો. તેમાં માત્ર એટલું જ લખેલું હતું કે “પ્યારી ગુલ ! સાત દિવસ !” ધીરસિંગે તે ટુકડો ગજવામાં નાંખ્યો અને ત્યાંથી તે ચાલ્યો ગયો. બાગના જમાદારને સૂચના કરતો ગયો કે “રાત્રે કોઇ પણ માણસને મહેલના પશ્ચિમ દિશાના દરવાજા તરફ જવા દેવું નહિ.”

સ્હવારથી સાંજ સુધી ધીરસિંગે તપાસ કરી પણ તેને કોઇના ઉપર વ્હેમ આવ્યો નહિ. તોપણ તે નિરાશ થયો નહિ. એકદમ કળાઇ જાય તેવું કાવતરૂં કાંઈ દુશ્મને નહિ જ રચ્યું હોય તેમ તે જાણતો હતો. સાંજ પડતાં તેને પુનઃ કિલ્લા નીચે બનેલો ચમત્કાર સાંભરી આવ્યો અને તે બુરજ ઉપર આમ તેમ જોતો જવા લાગ્યો. બુરજપર ચડતાં પેહેરેગીરે પૂછ્યું: “કુંવરજી ! અત્યારે રાત્રિને સમયે ક્યાં ચાલ્યા ?”

“જરા કામ છે” એમ કહીને ધીરસિંગ પોતાની ધારી રાખેલી જગ્યાએ ગયો અને પેલા ઝુંડની બરાબર નજીકમાં જ બેઠો. તે ક્ષણમાત્ર ઊભો રહ્યો, એટલામાં પાંદડાંનો ખખડાટ તેના સાંભળવામાં આવ્યો. કોઈ ધીમે ધીમે ચાલ્યું આવતું હોય તેવો પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો. જે બાજુએથી અવાજ આવતો હતો, તે તરફ મ્હોં કરીને ધીરસિંગ ધીમેથી બોલ્યો: “કોણ છે ?”

તુરત જ અવાજ બંધ થઇ ગયો. ધીરસિંગને લાગ્યું કે સાં કોઈ પણ મનુષ્ય અવશ્ય આવેલ છે, એટલે તે પુનઃ બોલ્યો: “કોણ

છે ત્યાં ? કેમ કોઈ બોલતું નથી ?" આ પ્રશ્નનો ઉત્તર કાંઈ પણ મળ્યો નહિ, પણ એક વિકટ હાસ્યધ્વનિ ધીરસિંગને કાને પડયો ! ધીરસિંગ તે સાંભળી ચકિત થયો !!

## પ્રકરણ ૬ ઠું.

### તારાબાઇ અને તેનું અમાત્યમંડળ.

"She won the hearts of her officers, and for all the struggles and schemes, the campaigns and sieges of Aurangzib, upto the end of his reign, the power of the Marathas increased day by day."

*Elliot and Dowson.*

નિશાનાથ ચંદ્ર આકાશમાં મ્હાલતો હતો. રાત્રિના સમયનું સમસ્ત જગત્‌નું સામ્રાજ્ય પોતાના રાજા ચંદ્રના હસ્તમાં આવ્યું છે તેમ જાણી તેના અનુચર તારલાઓ સર્વત્ર યથેચ્છ વિહાર કરી રહ્યા હતા. સૃષ્ટિસુંદરીએ પણ કૃષ્ણ અને ઉજ્જ્વલ શ્વેતરંગયુક્ત વસ્ત્ર પરિધાન કર્યું હતું અને રાત્રિનો પહેલો પ્રહર હોવા છતાં સર્વત્ર શાંતતા હતી. ચંદ્રનાં શાંત કિરણો ઝાડવાંપર, કિલ્લાપર, કાંગરાપર, રાજમહેલના સુવર્ણના શિખરપર અને મરાઠાના ભગવા ઝુંડાપર બાલિશ રમત રમી રહ્યાં હતાં. કાળા પત્થરથી—પત્થરની મોટી મોટી ખડકોથી ઘેરાએલો પન્હાળગઢનો કિલ્લો પોતાનું મસ્તિક ઉંચું કરીને શાંત રીતે પ્રકાશતા ચંદ્રની તરફ એકી નજરે કૌતુકથી હસી રહ્યો હોયની એમ લાગતું હતું.

કિલ્લાપરથી નીચે નજર ફેંકતાં કાંઈ અપૂર્વ દેખાવ દૃષ્ટિએ પડતો હતો. દૂર અને દૂર સુધી ફેલાએલાં પરન્તુ વચ્ચે વચ્ચે મોગલોના ઘોડાએ પાયમાલી કરવાથી ત્રુટક દેખાતાં લીલાં ખેતરો અને ખેતરોના રક્ષણને માટે રાત્રિને સમયે પણ ઊભા રહેતા તથા આસપાસ દૃષ્ટિ ફેંકી હોકારા કરતા રખેવાળો ચંદ્રના પ્રકાશમાં આંખને અપૂર્વ આનંદ આપી રહ્યાં હતાં. દૃષ્ટિમાં પણ ન સમાય તેવી મોટી મોટી ગુફાઓ, તેમાં આડી અવળી પરન્તુ કુદરતી રીતે જ ગોઠવાઇ રહેલી કાળા પત્થરની ખડકો વગેરે જોતાં હૃદય ક્ષણભર પ્રકૃતિદેવીના આ ખેલ જોવામાં લીન બની જાય.

અત્યારે પન્હાળગઢના રાજમહેલમાં રાજમાતા તારાબાઈ ભોજનકાર્યમાંથી પરવારીને પોતાના દિવાનખાનામાં એક આસન ઉપર વિચારમુગ્ધ સ્થિતિમાં બેઠી હતી. પોતાના વિચારમાં ભાગ લેવાને જાણે કોઇને બોલાવેલ હોય, તેવી રીતે તે કોઇની રાહ જોતી હોય તેમ

જણાતું હતું. ગંભીરતા તેની મુખમુદ્રા ઉપર સંપૂર્ણપણે ખીલી રહી હતી. વૈધવ્યસૂચક શુભ્ર વસ્ત્રો તેણે પરિધાન કર્યાં હતાં. તારૂણ્યમાં શોભા આપનારાં તેનાં સુપુષ્ટ અવયવો હજી પણ વિગલિત થયાં ન હતાં. તેનાં અવયવોના ઘાટ તથા દેખાવ ઉપરથી પ્રૌઢપણા કરતા પુખ્તપણું વધારે જણાઈ આવતું હતું. શ્વેત અને કૃષ્ણવર્ણમિશ્રિત તેના કેશ અદ્યાપિ પણ શોભા આપતા હતા. તેનો ભાલપ્રદેશ અત્યારથી ઉદાસીનતાથી ફિક્કો જણાતો હતો, પરન્તુ તે ઉપરથી એમ તો સૂચિત થતું હતું કે તે મગજે રાજદ્વારી અને યુદ્ધ પ્રકરણની અનેક કસરતો કરી છે અને તેથી તે હવે પહેલાં કરતાં વધારે પુષ્ટ બન્યું છે. તેનાં નેત્રદ્વયમાં એક પ્રકારનું અવર્ણનીય તેજ ઝળકી રહ્યું હતું. તેનું મુખકમળ શાંત, ગંભીર અને આનંદી દેખાતું હતું તથા તે પર ચળકી રહેલી રાજત્વપૂર્ણ છટા કાંઇ અલૌકિક દેખાવ આપતી હતી.

કાંઇ કૌતુકપૂર્ણ દૃષ્ટિથી **તારાબાઇ** પોતાના આસન ઉપરથી બેઠી થઈ અને એક મોટી બારીમાં જઇને ઊભી. ત્યાંથી કિલ્લા ઉપર તથા તેની બહાર કેટલેક સુધી દૃષ્ટિ જઈ શકતી હતી. ઘીચ ઝાડી, તેમાં ગર્જના કરી રહેલાં ઘાતકી પશુઓ અને કોઈ કોઈ સ્થળે ઝરણાંમાંથી વહેતાં પાણીનો ધડધડ અવાજ, સૃષ્ટિસૌંદર્યમાં વૃદ્ધિ કરી **તારાબાઈના** વિચારલીન મગજને કાંઈ બીજો ખોરાક આપતો હોય તેમ દેખાતું હતું. આ સઘળું સૌંદર્ય જોઇને **તારાબાઈના** ચિત્તને કાંઇક શાંતિ વળી અને તે મનમાં જ બોલીઃ " સસરાજી **શિવાજી** મહારાજ રાજ્ય કમાયા અને તે ભાઈજીને હસ્તે સોંપ્યું; પણ દુર્દૈવે તેમને તે સાચવતાં આવડયું નહિ. સસરાજીએ વાવેલું આ વૃક્ષ યવનોના હાથમાં જશે કે શું એવી ભીતિ લાગતી હતી, પરન્તુ સદ્‌ભાગ્યે તે અમારા હાથમાં રહ્યું છે." ત્યાર પછી કેટલીક વાર સુધી ભૂત અને ભાવીના લાંબા લાંબા વિચાર તેણે કર્યા કર્યા. એટલામાં **ચંદા** આવી અને બોલીઃ " સિપાઇને મોકલ્યો છે."

" વારૂ. " **તારાબાઇએ** જવાબ આપ્યો અને કહ્યુંઃ "જા, બહાર બેસ. આવે ત્યારે મને જણાવજે."

**ચંદા** બહાર ગઈ અને પુનઃ **તારાબાઈનું** મનોરાજ્ય વિહાર કરવા લાગ્યુંઃ " હવે ગમે તે ઉપાયે રાજ્યને વિસ્તૃત કરવું તેમાં તો જરાએ શંકા નહિ. પ્રસંગ પડયે મહારાજાએ બતાવેલો લૂંટફાટનો માર્ગ પણ ગ્રહણ કરીને રાજ્ય વધારવું તો અવશ્ય." **તારાબાઈ** મહત્ત્વાકાંક્ષામાંથી સત્વર લોભમાં સરી પડી. મનુષ્યના મનમાં લોભના વિચારો આવતાં જ તે પાપમાર્ગે પ્રયાણ કરવામાં જરા પણ અચકાતો

નથી. **તારાબાઈના** હૃદયમાં તેવો જ વિચાર ઉપસ્થિત થયો પણ તે વધુ વાર ટક્યો નહિ. તે પુનઃ મનમાં જ બોલીઃ "ના, ના, એવો વિચાર મારા મનમાં ક્યાંથી આવ્યો હશે? પ્રથમ તો આપણો ધર્મછલ કરનારા યવનો કે જેઓ આપણા રાજ્યને હોઇયાં કરી ગયા છે અને જે વિનાકારણે આખા મહારાષ્ટ્રનો છળ કરી રહ્યા છે, તેમને જ દૂર કરવા જોઇએ; પ્રથમ—" એટલામાં **ચંદ્રા** પુનઃ અંદર આવી અને બોલીઃ "તેઓ પધાર્યા છે."

"વારૂ, તેમને અંદર લાવ." એમ કહી **તારાબાઈ** પોતાના આસન ઉપર સ્વસ્થ થઇને બેઠી. એટલામાં **તારાબાઈના** અમાત્યમંડળમાંના ત્રણ અમાત્યો અંદર આવ્યા અને તેમણે **તારાબાઇને** યથાયોગ્ય વંદન કર્યું. **તારાબાઇએ** આસન ભણી નજર નાંખીને કહ્યુંઃ "બેસો, અમાત્ય."

**તારાબાઇએ** પોતાના પુત્ર **શિવાજીને** રાજા ઠરાવી કાર્યભાર કરવાને આઠ મંત્રીઓ નીમ્યા હતા, તેમાંના આ ત્રણ હતા. તેઓમાંના કેટલાક જૂદે જૂદે સ્થળે મરાઠાઓએ તુરતમાં મોગલો પાસેથી જીતી લીધેલા કિલ્લા સાચવવાને ગએલા હતા અને ત્રણ ચાર **પન્હાળગઢ** ખાતે **તારાબાઇને** પ્રસંગોપાત સલાહ આપવાને રહેલા હતા. તેમાંના **રામચંદ્ર** પંતની ઉમ્મર લગભગ પંચાશી વર્ષની થઇ હતી. તેનો પોશાક સાદો હતો. માથાપર મરાઠાશાઈ પીળી પાઘડી, શરીરપર ટૂંકી બંડી, તે પર લાંબું અંગરખું અને પગમાં સાદો પાયજામો, એ તેનો નિત્યનો પોશાક હતો બીજા બેઠા પછી **તારાબાઇએ** **રામચંદ્ર** પંતને પ્રશ્ન કર્યોઃ "કેમ, પંત? કાંઈ નવીન ખરખબર છે?"

પંતે વિનયથી કહ્યુંઃ "વિશેષ કાંઈ નહિ મહારાણી, **પરશુરામ** ત્રિંબક **વસંતગઢ** ખાતે જઈ પહોંચ્યા છે તે સરકારને વિદિત છે."

"હલ્લો કર્યો કે નહિ?" **તારાબાઇએ** કાંઇક ઉત્સુકતાથી પૃછ્યું.

"ના, સરકાર, કારણકે લડાઈ કર્યા વિના જ કિલ્લો તાબે થાય તેવો રંગ જણાય છે." પંતે કહ્યું.

"તેવું થાય તો વળી ઘણું જ સારૂં; કારણકે નકામી પ્રાણહાનિ થાય તે કાંઈ સારૂં નહિ."

**પરસાજી** ભોંસલેએ કહ્યુંઃ "સરકારનું કથન બરાબર છે. મહારાજા **શિવાજી** જ્યાં સુધી પ્રાણહાનિ થયા સિવાય ઇષ્ટ હેતુ સિદ્ધ થાય, ત્યાં સુધી લડાઇમાં ઉતરતા નહિ."

"વારૂ, પંત! આજે તમને એક મહત્ત્વના કાર્ય માટે બોલાવેલ છે. તમે સઘળા અમાત્યો મારા જમણા હાથરૂપ છો. તમારી સલાહ

સિવાય હું કાંઈ પણ કાર્ય કરતી નથી, માટે તમે શિવાજી મહારાજના વંશજોને મહારાષ્ટ્રની ગાદી ઉપર ટકાવી રાખવા માટે તથા હિંદુ ધર્મને યવનોને હસ્તે લોપ પામતો અટકાવવા માટે જે પ્રમાણે આજ સુધી યોગ્ય સલાહ આપતા આવ્યા છો, તેવી રીતે આ વખતે પણ યોગ્ય સલાહ આપજો. ”

ત્રણે અમાત્યો તારાબાઈની સામે શિર ઝુકાવીને સઘળું સાંભળી રહ્યા. તે સાંભળીને વૃદ્ધ અમાત્ય રામચંદ્ર પંતે કહ્યું: “ અમે અમારી માતૃભૂમિની સેવા બજાવવામાં પછાત પડયા નથી અને પડીશું નહિ. મહારાણીની શું ઇચ્છા છે તે જાણવાને અમે આતુર છીએ. ”

તારાબાઇએ ગંભીર સ્વરે કહ્યું: “ અમાત્ય ! શસ્ત્ર સિવાય જેમ વીર પુરૂપ શોભા પામતો નથી, તેમ રાજધાની સિવાય રાજ્ય પણ શા કામનું ? ” અમાત્યો પોતાના કથનનો ભાવાર્થ સમજ્યા નથી એમ જાણીને તારાબાઇએ આગળ કહ્યું: “ મારા બોલવાનો હેતુ તમે બરાબર સમજ્યા જણાતા નથી, તેથી હવે હું તમને સ્પષ્ટ રીતે કહું છું. મોગલોનો સૂર્ય હવે અસ્ત થયો છે અને આપણા સૂર્યનો પુનઃ ઉદય થવા લાગ્યો છે. ઉપાદર્શન થઈ ગયું છે અને સૂર્યનારાયણનાં કિરણો પણ પ્રકાશી રહ્યાં છે. હવે થોડા સમયમાં તે સૂર્ય પૂર્ણ રીતે ઉદય પામીને મધ્યાકાશમાં આવશે એમ મારી ધારણા છે. મોગલો પાસેથી આપણે આપણો કેટલોએક પ્રદેશ જીતી લીધો છે અને ત્યાંથી આપણે તેમને હાંકી કાઢ્યા છે. કેટલોક નવીન પ્રદેશ પણ આપણે હાથ આવ્યો છે. પણ તે સર્વનો મુકુટમણિ જે આપણા રાજ્યની ગાદીનું સ્થળ હતું તે તો અદ્યાપિ મોગલોના હાથમાં જ રહ્યું છે, તેથી મને બહુ લાગી આવે છે. ”

“ સરકારની શું ઇચ્છા છે ? ” હૈબતરાવ નિંબાલકરે નમ્રપણે પ્રશ્ન કર્યો.

“અમાત્ય!” તારાબાઈ જરા ધીમેથી બોલી: “આપણા બાળરાજાના પિતાનો મનોભાવ સતારાખાતે રાજધાની કરવાનો બહુ જ હતો, અને ત્યાં રહીને તેમણે થોડો વખત રાજ્યકાર્યભાર પણ ચલાવ્યો હતો, તે તમે સૌ જાણો છો. ”

રામચંદ્ર પંતે જવાબ આપ્યો: “ હા, રાયગઢ કરતાં સતારા મહારાષ્ટ્રનું કેંદ્ર છે અને વળી ત્યાંનો કિલ્લો બહુ જ મજબૂત છે. આ બન્ને કારણોથી ત્યાં રાજધાની કરવાથી લોકોને વધારે ઉપયોગી થઈ પડશે, એમ મહારાજાએ એક વાર કહેલું તે મને સાંભરે છે—”

**તારાબાઈ** વચમાં બોલી: "હા, બરાબર. તે જ કારણથી મારા મનમાં પણ **સતારા**ને રાજધાની કરવાનો વિચાર સ્ફુરી રહ્યો છે."

"જેવી આપની ઇચ્છા." અમાત્યે આદરપૂર્વક જવાબ આપ્યો.

"મારા બોલવાનો અર્થ તમે સૌ સમજ્યા. કહો, હવે **સતારા** ક્યારે લેશો ?" **તારાબાઇ**એ કહ્યું.

"જે પ્રમાણે સરકારની આજ્ઞા થશે, તે પ્રમાણે વર્ત્તન થશે." નિંબાલકરે કહ્યું.

"**સંક્રાજી** નારાયણ કિંવા **ધનાજી** જાધવને ત્યાં મોકલવામાં કાંઇ હરકત છે ?" **તારાબાઈ** પૂછ્યું.

"ના, હરકત કાંઈ નહિ. આજ્ઞા કરો એટલી જ માત્ર વાર; જાણો કે મરાઠાની તોપોના ઘોડા **સતારા** તરફ દોડી રહ્યા છે!" **રામચંદ્ર પંતે** કહ્યું.

**પરસાજી**એ કહ્યું: "પણ હાલમાં **સતારા**ની સ્થિતિ આપણને અનુકૂળ નથી. **ઔરંગઝેબે** હમણાં જ ત્યાં મજબૂત બંદોબસ્ત કર્યો છે."

"તમારૂં કહેવું બરાબર છે, પણ **ધનાજી** જાધવ સરખા શૂરા સરદારને ત્યાં—

**પરસાજી**એ વચમાં જ કહ્યું: "**ધનાજી** જાધવ શૂરા છે અને મોગલો તેનું નામ સાંભળીને થર થર ધ્રુજે છે, એ વાત ખરી, પણ **ધનાજી** હાલમાં **વિજાપુર** ખાતે છે અને ત્યાંથી તેમને બોલાવવા તે બિલકુલ ફાયદાભરેલું નથી. આથી હાલમાં **સતારા** ઉપર ચડાઈ કરવી તે મને વાજબી લાગતું નથી, પછી જેવી સરકારની ઇચ્છા."

**તારાબાઇ**એ કહ્યું: "કાંઇ નહિ. હું એકલી કાંઈ મારી મરજી મુજબ કરવા ઇચ્છતી નથી. આપણા સર્વાનુમતે જે વાત ચોક્કસ ઠરશે, તેનો જ આપણે અમલ કરવાનો છે. હું એમ કહેતી નથી કે હમણાં ને હમણાં જ **સતારા**પર ચડાઇ કરો. હું એમ જ કહું છું કે જ્યારે કોઈ પણ સ્થળે ચડાઈ લઈ જવાનું નક્કી થાય ત્યારે બીજા દેશ તરફ લક્ષ ન દેતાં બની શકે ત્યાં સુધી **સતારા** જ લેવું." એમ કહીને **તારાબાઇ** થોભી અને પોતાના ભાષણની અસર અમાત્યો ઉપર શું થાય છે તે જોવા લાગી.

**રામચંદ્ર** પંતે થોડી વાર વિચાર કરીને કહ્યું: "આપે આપનો વિચાર અમને જણાવી રાખ્યો તે સારૂં કર્યું. **ઔરંગઝેબે** હાલમાં **સતારા**નો કડક બંદોબસ્ત કર્યો છે, તેથી જો હાલમાં જ એ ભાંજગડમાં પડીશું તો યશ મળવો મુશ્કેલ છે. તે માટે થોડો વખત જવા દેવો વધારે વાજબી છે. **સતારા**ના કિલ્લાપરનો મજબૂત બંદોબસ્ત લાંબો

વખત ટકનાર નથી અને તેટલા વખતમાં આપણે **વસંતગઢ** કબજે કરી લઈશું.”

“હાલમાં **ઔરંગઝેબ** ક્યાં છે?” **તારાબાઇએ** પૂછ્યું.

“કાલે દૂત મારફતે ખબર મળ્યા છે કે **સતારા** ખાતે છે અને ત્યાં કોઈ નવા સરદારનો બંદોબસ્ત કરી આરામ લેવાને **અહમદનગર** ખાતે ફરનાર છે. તે દક્ષિણમાં આપણું રાજ્યવૃક્ષ સમૂળું કાઢી નાંખવાને જ્યાં ત્યાં ઘૂમી રહ્યો છે, પણ હવે તે તેમ કરી શકનાર નથી. આપણા મરાઠી રાજ્યને ઉડાવી દેવાનું તો બાજુએ રહેશે પણ ઉલટું તેનું જ રાજ્ય ઉડી જશે! પહેલાં **ઔરંગઝેબ** દક્ષિણમાં રહેતો તેથી ભીતિ લાગતી હતી, પણ હવે તો તે અહીં છે, તે જ આપણને ફાયદાભરેલું છે.” **રામચંદ્ર** પંતે વિસ્તારપૂર્વક સમજાવીને કહ્યું.

**તારાબાઇએ** ઉત્સુકતાથી પૂછ્યું: “તે કેવી રીતે?”

અમાત્યે જવાબ આપ્યો: “ફાયદાભરેલું એવી રીતે કે સર્વ મરાઠા સરદારોનો વિચાર વૃદ્ધ મહારાણી સાહેબ **યેસૂબાઈ** અને બાળરાજા **શાહુને** મુક્ત કરાવવાનો છે. **ઔરંગઝેબ** આ બાજુએ હોય તો **દિલ્હી** ખાતેની સ્થિતિ આપણને જરા અનુકૂળ પડે એટલે આપણે તેમને મુક્ત કરાવવાના પ્રયત્નમાં ફત્તેહ મેળવી શકીએ.” ઉપરનું ભાષણ અમાત્યે ભારે ઉત્સુકતા સાથે કર્યું, પણ **તારાબાઈ** તે સાંભળવાને તેટલી ઉત્સુક ન હતી. અમાત્યનું કથન તેને બિલકુલ રૂચ્યું નહિ. તેના મનમાં કાંઇક ચમત્કારિક વિચાર આવ્યો અને તેનો ચહેરો પણ કાંઇક ચમત્કારિક–તિરસ્કાર અને ક્રોધના વિકારોથી ભરપૂર–દેખાયો; પણ પોતાના મનની એ સ્થિતિ અમાત્યો જાણી ન જાય તેટલા માટે થુંકવાનું બ્હાનું કરીને બારી તરફ મ્હોં ફેરવ્યું. આ બ્હાનું વૃદ્ધ અમાત્ય **રામચંદ્ર** પંતના કળવામાં આવી ગયું, પણ તે માટે તેને બહુ આશ્ચર્ય લાગ્યું નહિ. તે મનમાં હસીને બોલ્યો: “તેને એમ લાગે તે સ્વાભાવિક છે.”

પોતાની મહત્ત્વાકાંક્ષાને પરિપૂર્ણ કરવાને ખરે માર્ગે પ્રયાણ કરનારાઓની સંખ્યા આ દુનિયામાં બહુ જ થોડી હશે. **તારાબાઇ** જેવી ઉચ્ચ સંસ્કારવાળી મહારાણીના મનમાં પણ મહત્ત્વાકાંક્ષાથી એમ થઇ આવ્યું કે **શાહુ** મોગલોની કેદમાં રહે અને પોતાનો પુત્ર બાળ **શિવાજી** આખા મહારાષ્ટ્રનો અધિપતિ થાય! અહો! સ્વદેશનો ઉદ્ધાર કરવાની મહતી અભિલાષા ધરાવનારાઓ પણ મહત્ત્વાકાંક્ષાના પાશમાં સપડાવાથી કેવા કેવા હલકા વિચારો કરે છે? અમાત્યે કહેલા શબ્દોનો **તારાબાઇથી** કાંઇ ઉત્તર આપી શકાયો નહિ. એકાદ વાર તેના મનમાં એમ થઇ આવ્યું કે **શાહુને** મુક્ત કરાવવાની પોતાની ઈચ્છા નથી, એમ

નુષ્ય હશે ? આવી રીતે વેશ બદલીને અહીં આવવામાં તેનો શું ઉદ્દેશ હશે, અને હમણાં તે તદ્દન મારી નજીકમાં થઇને ગયો તે કયા હેતુથી ગયો હશે ?" ઇત્યાદિ જૂદા જૂદા પ્રકારના વિચારો તેણે પોતાના મગજમાં કરી વાળ્યા; પણ એકેનો સમાધાનકારક ઉત્તર તેને સૂજી શક્યો નહિ. તે મનમાં કાંઇક નિશ્ચય કરીને પુનઃ જોરથી બોલ્યોઃ "ભીરૂ ! આજ નહિ તો કાલે ગમે ત્યારે પણ તને હું ઓળખી કાઢીશ; પણ તે વખતે તું પૂરેપૂરો પસ્તાઇશ." એટલામાં પુનઃ પાંદડાંનો ખખડાટ સાંભળવામાં આવ્યો અને એક કૃષ્ણાકૃતિ ધીરસિંગ પાસે આવીને તેણે તેના તલવાર પકડેલા હાથને જોરથી પકડીને કહ્યુંઃ "ડરીશ નહિ; હું અને તું હમણાં જ દોસ્તી કરીશું." એમ બોલીને તે વ્યક્તિ પાછી વળતી હતી, એટલામાં ધીરસિંગે તેને એવો તો જોરથી ધક્કો માર્યો કે તે પાંદડાંપરથી લપસીને પડી. ધીરસિંગે તે વ્યક્તિનો હાથ પકડીને કહ્યુંઃ "ખબરદાર, ગરબડ કરી છે તો ! ઉઘાડ તારો ચહેરો !" એમ કહીને ધીરસિંગે એક હાથે તેનો હાથ પકડી રાખ્યો અને બીજે હાથે તે આકૃતિના મુખપરનું કાળું કપડું દૂર કરવાનો પ્રયત્ન કર્યો; એટલામાં એક અતિભયંકર કર્ણકટુ સીટી સાંભળવામાં આવી !

"ખબરદાર !" ધીરસિંગે તે વ્યક્તિને ઉદ્દેશીને કહ્યુંઃ "આ સીટી તારા દોસ્તની છે; પણ યાદ રાખજે કે એકને બદલે પાંચ જણ આવે તો પણ હું તારો છૂટકો કરનાર નથી—" એટલામાં નજીકમાં કોઈ માણસનો પગરવ સંભળાયો. તે જ સમયે ચંદ્ર ઉપરથી વાદળાંનું આચ્છાદન દૂર થયું અને જ્યાં ત્યાં સ્વચ્છ ચાંદરણાં પડયાં. ધીરસિંગ તે કાળી આકૃતિના મુખપરનું આચ્છાદન દૂર કરવા જતો હતો એટલામાં એકાએક કોઇએ પાછળથી આવીને તેના ખભા ઉપર હાથ મૂક્યો.

"કોણ છે ?" એમ કહીને ધીરસિંગે મ્હોં ફેરવીને પાછું જોયું અને કહ્યુંઃ "ખબરદાર—" એટલામાં પેલી કાળી આકૃતિ જોર કરીને ધીરસિંગના હાથમાંથી છૂટી થઈ અને સત્વર પલાયન કરી ગઇ ! આ પ્રકાર એક નિમિષ માત્રમાં થયો. ધીરસિંગ નિરાશ થયો અને તે પોતાના ખભાપર હાથ મૂકનાર વ્યક્તિ તરફ જોવા લાગ્યો. તે વ્યક્તિ તરફ આશ્ચર્ય સાથે ધીરસિંગે જોયું અને પ્રશ્ન કર્યોઃ "આ હું શું જોઉં છું ?" તે વ્યક્તિ બીજું કોઇ નહોતું પણ જે પહેરાવાળાએ તેને બુરજપર ચડતાં "કુંવરજી ! અત્યારે ક્યાં જાઓ છો ?" એમ પૂછ્યું હતું, તે જ તે રહિમાન નામનો પેહેરાવાળો હતો.

ધીરસિંગ તેને ઓળખતાં જ ચકિત થઇને બોલ્યોઃ "રહિમાન ! તું અહીં ક્યાંથી ?"

ધીરસિંગનો આ પ્રશ્ન સાંભળીને રહિમાન ગભરાયો. તેનું મ્હોં ઉતરી ગયું. અંધકાર હોવાથી તેના ચહેરાપરનો આ ફેરફાર ધીરસિંગને જણાયો નહિ; નહિતો તેને તે ઉપરથી સંશય આવ્યા સિવાય રહ્યો ન હોત. "હું" એમ કહીને રહિમાન થોડી વાર થોભ્યો અને શું ઉત્તર આપવો તે તેને સુજ્યું નહિ. તેણે એક વાર ધીરસિંગ તરફ જોયું અને ધીરસિંગને પોતાના માટે કાંઈ સંશય આવ્યો નથી તે જોતાં જ તેને ધૈર્ય આવ્યું. તે બોલ્યોઃ "હું અહીં શામાટે આવ્યો તે જાણીને આપને આશ્ચર્ય થયું હશે, પણ હું કેવળ આપને માટે જ આવ્યો છું."

ધીરસિંગે ઉતાવળે પૂછ્યુંઃ "તેમ કેવી રીતે?"

રહિમાન ઉપકારવશ થયો હોય તેવું મ્હોં કરીને બોલ્યોઃ "વાહ કુંવરજી! તમે એકલા જ અહીં આવ્યા છો, રાત્રિનો સમય છે, પછી મારાથી કેમ રહ્યું જાય?"

"પણ હું અહીં જ આવ્યો છું તેની તને શી ખબર પડી?" ધીરસિંગે સહજ આ પ્રશ્ન પૂછ્યો હતો; પણ રહિમાનને તેનો ઉત્તર આપવાની પુનઃ પંચાત થઈ પડી. તે જરા ગભરાઇને બોલ્યોઃ "એમાં શું? એટલીએ ખબર ન પડે?" આ વિષયને ઉડાવી દેવાના હેતુથી રહિમાન બોલ્યોઃ "ચાલો કિલ્લાપર! તમારા સરખા યુવાનોને પોતાના પરાક્રમનો વિશેષ ભરોસો હોય છે; પણ—" એમ બોલતાં તે અટકી ગયો.

"પણ શું?" ધીરસિંગે રહિમાનને બોલતાં અટકી ગએલો જોઇને પ્રશ્ન કર્યો અને બન્ને જણ કિલ્લા તરફ વળ્યા.

રહિમાન ચાલતાં ચાલતાં બોલ્યોઃ "પણ એ જ કે યુવાનોને સારાસારનો વિચાર બહુ ઓછો હોય છે. કિલ્લાપર ચાલો એટલે હું તમને સઘળું કહીશ–તમે અહીં કેવી રીતે આવ્યા, હું અહીં કેવી રીતે આવ્યો તે સઘળું." થોડી વારમાં બન્ને જણ કિલ્લાપર જઈ પહોંચ્યા અને એક એકાંત જગ્યાએ જઈ બેઠા.

રહિમાન આશરે ચાળીશ–બેંતાળીશ વર્ષની વયનો હતો. તે પોતાને મોટો વિદ્વાન્ અને રાજ્યપ્રકરણી બાબતોમાં કુશળ માનતો હતો. આજ કાલ ધીરસિંગ અને તેની વચ્ચે ચકમક ઝરતો હતો, જો કે ધીરસિંગનું ઉદાર હૃદય તેવું ઈર્ષ્યાયુક્ત ન હતું. ધીરસિંગ જેવા રજપૂતને તુરંગના ઉપરી અધિકારીની પદવી મળી, તેથી રહિમાન ઈર્ષ્યામાં બળી જતો હતો. તે બોલ્યોઃ "કુંવરજી! આપને કાંઈ સંશય આવ્યો છે?"

"શેનો સંશય ?"

"સંશય એ જ કે કોઇ ને કોઈ નવીન મનુષ્ય ગુપ્ત રીતે આવ્યો છે." રહિમાન ધીરસિંગ તરફ તીક્ષ્ણ નજરથી જોતો બોલ્યો: "કેમ, ખરૂં કે નહિ?" રહિમાનનું આ ભાષણ સાંભળીને ધીરસિંગ ક્ષણમાત્ર સ્તબ્ધ બની ગયો. રહિમાન આગળ બોલ્યો: "કુંવરજી! તમે ડરશો નહિ કે ચકિત પણ ન થશો! આપને સંશય આવવાથી આજે આપ જે કાળી આકૃતિને જોવા કિલ્લાપર આવ્યા અને પછી તે ઝુંડમાં ગયા, તેવા જ પ્રકારનો સંશય મને પણ આવ્યો હતો અને મેં પણ તે કાળી આકૃતિને જોઈ છે!"

ધીરસિંગે પૂછ્યું: "એમ કે? ત્યારે તે કોણ મનુષ્ય હતું?"

રહિમાને ગંભીર મુખમુદ્રા ધારણ કરીને કહ્યું: "કુંવરજી! અમે તો ધર્મભોળા માણસ એટલે મારો મત જો આપ પૂછશો તો તે આપને બરાબર જણાશે નહિ."

"એટલે, તારા મનમાં એમ છે કે તે ભૂત હોવું જોઇએ, ખરૂં કે નહિ?" ધીરસિંગે કહ્યું.

"હા, એમ જ." રહિમાન બોલ્યો: "કારણકે તમે તો તેનું એક જ રૂપ જોયું પણ મેં તો ઘણીએ વાર તેનાં જૂદાં જૂદાં સ્વરૂપો જોયાં છે. હું ખરૂં જ કહું છું હો! આ જ બુરજપરથી એક વાર મેં એક ડોસીને એ ઝુંડ પાસે રડતી જોઈ હતી! મેં તેને રડવાનું કારણ પૂછ્યું, એટલે શું કહું, કુંવરજી? તે તો ભડકો થઇને ક્યાંયે ઉડી ગઇ!! મારૂં અંગ તો તે જોઇને થરથરી જ ઉઠ્યું અને જો કોઇ બીજો હોય તો અવસ્ય મરણ પામે." રહિમાન જરા સભય મુખમુદ્રા કરીને બોલતો હતો, અને ધીરસિંગને તે વાત સાંભળવામાં જરા મજા પડી, પણ પોતે જોએલી આકૃતિ ભૂત હોય, તે વાત તો તેને રૂચી નહિ. રહિમાન પોતે તે વાત મોટી ઉત્સુકતા સાથે કરતો હતો પણ બારીકાઇથી જોનાર અવસ્ય સમજી જાય કે તેમાં કાંઇક કાપટ્ય સમાએલું છે. ધીરસિંગને એક વાર—માત્ર ક્ષણવાર જ—રહિમાન વિષે સંશય આવ્યો, પણ તે આવ્યાની સાથે ગયો જ.

"મારૂં મત મેં કહ્યું, તમને કેમ લાગે છે તે તો કહો!" રહિમાન ધીરસિંગ તરફ કાંઇક હેતુપૂર્વક જોતો જોતો બોલ્યો.

ધીરસિંગ બોલ્યો: "મને તો તે ભૂત હોય એમ લાગતું નથી. મને જે સંશય આવે છે તે જરા ચમત્કારિક છે."

"તે શું?" રહિમાને પૂછ્યું.

"પણ રહિમાન! તે આકૃતિ ભૂત હશે, એમ હજી પણ તને લાગે છે?" ધીરસિંગે ઉત્સુકતા સાથે પ્રશ્ન કર્યો.

"હા, મારી તો ખાત્રી છે." રહિમાને ગંભીરપણે ઉત્તર આપ્યો.

ધીરસિંગ તેની તરફ જોઇને બોલ્યો: "છટ્! કેવળ ખોટું! તારી મુખમુદ્રા જ તારો ખરો હેતુ કહી આપે છે!"

રહિમાન આ સાંભળીને સ્તબ્ધ થયો. તે બોલ્યો: "કુંવરજી! આપ જે કહો તે ખરૂં; પણ મને તો કાંઈક જૂદો જ પ્રકાર જણાય છે."

"તે શું?" ધીરસિંગે રહિમાનને ફેર પાઘડી બાંધતો જોઇને પૂછ્યું.

"મને પહેલાં જે કાંઈ લાગ્યું તે આપને મેં કહ્યું છે. બીજો પ્રકાર મને એ જણાય છે કે કદાચ કોઈ મરાઠી સરદાર કિલ્લામાં ધાંધલ મચાવવાને પેસી ગયો હોય! પણ જ્યારે હું લાંબો વિચાર કરૂં છું, ત્યારે મને એ કલ્પનામાં પણ સત્ય લાગતું નથી! મરાઠી પ્રદેશમાં પણ હજી ક્યાં શાંતિ છે કે તેઓ અહીં ધાંધલ મચાવવા આવે? હજુર સાહેબ દિલ્હી જેટલે છેટેથી અહીં આવીને મરાઠાઓ સાથે લડે છે, તેમનો પ્રતાપ શું મરાઠાઓ ભૂલી ગયા હશે કે તેઓ સર્પના દરમાં હાથ નાંખે?" રહિમાન ઉપરનું ભાષણ જોરથી બોલતો હતો અને બારીકાઈથી ધીરસિંગના ચહેરા તરફ જોતો હતો. રહિમાનના તે શબ્દો ધીરસિંગને થોડી વાર ખરા લાગ્યા પણ પાછળથી તેનો તે વિચાર ફર્યો. રહિમાન ફૂટીને મરાઠાઓને મદદ કરતો હોવો જોઇએ, એમ તેને દૃઢ શંકા આવી. રહિમાન આગળ બોલ્યો: "અને મરાઠાઓને ઉત્તેજન આપનાર જ કોણ છે? સંભાજી તો મૂઓ છે અને રાજારામ પણ ખુદાના ઘરનો પરોણો થઈ ચૂક્યો છે! સંભાજીની ઓરત અને છોકરો દિલ્હીમાં કેદખાનું ભોગવે છે: રાજાના આખા કુટુંબની આવી અવસ્થા થઇ ત્યાં કોને કોણ પૂછનાર છે? કહો, કુંવરજી! મરાઠાઓ હવે કોને બળે ઝૂઝે તેમ છે?"

ધીરસિંગે રહિમાન તરફ તિક્ષ્ણ દૃષ્ટિથી જોતાં કહ્યું: "હં! એમાં શું?-આપણાં ફિતુરી માણસો મરાઠાઓને ઉત્તેજન આપે ખરા કે નહિ?" ધીરસિંગનો આ પ્રશ્નાત્મક ઉત્તર સાંભળીને રહિમાનનો ચહેરો કાંઈક ચમત્કારિક થયો. આનો ઉત્તર આપવામાં રહિમાનને મુશ્કેલી આવી પડી છે, એમ ધીરસિંગને લાગ્યું. થોડી વાર થોભીને રહિમાન ગંભીર મુખમુદ્રા કરી બોલ્યો: "કુંવરજી! તમારા એકંદર બોલવા ઉપરથી એમ જણાય છે કે તમને મારાપર સંશય આવે છે અગર તો આવ્યો પણ હશે. કેમ, ખરૂં કે નહિ? પણ તે સંશય ખોટો ઠરશે."

"તે સંશય ખોટો ઠરો કે ખરો ઠરો, પણ જો મારે ઠેકાણે તું હોય, તો તને પણ એવો જ સંશય આવે."

"એમ કેવી રીતે?" રહિમાને ઉત્સુકતાથી પૂછ્યું.

"તે ખુલ્લું જ છે. તમારી બન્નેની ભેટ થવાની હતી, એમ મારા જાણવામાં ક્યારનુંએ આવી ગયું હતું."

"હં હં, એમ શા ઉપરથી કહો છો?" રહિમાને આશ્ચર્ય સાથે પુછ્યું.

"મારા સમજવામાં તે સઘળું આવી ગયું છે. હું માત્ર તને એટલું જ કહું છું કે તમારી બન્નેની તે વખતે ભેટ થનાર હતી. તેં સીટી પણ મારી હતી, તે મારા જાણવામાં છે; પણ તારો દોસ્ત મારા સપાટામાં સપડાયો હોવાથી તેનો ઉત્તર તને મળી શક્યો નહિ."

"પણ તે સીટી મેંજ મારી હતી, એમ આપ શા ઉપરથી જાણો છો?"

"હું તેમ અનુમાન કરૂં છું અને મારૂં તે અનુમાન ખરૂં છે."

"વારૂ, ક્ષણભર માનો કે હું ફિતુરી થયો છું—મરાઠાઓવડે ફૂટેલો છું; તો હું તમને પૂછું છું કે શું હિંદુઓનું રાજ્ય થવું જોઇએ નહિ? હું મુસલમાન છું, મને મારા ધર્મના ફેલાવાની અને મુસલમાની રાજ્યની જેવી ઇચ્છા હોય, તેવી પ્રત્યેક મનુષ્યને ન હોય? અમારૂં રાજ્ય થાય એવી ઇચ્છા મરાઠાઓની પણ શું ન હોય? તે માટે પ્રયત્ન કરવાને તેઓ જો અહીં આવ્યા હોય—"

ધીરસિંગ તેને બોલતાં અટકાવીને બોલ્યો: "હા. તેઓ પ્રયત્ન કરવાને આવ્યા હોય, તે વાત બરાબર છે; પણ તારા સરખા મુસલમાને પોતાના માલીકનું નિમક ખાઇને બેઇમાન થવું, તે શું વાજબી છે? પણ પેલી સીટી કોની વારૂ?" ધીરસિંગે આ પ્રશ્ન પૂછ્યો કે તરત જ બાજુએથી એક સીટીનો અવાજ આવ્યો. ધીરસિંગને લાગ્યું કે તે સીટી સ્વાભાવિક નહિ પણ સાંકેતિક છે. તેઓ બન્ને બેઠા હતા ત્યાં પ્રકાશ પણ બહુ થોડો આવતો હતો. આથી તે સીટી સાંભળીને રહિમાનના હૃદયમાં ગભરાટ પેઠો. પોતાનો ગભરાટ જાણવામાં આવી જાય નહિ તે માટે તે થુંકવાનું બહાનું કરીને ઉઠ્યો. ધીરસિંગને તેના વર્ત્તન વિષે કેટલોકએક સંશય આવ્યો હતો, એટલે તે પણ તેની સાથે ઉઠ્યો; પણ રહિમાન કાંઈ કાચો નહોતો. તેણે તત્કાળ પોતાની મુખમુદ્રા ગંભીર કરી, અને થુંકી જરા ઉતાવળે બોલ્યો: "અલ્લા હો અકબર! કુંવરજી! જુઓ તો ખરા, લોકો ધર્મનું કેવું અપમાન કરીને ચાલે છે? આ લોકોને જરા પણ શરમ નથી! મોટા આનંદથી તેઓ દારૂ પીએ છે. યા અલ્લા! યા અલ્લા! ખુદા ઠસરે બેરેકું બચાવે! ચાલો, કુંવરજી આપણે આપણી વાત કરીએ." એમ

કહીને રહિમાને ધીરસિંગનો હાથ પકડીને તેને પોતાની બેઠક તરફ દોર્યો અને કહ્યું: "એ બેવકૂફ લોકો ભલે દારૂ પીએ! દારૂ પીને જ બેસી રહેતા હોય તો સારૂં; પણ હરામખોરો ધાંધલ મચાવે, સીટીઓ મારે, સ્ત્રીઓના ઠઠ્ઠા મશ્કરી કરે અને છેવટે સેતાનને સ્વાધિન થાય!" રહિમાનની આ સઘળી લટપટ ઉપરથી ધીરસિંગને સંશય આવ્યા સિવાય રહ્યો નહિ. ધીરસિંગ બોલ્યો: "રહિમાન! તારા વર્તન ઉપરથી મને સંશય આવ્યા સિવાય રહ્યો નથી; માટે જે હોય તે ખરેખરૂં જ કહી દેને?!"

રહિ[illegible] બોલ્યો: "ખરેખરૂં તે શું કહું? અને જો ખરૂં કહું તો પણ તમને તે ખરૂં લાગનાર નથી, કારણકે મારા બોલવા–ચાલવામાં પણ તમને તો સંશય જ આવે છે. તમારા સંરક્ષણને માટે હું તમારી પાછળ ને પાછળ કિલ્લા નીચે આવ્યો; ત્યારે તમને લાગ્યું કે મેં જ સીટી મારી."

"ત્યારે તે સીટી કોણે મારી? તેં સીટી મારી ન હોય, તો સાંભળી તો હશે જ." ધીરસિંગના આ પ્રશ્નો ઉત્તર આપવામાં રહિમાનને મોટી પંચાત પણ પડી! તેની આ સ્થિતિ જોઇને ધીરસિંગ જરા જોરમાં આવ્યો. તે કાંઈ બોલવા જતો હતો, એટલામાં રહિમાન બોલ્યો: "હા, મેં તે સાંભળી હતી પણ તે વખતે મેં તે તરફ બહુ ધ્યાન આપ્યું નહિ."

[illegible] કરવા [illegible] બોલ્યો: "એમ કે? મહારાજ! હું મારી સઘળી [illegible]જાઓને [illegible] મારી મા પણ ભૂખથી મરતી પડી છે, ત્યા[illegible]

હિંમતરાવે ઉતાવળથી તેને બોલતો અટકાવતાં કહ્યું: "ચાલ, ક્યાં છે તારી મા?"

"અહીં નજીકની એક ઝુંપડીમાં જ છે." એમ કહીને તે છોકરો આગળ થયો અને હિંમતરાવ તેની સાથે સાથે જવા લાગ્યો. નજીકમાં જ તે ઝુંપડી આવેલી હતી. તે ઝુંપડીમાં તે બન્ને ગયા. તે છોકરાની મા અંધારામાં કણસતી પડી હતી. હિંમતરાવે ચકમકની મદદથી બળતું કર્યું એટલે ઝુંપડીમાં પ્રકાશ ફેલાયો. તે છોકરાના જેવી જ સ્થિતિ તેની માની પણ થઇ હતી. હિંમતરાવે તે છોકરાને થોડું પાણી લાવવા કહ્યું. છોકરો એક મટકી લઇને પાણી ભરવા ગયો. હિંમતરાવ તે દુર્દૈવી પ્રાણીઓ વિષે વિચાર કરતો કરતો તે સ્ત્રી તરફ જોઇને બેઠો.

અરૂણોદય થવાને બહુ વાર ન હતી. પૂર્વ દિશા ઉજ્જ્વલ દેખાવા લાગી. ચંદ્ર અને તારા નિષ્પ્રભ દેખાવા લાગ્યા. પક્ષીગણનો મધુર

મોકલે તો તેઓ અલોપ થઈ જતા–ગુફાઓમાં અને ખીણોમાં ભરાઈ બેસતા તથા લડવાને બહાર આવતા નહિ. મરાઠાઓની હીલચાલ હમેશાં ગુપ્ત રહેતી અને મોગલ લશ્કર કદાપિ ગુપ્ત રહી શકતું નહિ. આવી સ્થિતિમાં ઔરંગઝેબના લશ્કરને કોઇ વાર ખોરાક વિના હેરાન થવું પડતું, તો કોઇ વાર ગરમીની મોસમમાં પાણી વિના હેરાન થવું પડતું. જ્યારે સઘળું જીતાઈ ગયું છે ત્યારે હવે દિલ્હી તરફ જવું એવી સૂચનાઓ ઔરંગઝેબને તેના સરદારોએ ઘણી વાર કરી હતી, પણ તેણે તે માન્ય રાખી ન હતી. આ સઘળાં કારણોથી લશ્કર બહુ અસંતુષ્ટ થયું હતું અને બાદશાહ કંટાળ્યો હતો તથા તેનો સ્વભાવ ચીડિયો થઈ ગયો હતો.

બહેરામપુરની છાવણી છોડીને તેણે થોડો વખત **સતારા** ખાતે મુકામ રાખ્યો. **સતારાનો** કિલ્લો **સલાબતખાન** નામના એક મુગલ સરદારના હાથમાં મૂકવાનો નિશ્ચય કરીને બાદશાહ ઉત્તર દિશા તરફ પ્રવાસ કરી રહ્યો હતો. જે સમયે આપણી વાર્ત્તા ચાલે છે, તે સમયે **ઔરંગઝેબ** પોતાના લશ્કર સાથે મુસાફરીમાં હતો. બબ્બે ચાર ચાર ગાઉ મુસાફરી કરીને જાણે કે લશ્કર થાકી જતું હોય તેવી રીતે એક દિવસ મુસાફરી કરીને એક અઠવાડિયું તે છાવણી નાંખીને પડતું ! આ કારણથી એક માસમાં **ઔરંગઝેબ** ભાગ્યે જ આઠ–દસ ગાઉ આગળ વધી શકતો હતો. આપણી કથાના નાયક **ધીરસિંગને સુવર્ણગઢના** તુરંગના ઉપરી અધિકારી તરીકે **સતારા** ખાતેના બાદશાહી મુકામ દર્મ્યાન મોકલવામાં આવ્યો હતો.

પોતાના લશ્કરમાં કેટલોક અસંતોષ ફેલાએલો છે, તે વાત **ઔરંગઝેબના** જાણવા બહાર ન હતી. તે બહુ વિચિક્ષણ પુરૂષ હતો. કોઈ વાર તે સઘળા સરદારોને ઠપકો આપતો અને તેમને પાણીના મૂલ્યના કરી નાંખતો, જ્યારે કોઈ વાર વખત વિચારીને સરદારોના સ્વચ્છંદી વર્ત્તનને પણ મુંગે મોઢે જોયા કરતો અને જેમ ચાલે તેમ ચાલવા દેતો. પરન્તુ અત્યારે સામાન્ય રીતે લશ્કરની બહુ હાડમારી થવાથી તે સરદારોના હાથ નીચે દબાઈ ગયો. લશ્કરની ખરાબ વર્ત્તણુકને માટે **ઔરંગઝેબ** પોતાના સરદારો પાસે ઘણી વાર ફરિયાદ કરતો ખરો, પણ સરદારો તેને ખુલ્લો જવાબ આપતા એટલે **ઔરંગઝેબથી** કાંઇ બોલાતું નહિ અને તે દબાઈ જતો. આજે થોડા દિવસ થયાં તેણે સાંભળ્યું હતું કે લશ્કર જરા વધારે અણગમો ધરાવતું થયું છે અને આગળ કૂચ કરવાની ના કહે છે. એક માસ થયાં એક ને એક સ્થળે તે છાવણી નાંખીને રહ્યું હતું. બાદશાહ હમેશાં કૂચ કરવાને

માટે હુકમ કરતો, પણ સરદારો કાંઇ ને કાંઇ બ્હાનાં કાઢતા અને લશ્કર આગળ વધી શકતું નહિ. એક વાર બાદશાહે લશ્કરની અંદરની સ્થિતિ તપાસવાનો નિશ્ચય કર્યો. રાત્રે વેશબાદલો કરીને એક વિશ્વાસુ સરદારની સાથે તે છાવણીનાં બજારોમાં નીકળી પડ્યો. કેટલાક સિપાઇઓ કલાલની દુકાને દારૂ પીતા બેઠા હતા, તો કેટલાક કોઈ વેપારીના તંબૂમાં પેસીને ઉજાણીઓ જમતા હતા. કેટલાક સિપાઇઓ ભાંડ લોકોની વાતો સાંભળતા અને વારંવાર હાસ્યજનક કથાવિભાગ આવતાં ખડખડ હસતા હતા. કેટલાક સરદારોના તંબૂમાં જાદૂગરો જાદૂઈ રમતો કરતા અને તેની આસપાસ સિપાઇઓનું ટોળું વળીને તમાશો જોતું હતું. એકાદ બે સ્થળે રંડીઓના નાચ અને ગાનતાન પણ ઔરંગઝેબના જોવામાં આવ્યાં. ધર્માંધ ઔરંગઝેબ રંડીઓના નાચને સખ્ત રીતે ધિક્કારતો હતો. ગાનતાન સાંભળવાં તેને પ્રિય ન હતાં. દિલ્હી તથા આગ્રામાં આબરૂદાર અને ખુલ્લો ગાનતાનનો ધંધો કરનારી રંડીઓ પણ એ જ સબબથી રહી શકતી ન હતી. બાદશાહે કોઈ પણ આનંદને પ્રસંગે ગાનતાન કરાવ્યું ન હતું, જો કે બીજાં કાર્યોમાં લાખો રૂપિયા ઉડતા હતા. સંગીત ઉપર તિરસ્કારની નજરથી જોનાર ઔરંગઝેબને આ જોઇને બહુ જ ગુસ્સો ચડી આવ્યો. જો તેનાથી બની શકત તો તે જ સમયે તે આખા તંબૂને તોપને ગોળે ઉરાડી મેલવાનો તે હુકમ કરત, પણ તેનાથી તેમ બને તેમ ન હતું. બીજા તમાશબીનોની સાથે ઔરંગઝેબ પણ લાગણીઓને સંકોચીને તંબૂમાં પેઠો. તંબૂમાંહેનો દેખાવ જોઇને તે ઘણો જ આશ્ચર્યચકિત થયો. તંબૂમાં સર્વત્ર દીવાઓના તેજથી ઝાકઝમાળ થઈ રહ્યું હતું. મધ્યમાં એક સુંદર ગાલીચા ઉપર એક ખૂબસુરત રંડી ગાન સાથે નાચ કરી રહી હતી અને એક બાજુએ તેની સહચારિણી ચાર કંચનીઓ પરીઓના જેવા સુંદર અને આકર્ષણીય પોશાકમાં સજ્જ થઇને બેઠી હતી. સતારનો રણકાર દારૂ પીને બેઠેલા સરદારોનાં મગજમાં પેસીને તેમનાં માથાંને તાનમાં ડોલાવતો હતો. તબલચી પોતાના તાનમાં થાપ માર્યે જતો હતો. ઔરંગઝેબ આ અમર્યાદ વર્ત્તન જોતો સિપાઇઓના ટોળામાં ઊભો રહ્યો અને અંતરથી બળવા લાગ્યો. એટલામાં ગાન પૂરૂં થયું, વાદિત્ર બંધ થયું અને હવે બાજુએ બેઠેલી કંચનીઓનો નાચ કરવાનો વારો આવ્યો, એટલે તેઓ ઠમ્ ઠમ્ કરતી અને કપડાં સમારતી ઊભી થઈ. ઇંદ્રસભામાં સબ્જપરી, નીલમપરી, પોખરાજપરી વગેરેનો પ્રવેશ થાય અને જેવો દેખાવ થઈ રહે તેવો દેખાવ થયો અને પ્રેક્ષકોનાં મન તેથી આહ્લાદ પામતાં હોય, તેમ

થતાં હોય તેમ દેખાયું. પેલી રંડી એક સ્થળે બેસે ત્યાર પહેલાં તે ઔરંગઝેબના મુખ્ય સરદાર ઝુલ્ફીકારખાનની સામે નજર કરીને બોલી: "ખાન સાહબ! યહ લોગોંકી ઠૂંસે મુઝે ભી બહુત પસીના આતા, તો યે હસીનાયેંસે કિસ તરહ નાચા જાતા?"

રંડીની આ ફરિયાદ સાથે જ ઝુલ્ફીકારખાનનો હુકમ થયો કે "ઊભા રહેલા સઘળાને બેસારી દો." ઊભા રહેલા પ્રેક્ષકો પર સિપાઇઓના દંડા તડોતડ પડવા લાગ્યા અને તેઓ લથડીયા ખાતા, ગુંચાઈ જતા તથા કચરાઇ જતાં બેસવા લાગ્યા. કેટલાક તંબૂની બહાર પણ નીકળી ગયા. એક દંડો સિપાઇના વેશમાં ઊભેલા બુઢ્ઢા ઔરંગઝેબના માથા પર પણ પડયો અને તે તંબૂ બહાર નીકળ્યો. તેનો ક્રોધ અત્યારે ઘણો ઉંચે ચડી ગયો હતો. પોતાના શૂરા સરદારો પણ રંડીઓના દાસ છે, તેમનાં ગાનતાન અને નાચ આગળ શીદા શીદા થઈ જનાર છે એમ તે જાણતો નહતો અને અહીં તેમ જોઇને તેને બહુ ગુસ્સો ચડી આવ્યો. તે બરબડયો: "અરે બદમાશો! અરે નાપાક મુસલમાનો! તમે આ શું ધંધો લઇ બેઠા છો? આ મોજશોખ શો? આ ગાનતાન શાં? અરે નાપાકો! તમે કેટલા આંધળા છો? આવા શોખમાં ને શોખમાં તમે ખરાબખસ્ત થઈ જશો! રંડીઓના હાથનાં પાણી પીને બાયલા બની જશો! કંચનીઓના નાચને માટે માથામાં દંડા ખાનારા બેવકૂફો! તમે મારા આખા લશ્કરમાં બદી અને બદી જ ફેલાવી દીધી છે!" આમ વિચાર કરતો કરતો બાદશાહ પોતાને તંબૂએ પાછો ફર્યો અને બિછાનામાં પડયો! એક લૂંડી આવીને બાદશાહને માથામાં જ્યાં દંડો વાગ્યો હતો ત્યાં શેક કરવા લાગી. બાદશાહે તરત હુકમ કર્યો કે "ઝુલફીકારખાનને બોલાવો."

ઝુલફીકારખાન ઔરંગઝેબના લશ્કરના સઘળા સરદારોમાં મુખ્ય હતો. તેની વ્યૂહરચના સર્વોત્તમ ગણાતી અને લડવામાં તે બહુ શૂરો હતો. સૌથી મોટું લશ્કર ઔરંગઝેબે તેને સોંપ્યું હતું. બાદશાહ હવે ઘરડો થયો છે અને તેથી થોડા વખતમાં મરી જશે, એમ ઝુલફીકારખાન માનતો હતો. તેની ઇચ્છા એવી હતી કે પોતાને મોટું લશ્કર સોંપવામાં આવ્યું છે એટલે બાદશાહ મરણ પામતાં તે લશ્કરની મદદવડે કોઈ પ્રદેશ જીતીને તે નવું રાજ્ય સ્થાપી શકશે. તેની આ વાંચ્છનાથી તેણે એકાદ વખત મરાઠાઓની સાથે મળી જઇને પણ કામ લીધું હતું. તે જેવો શૂરો હતો, તેવો જ મોજશોખમાં ડૂબેલો હતો, એટલે મોજશોખની ખાતર ગમે તેવા અગત્યના કામને પણ

તે ગણકારતો નહિ. ઝુલફીકારખાન કેટલેક અંશે ફૂટેલો છે અને બાદશાહને ગણકારતો નથી, એ વાત ઔરંગઝેબના જાણવામાં આવી ચૂકી હતી. પરન્તુ તે વાતને માટે ઝુલફીકારખાનને ઠપકો આપીને તેને વધારે નાખુશ કરવાનું બાદશાહથી બની શકતું ન હતું.

થોડી વારમાં ઝુલ્ફીકારખાન બાદશાહના તંબૂમાં આવી પહોંચ્યો. બાદશાહના જાણવામાં ગાન–તાનની વાત આવી ગઇ છે એમ ચતુર ઝુલફીકારખાન સમજી ગયો હતો. બાદશાહની પાસે આવવાને પોતાના તંબૂમાંથી નીકળ્યા પહેલાં તેણે મીજલસ વીખેરી નાંખી હતી અને રંડીને તથા કંચનીઓને રજા આપી દીધી હતી. બાદશાહના તંબૂમાં આવતાં ઝુલફીકારખાને નીચા નમીને કુર્નિશ બજાવી અને કહ્યું: " બાદશાહ સલામત, ક્યા ફરમાન હૈ ? "

બાદશાહ ગુસ્સાથી તપી ગયો હતો, તેને ઝુલફીકારખાનને જોતાં જ વધારે ગુસ્સો ચડ્યો. પોતે ઝુલફીકારખાનથી દબાએલો હતો, છતાં તેને અત્યારે તે બાબતનું સ્મરણ રહ્યું નહિ. પલંગમાં સૂતો સૂતો તે તેનું સફેદ વાળવાળું માથું શેકાવતો હતો, તે ઝુલફીકારખાનને જોતાં જ બેઠો થયો અને ક્રોધથી ગર્જી ઉઠ્યો: " ખાન ! ઝુલફીકારખાન ! યે ક્યા બાત હૈ ? શું મારી છાવણીમાં ગાનતાન ચાલે છે તેની તમને જરા પણ ખબર નથી ? શું તમારા હાથ નીચેના સિપાઇઓ પાક પરવરદેગારના ફરમાનને નહિ ગણકારતાં દારૂ પીને ભટકે છે, મીજબાનીઓ જમે છે, ગપાટા મારે છે અને રંડીઓને નચાવી તેમની આંખના કટાક્ષમાં પોતે પણ નાચે છે, તેની તમને ખબર નથી ? ! શોક છે, ઝુલફીકારખાન ! મારા વડા સરદાર ! એક માસ થયાં છાવણી એક જ ઠેકાણે પડી છે, આગળ વધતી નથી, મરાઠાઓનો નાશ થયો દેખાય છે, પણ આપણી નાની નાની ટુકડીઓને તેઓ કાપી નાંખે છે, આગળ પાછળ રહી ગએલા માણસો તેમના હાથમાં સપડાતાં હોવાથી આપણને પાછા મળી શકતા નથી, તેવી જ તમે લશ્કરપર દેખરેખ રાખો છો કે શું ? હાય, હાય, આ મોજશોખમાં રહીને તમે મારૂં રાજ્ય ખોવરાવવા તૈયાર થયા હો તેમ લાગે છે ! "

બાદશાહના શબ્દોથી ઝુલફીકારખાનને બહુ માઠું લાગ્યું, તોપણ તે કૃત્રિમ શાંત વૃત્તિ ધારણ કરીને બોલ્યો: " જહાંપનાહ ! આપ શાંત થાઓ ! "

ઔરંગઝેબ ગુસ્સાથી અને શોકથી કપાળમાં હાથ મારીને બોલ્યો: " હું શું શાંત થઉં ? મારૂં કપાળ ? ! મારા લશ્કરમાં મોજશોખનો પાર રહ્યો નથી ! રંડીના નાચમાં ગર્ક બનેલા મારા સિપા-

ઇઓ માથાપર દંડાનો માર સહન કરીને પણ તે નાચ જોવાનું છોડતા નથી, તે જોઈ મને કેટલો શોક થાય ? ઝુલ્ફીકારખાન ! તમારા હાથ નીચેના બીજા સરદારો ક્યાં છે ? તેમને બોલાવો ! અને કહો કે જો તેઓ નીમકહરામ બનવા માંગતા હોય, જો તેઓ મોજશોખમાં ડૂબીને દુશ્મન સામે તલવાર પકડવાને કાયર થવા ઇચ્છતા હોય તો હું તેમને અત્યારથી જ રૂખસદ આપીશ." તેટલું બોલીને બાદશાહ ચૂપ રહ્યો અને ઝુલ્ફીકારખાનની સામે એકી નજરે જોઈ રહ્યો.

બાદશાહને અતિશય ક્રુદ્ધ થએલ જોઇને ઝુલ્ફીકારખાનને લાગ્યું કે તે અત્યારે શાંત થનાર નથી. કાંઇ પણ બોલવું વાજબી નહિ માનીને તેણે કહ્યું: "જહાંપનાહના હુકમ પ્રમાણે સવારે સઘળા સરદારોને હાજર કરીશ." એમ કહીને તે ચાલતો થયો, પણ બાદશાહે આપેલો ઠપકો તેના હૃદયમાંથી દૂર ખસવા પામ્યો નહિ.

ક્રોધમાં ને ક્રોધમાં બાદશાહ બિછાનામાં પડ્યો રહ્યો. પોતાની તથા લશ્કરની સ્થિતિ વિષેની ચિંતા તેના મગજમાંથી ખસી નહિ અને આખી રાત નિદ્રા આવી નહિ. બાદશાહે ઝુલ્ફીકારખાનને ઠપકો આપ્યા પછી આખી રાત છાવણીમાં સર્વત્ર ચુપકી ફેલાઈ. પરોઢિયે શીતળ પવનની લહરિથી બાદશાહ થોડી વાર ઉંઘ્યો પણ સવાર પડતાં જ રાત્રિની ચુપકીનું કારણ તેના જાણવામાં આવ્યું. પોતાના તંબૂની બહાર હજારો લડવૈયાઓ ફરિયાદ કરવાને માટે તંબૂને ઘેરીને ઊભા રહેલા જણાયા. સૌ બૂમ પાડવા લાગ્યા કે "અમારી મુશ્કેલીઓને દૂર કરો, નહિ તો અમે લશ્કર છોડીને ચાલ્યા જઇએ છીએ." આ શોરબકોર પ્રતિક્ષણે વૃદ્ધિ પામવા લાગ્યો અને બાદશાહના તંબૂને ઘેરીને ઊભું રહેલું ટોળું મોટા પ્રમાણમાં વધતું ગયું. બાદશાહ આ જોઇને ગભરાયો અને તે સમજી ગયો કે ઝુલ્ફીકારખાનને આપેલા ઠપકાથી ચીડાઇને તેણે લશ્કરને ઉશ્કેરી મેલ્યું છે. તેને ઝુલ્ફીકારખાન ઉપર બહુ જ ગુસ્સો ચડ્યો પણ તે ગુસ્સો કેવળ નકામો હતો. લશ્કરને સમજાવવાને માટે તંબૂમાંથી પોતાના હજુરીઆઓ જોડે કહેવ-રાવ્યું કે "અત્યારે તમે સૌ તમારે સ્થળે જાઓ, પાછળથી તમારા ઉપરીઓને પૂછીને યોગ્ય બંદોબસ્ત કરવામાં આવશે." પણ લશ્કરે તે માન્યું નહિ. બીજી વાર કહેવરાવ્યું કે "તમારી શું ફરીયાદો છે, તે જણાવો." એટલે લશ્કરે કહેવરાવ્યું કે "બાદશાહ ઔરંગઝેબ અમારી સામે આવીને ઊભો રહે તો તેની સમક્ષ અમે અમારી ફરીયાદો રજુ ક-રીશું અને મોઢેમોઢ દાદ મેળવીશું." બાદશાહે તેમને સમજાવવાને બહુએ પ્રયત્ન કર્યો પણ લશ્કર હઠીલું થઇને તંબૂ આગળથી ખસ્યું નહિ.

હવે તંબૂમાંથી બહાર નીકળ્યા સિવાય ઔરંગઝેબનો છૂટકો ન હતો. તે યોગ્ય બંદોબસ્ત સાથે તંબૂમાંથી બહાર આવ્યો અને તુરત જ ઘોંઘાટ બંધ થયો તથા સર્વત્ર શાંતિ પ્રસરી રહી.

બાદશાહે બહાર આવીને કહ્યું: "મારા બહાદૂર લડવૈયાઓ પોતાની નજીવી ફરીયાદોથી આવી રીતે ઉશ્કેરાઈ જાય, તે કેવું ખરાબ ગણાય? હું જાણું છું કે છાવણીમાં તમને કેટલીક અગવડો હશે. ઈજીપ્તના ગોસ્તને માટે તમે લાંબા વખત થયાં બૂમો મારો છો, પણ તે હવે થોડા વખતમાં આવી પહોંચશે. તમને રહેવા કરવાની બરાબર સગવડ ન હોય તો તે માટે હું યોગ્ય બંદોબસ્ત કરીશ. પણ બહાદૂરો! તમે રંડીના નાચમાં, ગાન ગુલતાનમાં અને દારૂ પીવાની બદીમાં રચ્યાપચ્યા રહો તે કેવું ખોટું ગણાય? કાલે રાત્રે મેં છાવણીમાં તપાસ કરી તો મને જણાયું કે સૌ કોઈ મોજશોખમાં ડૂબી ગયા છે. મોજશોખની ગફલતથી મરાઠાઓનાં છૂટાં છવાયાં માણસો પણ આપણને હેરાન કરે છે, તે તમે જાણો છો. પન્હાળગઢનો કિલ્લો મરાઠાઓ લઈ ગયા તે આપણી ગફલતથી જ. આપણે પહેલાં માનતા હતા કે મરાઠાઓનો મૂળમાંથી નાશ થયો છે! પણ હવે આપણું તે સમજવું ભૂલભરેલું ઠરે છે. તેઓએ આપણાં ઘણાં છૂટાં છવાયાં માણસોનો નાશ કરી નાંખ્યો છે, તે તમે જાણો છો. તમે જાણો છો કે છેલ્લાં વીસ વરસ થયાં મેં દિલ્હીનો દરવાજો જોયો નથી. હું એક ઠેકાણે ઠરીને બેઠો નથી. દક્ષિણમાં રહ્યાં રહ્યાં હું ઘરડો થયો, મેં મોગલ સલ્તનતને આખા હિંદુસ્તાનમાં ફેલાવવા માટે કોશેશ કરી, ઇસલામ સઘળે ઠેકાણે ફત્તેહમંદ થાય એવી મારી મંશા હતી, પણ હું કેવો દુર્ભાગી કે, મારા ઘડપણના દિવસોમાં મને ખરા દિલથી મદદ કરવાને બદલે નજીવી ફરિયાદોથી બંડ ઉઠાવી મારા ધોળા વાળથી ઢંકાએલા મગજને પજવો છો? તમે જરા તમે વિચાર રાખો. મોજશોખ કરવો હોય તો દિલ્હી–આગ્રામાં જઈને મરજી પ્રમાણે ચાલજો, પણ અહીં તે આપણને શોભે? કીડીયારાની પેઠે ઉભરાઇ નીકળતા મરાઠાઓના મુલકમાં આપણને ગફલતમાં રહેવું પાલવે શું? તમને ખાવા–પીવાની તો શું પણ સુવાની અને રહેવાની મુશ્કેલી નડતી હોય, તો તે પણ ચલાવી લેવી જોઇએ અને પાક ઇસલામની ફત્તેહ ફેલાવવાને કોશેશ કરવી જોઇએ. છતાં હું તમને તેવી મુશ્કેલી પણ ભોગવવા દેવા માંગતો નથી. તમારા ઉપરીઓને બોલાવીને હું તેનો વાજબી બંદોબસ્ત કરીશ." આટલું બોલતાં ઔરંગઝેબની આંખોમાં આંસુએ પણ દર્શન દીધું. સમયવર્તી ઔરં-

ગઝેબનો આ શાંત પ્રયોગ ફત્તેહમંદ થયો અને ઉશ્કેરાએલું લશ્કર શાંત બની વેરાઈ ગયું. બાદશાહ સંતોષ પામી પાછો તંબૂમાં ગયો.

લશ્કરને ઉશ્કેરીને રચેલી જાળમાં બાદશાહ સપડાયો નહિ અને યુક્તિ કરીને છટકી ગયો, એમ જાણી ઝુલફીકારખાનને શોક થયો; તો પણ વખત આવે બાદશાહને સપડાવીને ઉરાડી મેલવાનો વિચાર તેના મગજમાંથી દૂર ખસ્યો નહિ. ઝુલફીકારખાનને બાદશાહ સમજી ગયો હતો અને તે પણ વખત આવ્યે તેનો કાંટો કાઢી નાંખવા ઇચ્છતો હતો. બપોર થતાં સઘળા સરદારો બાદશાહની હજુરમાં આવ્યા. બાદશાહે આ વખતે શાંત રસમય નાટક ભજવવાનો નિશ્ચય કર્યો હતો, અને અંતરથી તો તે બળતો હતો, તો પણ બહારથી તેણે શાંત વૃત્તિ ધારણ કરી હતી. કરૂણાજનક વદનથી બાદશાહે પોતાના સરદારો સાથે વાતચીત કરી અને લશ્કરમાં મોજશોખ ફેલાવાનું શું કારણ છે તેમ પ્રશ્ન કર્યો.

ઝુલફીકારખાને જણાવ્યું: "નામવર! આપ તે વખતે મારા પર ગુસ્સે થયા હતા, પણ અત્યારે આપ શાંત થયા છો, તેમ જાણી હું આપની પાસે સઘળો ખુલાસો કરીશ. લશ્કરમાં મોગલ લડવૈયાઓમાં મોજશોખ ફેલાયો છે, એ વાત ખરી છે, પણ તેનું મૂળ કારણ આપણું રજપૂત લશ્કર અને રજપૂત સરદારો છે. મોગલ લશ્કરને મોજશોખની લતે ચડાવનાર રજપૂત લશ્કર છે. રજપૂતો મૂળથી જ ગાનતાનના શોખીન છે, દારૂડીયા છે, તેમના ભાટ ચારણો વાર્તા કહેતા હોવાથી તેવા ગપાટા સાંભળવાની લતે પણ ચડ્યા છે અને તેમની બદી આપણા લશ્કરમાં પણ ફેલાઈ છે. ખરૂં કહીએ તો રજપૂત કેદીઓએ તેમના મુસલમાન પહેરેગીરોને પણ બગાડ્યા છે! જહાંપનાહ, આપ જ વિચાર કરો કે અમે કેટલી બાજુએ નજર રાખીએ?"

ઝુલફીકારખાનનું આ કહેવું બાદશાહને ખરૂં લાગ્યું. તેણે તરત હુકમ કર્યો કે "રજપૂત લશ્કરને અને સઘળા રજપૂત કેદીઓને વટલાવીને મુસલમાન કરવા." લશ્કરમાં દંગો ઉઠે તો સારૂં, એવી ઇચ્છાવાળા ઝુલફીકારખાનને બાદશાહનું આ ફરમાન બહુ રૂચ્યું."



## પ્રકરણ ૧૦ મું.

### સાગરસિંહનું પલાયન.

ફૂલ'ગ દે એક જ આવનારને,
પ્રિયે ! પ્રિયે ! આ તુજ સાથી જાય છે !
કલાપી.

રજપૂતોના સહવાસથી મોગલ લશ્કર બગડવા પામ્યું છે, તેવી માન્યતાવાળો ઔરંગઝેબનો હુકમ થોડા દિવસમાં સર્વત્ર ફરી ચૂક્યો. જે જે બાદશાહી કિલ્લાઓમાં કેદીઓને રાખવામાં આવ્યા હતા, તે તે કિલ્લામાં આ હુકમનું પાલન કરવામાં આવનાર હતું. સુવર્ણગઢના કિલ્લામાં કેદ થએલો સાગરસિંહ અને તેની પત્ની આ હુકમનો ભોગ થઇ પડયાં. બાદશાહનો હુકમ રહમખાનને સૌથી પહેલાં મળ્યો અને તે વાંચતાં જ તેનો ચહેરો ઉતરી ગયો. આજકાલ ધીરસિંગ રહમખાનનો વિશ્વાસુ માણસ બની રહ્યો હતો, એટલે તેણે એકદમ ધીરસિંગને બોલાવ્યો, અને સઘળી વાત તેને કહી સંભળાવી. તે સાંભળતાં જ ધીરસિંગની આંખોમાંથી ક્રોધની જ્વાળાઓ સ્ફુરી રહેવા લાગી. તે એકદમ બોલ્યો: “ખાનસાહેબ ! બાદશાહનો હવે અસ્ત થવા આવ્યો છે હો ! આજકાલ તેમણે જે રાજનીતિ ચલાવવા માંડી છે તેનું પરિણામ એ આવશે કે મોગલ શહેનશાહત ઘડીના છઠ્ઠા ભાગમાં અંધકારમાં હતી–ન હતી બની જશે ! હું સરળ હૃદયનો છું, એટલે આપ મુસલમાન હોવા છતાં આપની પાસે બોલી જઉં છું.”

“હા, પણ મારી પાસે ગમે તે બોલવાની મેં તમને છૂટ જ આપી છે ! આપણા તુરંગમાં બે રજપૂત કેદીઓ છે, તેમને બાદશાહના હુકમ પ્રમાણે મુસલમાન બનાવવા જ જોઇએ.”

“જેવી નામદારની ઇચ્છા.” ધીરસિંગે જવાબ આપ્યો.

“ત્યારે તમે એ બન્ને કેદીઓને ખબર આપી દેજો કે થોડા દિવસમાં બાદશાહના તે હુકમનો અમલ કરવામાં આવશે.”

“વારૂ” એમ કહીને ધીરસિંગે રજા લીધી. તેનો ચહેરો રક્તવર્ણીય થઈ ગયો હતો. શોકના નહિ પણ ક્રોધનાં જળજળીયાં તેની આંખમાં ભરાઈ આવ્યાં હતાં. “ઔરંગઝેબ ! તેં હવે તારી પડતીનો માર્ગ તારી મેળે જ પકડયો છે. મુસલમાનો તારાથી સંતુષ્ટ નથી અને તું રજપૂતોને પણ છેડવા લાગ્યો છે, પણ હવે તેમાંથી તું સારૂં ફળ મેળવી શકનાર નથી. પણ સાગરસિંહ અને સુવર્ણદેવીનું કેમ કરવું ? તેઓ બંધનમાં છે એટલે અવશ્ય ધર્મભ્રષ્ટતાનો ભોગ થઈ પડશે. રહ-

મખાન દયાળુ છે ખરો પણ તેને કહીને સાગરસિંહને નસાડી મૂકવાનું પગલું વાજબી નથી. તેની નોકરીમાં તેથી ખામી આવે અને બાદશાહની અપ્રીતિનું પાત્ર તે થઈ પડે. ગમે તેમ કરીને હવે તેમને નસાડી મૂકવા તો જોઇએ જ; નહિ તો સૌથી પહેલાં તો મારી રજપૂતાઇને કલંક લાગે."

આ બાજુએ બાદશાહના આ વિચિત્ર હુકમ સંબંધે રહમખાન અને તેની બીબી ગુલબહાર વચ્ચે વિવાદ ચાલ્યો. સાગરસિંહ અને સુવર્ણદેવીને બળાત્કારથી મુસલમાન કરવામાં આવનાર છે, એ વાત સાંભળતાં જ ગુલબહાર થરથર કમ્પી ઉઠી અને બોલી: "અને આ ભયંકર શિક્ષા તેઓ બિચારાંને શામાટે કરવામાં આવી છે?"

"આપણા બાદશાહ સલામતને ગુન્હો કાંઈ થોડો જ શોધવા જવા પડે છે? કોઇએ બાદશાહને એવું ભરાવ્યું છે કે રજપૂત સિપાઇઓ અને રજપૂત કેદીઓ લશ્કરમાં તથા પહેરેગીરોમાં મોજશોખનો ફેલાવો કરે છે, એટલે બાદશાહે હુકમ કાઢ્યો કે સૌને મુસલમાન બનાવી દેવા!"

"નાથ, ખરૂં કહેવા દો તો જણાવીશ કે આવા દુષ્ટ બાદશાહની નોકરી કરવા કરતાં ભીખ માંગવી વધારે સારી! રજપૂતોના સહવાસથી મોગલો બગડ્યા અને તે જ રજપૂતો મુસલમાન થઇને રહેશે, તેથી તેની ખરાબ અસરનો ફેલાવો થતો અટકશે કે બાદશાહ તેમને મુસલમાન જ બનાવે છે? કેવો વિચિત્રતાભર્યો તે જુલ્મ ગણાય? આજે હું ઘણા વખત થયાં જોતી આવું છું કે હરેક બાબતમાં હિંદુઓને ધર્મની બાબતમાં મુસલમાનો તરફથી ત્રાસ ઉત્પન્ન થયા સિવાય રહેતો જ નથી! મુસલમાનો માણસો છે તો શું હિંદુઓ માણસો નથી? શું તેમને લાગણીઓ નથી? શું તેમને પણ પોતાનો ધર્મ વ્હાલો ન હોય? મુસલમાનો ધર્મની બાબતમાં હિંદુઓને જેટલો ત્રાસ આપે છે, તેટલો હિંદુઓ મુસલમાનોને ખરેખર આપતા નથી. આજ ધીરસિંગના મનમાં મારે માટે જે આદર અને જે વિશુદ્ધ પ્રેમ રહેલો છે, તેવો પ્રેમ કોઈ મુસલમાનના હૃદયમાં કોઈ હિંદુ સ્ત્રીને માટે હશે શું? જ્યાં રાજા જ દુષ્ટબુદ્ધિ હોય, ત્યાં પ્રજાની લાગણીઓ ક્યાંથી સારી હોય?" ગુલબહાર આટલું બોલતાં બોલતાંમાં ઉશ્કેરાઈ ગઈ અને તે વધારે જુસ્સાથી બોલી: "નાથ, ખરેખર, આપણે આ નોકરી છોડી દેવી તે વધારે સલામતીભર્યું છે! તેથી જે દુઃખ ઉત્પન્ન થશે તે હું સહન કરી શકીશ, પણ આવા નરાધમની નોકરીનાં કોઈ વાર જે બુરાં પરિણામો આવે છે, તે તો મારાથી સહાશે નહિ!"

ગુલબહારનું આ લાંબું ભાષણ સાંભળીને રહમખાનને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે ધીમેથી બોલ્યો: "તું કહે છે તે સઘળું સાચું; પણ આવી વાત બીજા કોઇને મ્હોંએ કરીશ નહિ. આપણાથી એકદમ ઉઘાડા પડી જવાશે નહિ, પણ કાંઇક તદબીર કરવી પડશે."

"વારૂ, પણ શું પેલા રજપૂત કેદીઓને તમે બળાત્કારથી મુસલમાન બનાવીને ત્રાસ આપશો ? ધીરસિંગ રજપૂત છે, તેનું દિલ કેટલું દુઃખાશે ?"

"બાદશાહના હુકમનું પાલન કર્યા વિના ચાલે ?" ખાને પૂછ્યું.

"તેની યુક્તિ હું બતાવું. બાદશાહને લખી મોકલો કે અહીંના કેદખાનામાં એક રજપૂત અને રજપૂતાણી હતાં, પણ તેઓ આપનો હુકમ મળ્યાં પહેલાં તુરંગમાંથી નાસી ગયાં છે."

"પણ પછી તેમને ક્યાં સંતાડવાં ?" ખાને યુક્તિમાંથી ખામી કાઢીને કહ્યું.

"તેની સગવડ હું તથા ધીરસિંગ મળીને ગમે તેમ કરી લઇશું. તમારી નોકરીમાં એથી ખામી આવશે, પણ આપણે આ નોકરી છોડી દેવાના જ વિચારમાં છીએ તો તેથી શું ફીકર છે ?"

* * * * *

જ્યારે એક બાજુએ ગુલબહાર માત્ર દયાની લાગણીથી ઉશ્કેરાઇને તે રજપૂત કેદીઓના–સાગરસિંહ તથા સુવર્ણદેવીના છૂટકારાની યુક્તિ યોજવામાં ગુંથાએલી હતી, ત્યારે બીજી બાજુએ ધીરસિંગ પણ તેમને કેવી રીતે નસાડી મૂકવાં તે વિચારમાં ગુંથાએલો હતો. તેનું મગજ અનેક ભાંજગડ કરી રહ્યું હતું પણ કાંઇ યુક્તિ સૂઝી શકતી હતી, એટલામાં ગુલબહાર તરફથી તેની દાસી અમિના તેડવા માટે આવી અને તે તેની પાસે ગયો. ગુલબહારે રહમખાન સાથે થએલી સઘળી વાતચીત તેને કહી સંભળાવી અને જણાવ્યું કે "તે બિચારાં બે જણને ગમે તેમ કરીને નસાડી મૂક અને તેમાં હું તને મદદ કરીશ."

ગુલબહારની આવી દયાળુ લાગણીઓ જાણીને ધીરસિંગ આશ્ચર્ય સાથે ઉપકારવશ થયો. "રજપૂતોની આ સ્થિતિ ?" "મુસલમાનોના તુરંગોમાંથી નાસી જવાનો તેમનો સમય ?" એવા વિચારથી તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને તે બોલ્યો : "બ્હેન ગુલ ! આજે તારા હૃદયનું ખરેખરૂં ચિત્ર મારી આંખો સામે આલેખાયું છે. મુસલમાન જાતિમાં નિર્દયત્વનો જ ગુણ હોય છે, એવું આજ સુધી

"વારુ, પણ ક્યારે?" રહિમાને હૃદયની ચટપટીથી પૂછ્યું.

"આજે જ, આજ રાત્રે જ." અમિના કુત્સિતપણાથી હસીને બોલી: "બોલો, હવે તો ઠીક ના? આને જ નસીબ કહે છે, સમજ્યા કે? સ્ત્રીઓનાં મન ચોરવામાં તો તમે બહુ કુશળ જણાઓ છો હો!"

રહિમાન પોતાની આત્મપ્રશંસાથી ખુશ થતો બોલ્યો: "હો, એમાં શું સંશય? પણ રાત્રે કયે વખતે?"

"બરાબર મધ્ય રાત્રે જ અહીંઆ હાજર; પછી શું?"

રહિમાન કિંચિત્ સચિંત વદને બોલ્યો: "મધ્ય રાત્રે? એ તો બરાબર ઠીક નહિ. એ વખત તો તદ્દન નકામો જ."

"કાં, એમાં શાનો ડર છે?" અમિનાએ પૂછ્યું.

"કુંવરજીનોસ્તો! મધ્ય રાત્રે જ ઘણી વાર તેઓ તપાસ કરવા નીકળે છે."

"ઓહો! તેની બીક શામાટે રાખવી? ધીરસિંગ આજ રાત્રે ખાનસાહેબને ત્યાં જ રહે, તેવી હું યુક્તિ કરીશ, પછી શું? રહિમાનજી! એવા ભયમાં હું તમને તમારી માશુકનો મેલાપ કરાવું ખરી કે?"

"નહિ, નહિ, અમિના! તું તો બડી ચબરાક છે. ત્યારે તો ખુશીથી તેને તેડીને વહેલી આવજે—મોટી ખુશીથી લાવજે."

"પણ બીજા પેહેરાવાળાઓની વ્યવસ્થા તમારે જ કરવી પડશે હો?"

રહિમાન ચિંતારહિતતાથી બોલ્યો: "હં, હં! તેની જરાએ ચિંતા નહિ. હમણાં જ બે ચાર રૂપિયાનો દારૂ મંગાવીને સૌને ઉલ્લુ બનાવી મૂકું છું, પછી શું હરકત છે?"

"વારૂ, ત્યારે હું જાઉં કે? મધ્ય રાત્રિ થતાં સઘળી તૈયારી થઇ જવી જોઇએ હો! ભૂલતા નહિ! ભૂલશો તો આખો જન્મારો રડ્યાં કરશો."

"હાં, પ્યારી—પ્યારી—અમિના." રહિમાન બોલ્યો અને અમિના ચાલી ગઈ.

* * * *

બરાબર મધ્ય રાત્રિનો સમય થયો. અંધારૂં કહે મારૂં કામ. કિલ્લા પર જ્યાં ત્યાં મોટે ભાગે શાંતતા જ હતી. દરવાજા પરના એક પહેરાવાળા સિવાયના સઘળા સુરાદેવીના સામ્રાજ્યમાં બ્રહ્માનંદમાં નિમગ્ન થયા હતા! શુદ્ધિમાં રહેલો રહિમાન જ પહેરો દેતો અહીં તહીં ફરતો હતો. તે મોટી ઉત્સુકતા સાથે કોઈની રાહ જોતો હોવો જોઇએ, એમ તે વારંવાર કાન માંડીને કાંઇ સાંભળવા લાગતો તે ઉપરથી જણાતું હતું. જરા કાંઈ અવાજ થતાં તે કાન માંડતો, અંધારામાં લાંબી

નજર નાંખતો અને પછી ખોંખારતો; પરન્તુ કોઈ જોવામાં નહિ આવતાં નિરાશ થતો અને પુનઃ હવાઈ તરંગોમાં ઉડતો. વખત થઈ ગયા છતાં અમિના આવી નહિ તેથી તે બરબડયો: "રાંડ અમિનાએ કાં તો ગપ માર્યું જ હશે." એટલામાં કાંઇક અવાજ થયો અને તેણે અંધારામાં નીહાળીને જોયું તો નખથી શિખાપર્યંત સફેદ ચાદર વીંટાળી લીધેલી એક આકૃતિ તેની તરફ આવતી જોવામાં આવી. રહિમાનનો ચહેરો પ્રફુલ્લિત થયો.

રહિમાને આગળ જઇને પ્રશ્ન કર્યો: "કોણ? અમિના કે?"

"અં હં:" તે વ્યક્તિએ ઉત્તર આપ્યો. તે અવાજ કોમળ હતો અને રહિમાનને તો તે બહુ જ કોમળ લાગ્યો!

"આવો, આવો, તમે કહેવરાવ્યા પ્રકાણે સઘળી વ્યવસ્થા ગોઠવી રાખી છે." એમ કહીને રહિમાને તે વ્યક્તિના કંઠમાં હાથ નાંખવા માંડયો.

તે વ્યક્તિ હસીને બોલી: "હં હં! એટલી બધી ઉતાવળ શા માટે? રાત આપણી જ છે ને?"

આ સાંભળીને રહિમાન કિંચિત્ શરમાયો અને પેલી વ્યક્તિને લઇને એક નાની કોટડીમાં ગયો. તે નાની કોટડીને રહિમાને અગાઉથી શણગારી રાખી હતી અને એક ખુમચામાં થોડી મીઠાઇ અને દારૂની બે ત્રણ બાટલીઓ લાવીને મૂકી રાખી હતી. રહિમાન અને તે વ્યક્તિ એક પલંગપર જઇને બેઠા. તે વ્યક્તિએ હજી પણ પોતાનો બુરખો મ્હોં આડેથી હઠાવ્યો ન હતો: રહિમાન તેનો ચહેરો જોવાને બહુ જ ઉત્સુક બની રહ્યો હતો, પણ તેનામાં બોલવાનું ધૈર્ય ન હતું. એટલામાં તે વ્યક્તિએ પોતાના વસ્ત્રમાંથી દારૂની એક બાટલી કાઢી અને પ્યાલો ભરીને તે રહિમાનની સામે ધરીને કહ્યું: "લ્યો, પ્યારા રહિમાન!"

તે સ્ત્રીનો પોતાના તરફ અત્યંત પ્રેમ જોઇને રહિમાન તો ઘેલો ઘેલો બની ગયો. બે ચાર દારૂની પ્યાલીઓ પીધી એટલે વળી એ ઘેલછામાં વધારો થયો! એટલામાં એકાએક સાગરસિંહ તે કોટડીમાં આવી પહોંચ્યો અને તેના ધમધમાટથી રહિમાન બીધો–ગભરાયો. "દુષ્ટ રહિમાન! આ તું શું કરે છે? લાવ, કિલ્લાની કુંચી ક્યાં છે?"

સાગરસિંહની ગર્જનાથી રહિમાન ડર્યો. પોતાનું દુર્વર્તન અન્યના જોવામાં આવી ગયું છે, એમ જાણી તે ગભરાયો. દારૂના નશામાં તે પૂરા ભાનમાં ન હતો અને તેણે પોતાના ગજવામાંથી કુંચી કાઢીને સાગરસિંહને આપી. સાગરસિંહ તે લઇ ચાલતો થયો અને તુરત કિલ્લાને ઉઘાડીને પલાયન કરી ગયો—ઔરંગઝેબ તરફના મહત્ સંકટમાંથી મુક્ત થયો એમ તેને જણાયું.

દારૂથી કમકોવત બનેલા રહિમાનના હાથ પગ સફેદ ચાદર વીંટાળેલી અમિનાએ બાંધ્યા અને સુવર્ણદેવીને તુરંગમાંથી કિલ્લા બહાર લઇ જવાને માટે મદદ કરવા ચાલી. અમિના ઓરડીમાંથી બહાર નીકળી, તો તેને જણાયું કે સાગરસિંહના ઘોંઘાટ અને ગર્જનાથી એકાદ બે પેહેરેગીરો જાગી ગયા છે. આ સ્થિતિમાં સુવર્ણદેવીને મુક્ત કરવા જવાનું સાહસ કરવાનું તેને ઉચિત લાગ્યું નહિ અને તે તુરત સટકી. સાગરસિંહ કિલ્લા બહાર "હમણાં સુવર્ણદેવી છૂટી થઇને આવશે" એવી આશામાં ને આશામાં રાહ જોઇ રહ્યો, પણ નિરાશ! "ઓ દયાસિંધુ! દેવીની આશા હું છોડી શકતો નથી! પરન્તુ જો હું છૂટો હોઇશ તો કોઈ વાર તેને છૂટી કરી શકીશ, એ ધારણાથી અત્યારે હું જઉં છું અને દેવીને દુઃખમાં–દુશ્મનોના હાથમાં મૂકી જઉં છું! તું તેનું સંરક્ષણ કરજે." એમ વિચારી, વિભુને વિજ્ઞપ્તિ કરી "હું સ્વાર્થીલો મારો બચાવ કરવાને અબળાને દુશ્મનોના પંજામાં છોડી જઉં છું" એમ અશ્રુપૂર્ણ આંખોએ કલ્પના કરી સાગરસિંહ, ધીરસિંગને, સુવર્ણગઢના કિલ્લાને, વન–વૃક્ષ–મેદાનને અને કલ–રવ કરતાં પરન્તુ અત્યારે રાત્રિ હોવાથી શાંત જણાતાં પક્ષીઓને લજીને ગયો–પલાયન કરી ગયો.

---

## પ્રકરણ ૧૧ મું.

### ધીરસિંગ અને પદ્મિની.

The bashful virgin's side-long looks of love,
* * * that would those looks reprove.

*Goldsmith.*

ધર્મવીર ધીરસિંગની પ્રયુક્તિથી સાગરસિંહ નાસી છૂટયો, પરન્તુ સુવર્ણદેવી રહી ગઈ! સાગરસિંહના હાથમાં કિલ્લાની કુંચી આવશે કે નહિ એ એક સંશયગ્રસ્ત બાબત હોવાથી એવી ગોઠવણ કરવામાં આવી હતી કે સાગરસિંહ કિલ્લો ઉઘાડીને કિલ્લા બહાર નીકળી જાય, ત્યાર પછી સુવર્ણદેવીને પહોંચાડવી. પરન્તુ સઘળી ગોઠવણ પેહેરેગીરો જાગી જવાથી વીખરાઈ ગઈ અને પતિ–પત્ની છૂટાં પડી ગયાં. ધીરસિંગને તેથી બહુ જ લાગી આવ્યું. તે બિચારી પતિવ્રતા સ્ત્રી એકલી કેવી રીતે દિવસો ગુજારશે, તેનો વિચાર ધીરસિંગના હૃદયને બહુ દુઃખ આપી રહ્યો.

જાગી ઉઠેલા પેહેરેગીરોએ રાત્રે ને રાત્રે તપાસ ચલાવી તો જણાયું કે સાગરસિંહ નાસી છૂટયો છે. આ ખબર તુરત જ ધીરસિંગ અને

રહમખાનને પણ પહોંચાડવામાં આવ્યા. સુવર્ણદેવી રહી ગઇ છે એ ખબર ગુલબહારને અમિના તરફથી મળ્યા હતા, અને તેથી તેનું દિલ પણ દુઃખ પામ્યું. રહમખાને ધીરસિંગને ખબર કહેવરાવી કે તેણે નાસી છૂટેલા કેદીની તપાસ કરવી અને ધીરસિંગ પોતાની સાથે કોઇને પણ નહિ લેતાં એકલો નીકળી પડયો. જે દિશાએ સાગરસિંહ નાઠો હતો, તેથી ઉલટી જ દિશાએ તે ગયો. રહિમાનના હાથપગ કોણ બાંધી ગયું તે પ્રશ્ન ઉઠયો. તેણે જણાવ્યું કે મારા પેહેરામાં સાગરસિંહ નાઠો નથી, પણ હું ઉંઘતો હતો ત્યારે કોઈ પગ બાંધી ગયું છે, માટે તે સાગરસિંહ નાસંતી વેળાએ જ મારા હાથ પગ બાંધી, કિલ્લાની કુંચી લઇને નાઠેલો હોવો જોઇએ. આ જવાબ બરાબર બંધ બેસતો હોવાથી ભાગ્યે જ શંકા ઉઠી. સિપાઇઓ માંહોમાંહે લડયા-વઢયા. એક કહે 'મારા પેહેરામાંથી નાઠો નથી' અને બીજો કહે 'મેં તો મજબૂત પેહેરો રાખ્યો હતો.' પણ એ કલહ સત્વર બેસી ગયો, કારણ-કે રહમખાને તે સંબંધે બહુ ધ્યાન આપ્યું જણાયું નહિ.

ધીરસિંગ સાગરસિંહની શોધ કરવાનો દેખાવ કરવાને જ નીકળ્યો હતો-તેને ખરી રીતે શોધી કાઢવાને નહિ જ. સુવર્ણદેવીની શું સ્થિતિ થશે, તેની ચિંતા તેના હૃદયમાં હવે ઊભી થઈ હતી. એક સંકટ દૂર કરવા જતાં બીજું સંકટ પ્રાપ્ત થયું હતું. સુવર્ણદેવી ઉપર અત્યાચાર ગુજારવાનો બાદશાહનો હુકમ થશે તો પોતાને પ્રાણની આહુતિ આપવી પડશે અને ગમે તે ભોગે પણ તેના ધર્મ અને શીલનું રક્ષણ કરવું પડશે, તે વિચાર તેના હૃદયમાં ઘોળાયાં કરતો હતો.

પ્રવાસમાં એક દિવસ વીતી ગયો. બીજે દિવસે સાંજને સમયે ધીરસિંગ પન્હાળગઢની હદમાં આવી પહોંચ્યો. પન્હાળગઢનો ઉંચો કિલ્લો ત્યાંથી ચાર-પાંચ કોસ જેટલે દૂર જણાતો હતો. બીજી બાજુએ બબ્બે ચારચાર કોસને અંતરે નાનાં નાનાં ગામડાં આવી રહ્યાં હતાં. આખો દિવસ ચાલવાથી તેનો ઘોડો લગભગ થાકી ગયો હતો, તેથી નજીકના કોઈ ગામડામાં અથવા તો બીજા કોઈ અનુકૂળ વિરામસ્થળે જઇને વિરામ લેવાના વિચારમાં જ તે હતો. એટલામાં-થોડેક છેટે આવેલા ઝાડના એક જૂથ આગળથી કાંઇક અસાધારણ ગરબડાટ સાંભળવામાં આવ્યો. ધીરસિંગ તે તરફ પોતાનો ઘોડો દોડાવી ગયો. તે વૃક્ષરાજી પાસે આવી પહોંચતાં ત્યાંના રમણીય કુદરતી દેખાવથી ધીરસિંગનું હૃદય આહ્લાદિત થયું. એક નાનું તળાવ અને તેના કિનારાપર ઉગેલાં વૃક્ષોનાં જૂથના છાયડામાં કેટલીક ગાયો શાંતિથી અર્ધમિલિત લોચને વાગોળતી બેઠી હતી. તેનો રખેવાળ એક રબા-

રીનો છોકરો પાસે ધૂળમાં નિરાંતે ઉંઘ લેતો હતો. સરોવરના પાણી ઉપર પોતાની લાંબી લાંબી લચી પડતી શાખાઓથી છાયડો કરતાં તરૂવરો ઉપર કોકિલાઓ ટુહૂ ટુહૂ કરી રહી હતી. એક કોકિલાનો સ્વર સંભળાતાં પાસેના તરૂપરથી બીજો ટુહૂકાર સંભળાતો, તે જાણે કે તેમની ગુપ્ત ભાષામાં વાતચીત ચાલતી ન હોય, તેમ જણાતું. કોકિલાના મધુર ટુહૂકાર પાસે પોપટનો ધ્વનિ કઠોર જણાતો. સારસ અને સારસીનાં જૂથ પોતાનાં બચ્ચાંઓ સાથે સરોવરના જળમાં ક્રીડા કરતાં દેખાતાં હતાં. બાજુએ લીલીછમ જેવી જણાતી ડાંગરનાં ખેતરો આવેલાં હતાં અને વાયુની લહરિથી કંપતા તેના છોડવાઓ પણ પક્ષીઓના સંગીતને વધારે મધુર બનાવતા હતા. ધીરસિંગ તળાવના કિનારાપર આવીને આસપાસ જોવા લાગ્યો તો ત્યાંથી થોડેક છેટે પણ સરોવરને જ કિનારે ઝાડના જૂથમાં કાંઇક ખળભળાટ હોય તેમ જણાયું. પોતાના ઘોડાને સત્વર તે બાજુએ દોડાવી ગયો તો ત્યાં એક મ્યાનો પડેલો તેના જોવામાં આવ્યો. પાસે બે ભોઈલોકો ઊભા હતા અને બે મુસલમાન સિપાઇઓ ચારે તરફ દૃષ્ટિ ફેરવતા હતા. ધીરસિંગને ત્યાં આવી પહોંચેલો જોતાં જ તે સિપાઇઓ બીધા. ધીરસિંગ તેમને જોઇને ક્રોધથી બોલ્યો: “ કેમ રે કરીમખાં! અહીં તમે ક્યાંથી આવ્યા છો? આ મ્યાનો તમે કોનો રોકયો છે અને શું તોફાન મચાવ્યું છે?”

તે સિપાઇઓ સુવર્ણગઢના જ હતા અને આસપાસના પ્રદેશમાં મરાઠાઓની હીલચાલ જાણવા માટે તેમને ફરતા રાખવામાં આવ્યા હતા. ધીરસિંગને જોઇને તેઓ શરમાયા અને માથું નીચું ઘાલી પગવડે ભોંય ખોતરવા મંડી ગયા. ધીરસિંગે મ્યાનો ઉપાડનાર ભોઇને સર્વ હકીકત પૂછી, તો તેમાંના એકે જણાવ્યું કે “ મ્યાનો મહારાણી તારાબાઇનો છે અને તેમના સરદાર પરશુરામ ત્રિંબકની પુત્રી પદ્મિનીને અમે તેમના નજીકના ગામડામાં મૂકવા જતા હતા, એટલામાં આ સિપાઇઓએ આવીને તોફાન મચાવ્યું અને અમારામાંના બેને ઘાયલ કર્યા છે. ” ભોઇએ પડેલાઓની સામે આંગળી કરી અને ધીરસિંગનું ધ્યાન ખેંચાયું. ધીરસિંગે મ્યાનામાં જોયું તો કોઈ ન મળે! તેણે ભોઇને પુછયું: “ તે ક્યાં છે?”

ભોઇએ જવાબ આપ્યો: “ અમે તો આ સિપાઇઓ સાથેના તોફાનથી એટલા ગભરાયા હતા કે તેમાંથી અમારાં બાઈ ક્યાં જતાં રહ્યાં તેની અમને ખબર રહી નથી.”

આ જવાબ સાંભળીને **ધીરસિંગ** પોતાના ઘોડાપરથી ઉતર્યો અને મનમાં બોલ્યો: "**ઔરંગઝેબ**! તું મરાઠાઓ ઉપર કેવી રીતે વિજય મેળવી શકીશ? તારા વિશ્વાસુમાં વિશ્વાસુ માણસો કે જેમને દુશ્મનોની ભેદભરી હીલચાલ જાણવા માટે રોકેલા છે, તેઓ એટલા બધા ગફલતવાળા અને કામી છે કે આવાં તોફાનો જગાવે છે અને મરાઠાઓના તો ભાઇઓ પણ એવા શૂરા છે કે માલીકની ખાતર પ્રાણ આપે છે! અરે! ક્યાં તારા વિષયી સરદારો અને સિપાઇઓ અને ક્યાં શૂરા અને લાગણીવાળા મરાઠાઓ? તે બન્નેની તુલના કેવી રીતે કરી શકાય?" તેણે સિપાઇઓને ઠપકો આપતાં કહ્યું: "મૂર્ખાઓ! શું તમને આવું કામ સોંપવામાં આવ્યું છે કે? શું તમે નામદાર બાદશાહનું કામ આવી રીતે બજાવો છો કે? જાઓ, હરામખોરો, ચાલ્યા જાઓ અહીંથી." સિપાઇઓ ચાલ્યા ગયા અને તુરત પાસેનાં વૃક્ષોની ઘટામાં થડીયાની પાછળ સંતાએલી **પદ્મિની** તથા તેની દાસી નીકળ્યાં. **ધીરસિંગ** તે તોફાનીઓનો કોઈ સાથી હશે, એવી શંકા **પદ્મિની**ના હૃદયમાં પહેલાં ઊભી થઈ હતી, પણ તેણે સિપાઇઓને આપેલો ઠપકો સાંભળવાથી **પદ્મિની**ની તે શંકા દૂર થવા પામી હતી અને તેના હૃદયને આશ્વાસન મળ્યું હતું. પોતાનું રક્ષણ કરવાને સંતાએલી **પદ્મિની**ને બહાર નીકળેલી જોતાં જ **ધીરસિંગ** ચમક્યો અને તે જ સાથે તેને તેની ચંચલ, તેજસ્વી અને નિર્ભય મુખમુદ્રા જોઇને આનંદ પણ થયો. **પદ્મિની** એક ઉપકારક પરન્તુ અજાણ્યા યુવકને જોઇને શરમાઈ અને કાંઇક પોતાની દાસી ભણી તથા કાંઇક **ધીરસિંગ** ભણી એવી રીતે આડી નજર નાંખીને કહ્યું: "અમે તે તોફાનીઓના ભયથી પેલા વૃક્ષો પાછળ સંતાઈ બેઠાં હતાં."

**ધીરસિંગ** બોલ્યો: "તમને કાંઇ ઇજા ન થવા પામી, તે જોઈ હું સંતોષ પામું છું. મારા મૂર્ખ સિપાઇઓએ તમને તથા તમારા નોકરોને વિનાકારણ ત્રાસ આપ્યો, તેથી મારે તમારી માફી માંગવી જોઇએ અને તમે તેટલો ગુન્હો માફ કરશો એમ મને આશા છે સાંજ પડી ગઈ છે અને થોડી વારમાં અંધારૂં થશે. તમારે ગામ તમને સહીસલામત પહોંચાડવાને માટે તમે કહો તો હું સાથે આવું."

આવા નમ્રતાભરેલા શબ્દો મોગલોના એક નોકર તરફથી સાંભળીને **પદ્મિની**ને કાંઇક આશ્ચર્ય થયું. તેણે એક તીક્ષ્ણ અને વક્ર દૃષ્ટિ **ધીરસિંગ** તરફ નાંખી. તેનું શરીર થરથર કંપી ઉઠ્યું. લજ્જાથી મુખ રક્તવર્ણીય થઈ ગયું અને તે નીચું માથું ઘાલી બોલી: "થયું તે ન થયું થઈ શકે નહિ અને તેને માટે આપે ક્ષમા માંગવા જરૂર

નથી. આપને તસ્દી લેવાની કાંઇ જરૂર નથી. અમારા આ ઘાયલ થએલાં બે માણસોને થોડી વાર સુધી સાચવવા ઊભા રહો તો બસ છે. થોડી જ વારમાં તેમને લેવા માટે બીજાં માણસો આવશે, એટલે આપને વધારે વાર રોકાવું નહિ પડે."

આ કોમળ અને મધુર શબ્દોમાં થએલી માંગણીને **ધીરસિંગે** આનંદપૂર્વક સ્વીકારતાં કહ્યું: "તમારી સૂચના પ્રમાણે હું તેમની સંભાળ રાખતો ઊભો છું. તમે નિશ્ચિંતતાથી જાઓ, નહિતો તમારાં વડીલો ચિંતા કરશે." એમ કહી **ધીરસિંગે** ઘાયલ થએલાં માણસોને તપાસ્યાં. તેમને લાગેલા ઘામાંથી પુષ્કળ લોહી વહી ગયું હોવાથી તેઓ બેશુદ્ધ થઇને પડ્યા હતા. ભોઇ તૈયાર થયા અને **પદ્મિની** તથા તેની દાસી મ્યાનામાં બેઠાં. ભોઇઓએ મ્યાનો ઉપાડ્યો તો તેની નીચેથી એક સોનાનું તાવીજ જડી આવ્યું. **ધીરસિંગે** તે ઉપાડી લીધું અને મ્યાનાની પાસે જઇને કહ્યું: "તમારા મ્યાના નીચેથી આ તાવીજ જડી આવ્યું છે અને હું માનું છું કે ગભરાટમાં તે પડી ગયું હોવાથી તમારૂં જ હશે. તમારા ઉદાર હૃદયને હું ભૂલી જઇ શકીશ તો નહિ જ, તો પણ તમારૂં આ તાવીજ હું રાખું અને મારી આ વીંટી હું તેના બદલામાં તમને આપું તો?" એમ કહીને **ધીરસિંગે** પોતાની આંગળીમાંથી વીંટી કાઢીને તે **પદ્મિનીની** સામે ધરી. વીંટી અને તાવીજના અદલાબદલાની માંગણીનો સ્વીકાર થશે કે નહિ તે માટે **ધીરસિંગ** સંશયગ્રસ્ત હતો. એટલામાં **પદ્મિનીએ** સોડીયામાં પોતાનો કંપતો હાથ બહાર કાઢીને **ધીરસિંગના** હાથમાંહેની વીંટી લીધી. **ધીરસિંગની** સંશયગ્રસ્તતા ઉડી ગઈ. **પદ્મિનીની** કોમળ કરાંગુલિથી સ્પર્શ પામેલી પોતાની મુદ્રિકાને તે ભાગ્યવતી માનવા લાગ્યો. સત્કાર, આનંદ અને લજ્જાળુ દૃષ્ટિ સાથે **પદ્મિની** ચાલી—તેનો મ્યાનો ચાલ્યો, અને થોડી વારમાં અંધકાર અને વૃક્ષરાજીમાં અદશ્ય થયો. **ધીરસિંગ** તેની તરફ કેટલાક વખત સુધી જોઈ રહ્યો અને **પદ્મિનીનું** ચિત્ત તો વિવિધ તરંગોમાં ઉછાળા મારી રહ્યું હતું. મ્યાનો ચાલતો હતો તેની સાથે તેની વિચારમાળા પણ ચાલતી હતી: "બહુ જ ઉદાર અને શૂર પુરૂષ જણાય છે. દેખાવમાં હિંદુ હોવા છતાં મુસલમાનોની નોકરી કેમ કરતો હશે? મને પોતાની વીંટી આપીને મારૂં તાવીજ તેણે કેમ રાખ્યું હશે? અમે બન્ને વટેમાર્ગુ હતાં. જતાં આવતાં રસ્તે મળ્યાં, એટલે વટેમાર્ગુસ્તો! તેણે મારા તાવીજની માંગણી કરી અને હું—મૂર્ખીથી વીંટી લેવા માટે હાથ લંબાઈ ગયો! કુમારી કન્યાએ આમ કરવું જોઇએ નહિ, છતાં મેં કર્યું તે ભૂલ કરી.

તેના મનમાં કેવાએ વિચાર આવતા હશે! કેવી મધુર અને નમ્રતા-શીલ તેની વાણી? તેણે મારી સાથે મને મૂકવા આવવાની ઇચ્છા જણાવી અને મેં ના પાડી તે ઠીક ન કર્યું. તે આવ્યો હોત તો તેની મધુર વાણી-સાંભળવાનો અને તેના વિશેષ ઓળખાણનો મને લાભ મળત. ખરેખર, મેં એને ના કહી તે ખોટું-કર્યું! પણ તેનું હૃદય મારા તરફ ખેંચાયું-હોય અને રખેને તે પાછળ પાછળ તો નહિ આવતો હોય?" છેલ્લી શંકાની સાથે પાદ્મનીએ મ્યાનામાં બેઠાં બેઠાં પાછળ દૃષ્ટિ કરી, તો કોઈ આવતું જણાયું નહિ. તેને વિશેષ પૃચ્છા કરીને વિશેષ માહિતી મેળવી હોત તો વધારે ઠીક હતું એમ તેને લાગી આવ્યું. ચિત્ત ધીરસિંગની વાણીમાં, તેની મોહકતામાં, નમ્રતામાં અને તેણે આપેલી વીંટીમાં જ પરોવાઈ રહ્યું હોય તેમ લાગ્યું.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### દુઃખિયારી ગુલાબ.

**अश्वं नैव गजं नैव व्याघ्रं नैव च नैव च ।**
**अजापुत्रं बलिं दद्यात् देवो दुर्बलघातकः ॥**

**અર્થ**—અશ્વ નહિ, હાથી નહિ અને વાઘ પણ નહિ, પરન્તુ બકરાંનું જ બલિદાન આપવું! ખરેખર દેવ દુર્બળનો જ ઘાત કરે છે!

* * * * *

**મા**ણસ જાતને દુઃખ કરનાર કોઇ ઘાતકી પ્રાણીનો નાશ કરવાના હેતુથી હિંમતરાવે તીર ફેંક્યું, પરન્તુ જ્યારે તેને જણાયું કે માણસ જાતને જ તે દુઃખ આપનારૂં થઈ પડ્યું છે, ત્યારે તેના હૃદયને બહુ જ દુઃખ થઈ આવ્યું. તીર છૂટતાંની સાથે એક હૃદયભેદક ચીસ સંભળાઇ અને હિંમતરાવે ત્યાં જઇને જોયું તો ઘણો જ ભયંકર અને હૃદયદ્રાવક પ્રકાર દૃષ્ટિએ પડયો. એક સૌંદર્યસંપન્ન અને સુકુમાર છોકરો તેના તીરથી ઘાયલ થઇને પડયો હતો! તેની ઉમ્મર લગભગ પંદર–સોળ વર્ષની જણાતી હતી. તેનો પોશાક ઘણો સાદો હતો પરન્તુ તે તેની મુખમુદ્રાની શોભામાં વધારો કરતો હતો. હિંમતરાવનું તીર તેના જમણા હાથમાં પેસી ગયું હતું અને તેના સખ્ત આઘાતથી તે બેશુદ્ધ થઇ ગયો હતો. હિંમતરાવે વધારે વખત વિચાર કરવામાં નહિ ગાળતાં તે તીર તેના હાથમાંથી ખેંચી કાઢ્યું અને લોહીનું વહન ચાલુ હોવાથી પોતાના ફેંટાને ફાડી તેનો પાટો

તૈયાર કર્યો. પાસે ઉગેલી એક ઉપયોગી વનસ્પતિ તેણે ચૂંટી લીધી અને તે દાંતવડે ચાવી તેના જખમ ઉપર તે બાંધી દીધી. લોહી વહી જવાથી તે છોકરો વધારે ગ્લાનિ પામ્યો હતો. પાસેની ઝુંપડીમાં તેણે સામાન રાખ્યો હતો, ત્યાં જઇને થોડું પાણી લઇ આવી તેણે તેનાં ટીપાં તે છોકરાના મ્હોંપર મેલ્યાં. થોડો સમય ગયો પણ તે શુદ્ધિમાં આવ્યો નહિ. પોતાથી રખેને તેની હત્યા થઈ ગઈ હોય, તેવા ભયથી તે ગભરાયો અને તેનું હૃદય ચાલે છે કે નહિ તે જોવાને તેણે તે છોકરાના કાળજા ઉપર હસ્ત મૂક્યો. હસ્ત મૂકતાં જ તે ચમક્યો. તેનો હૃદયપ્રદેશ ઉપસેલો જણાયો અને હિંમતરાવે હાથ પાછો ખેંચી લીધો. તેના તરફ આશ્ચર્યથી આંખો ફાડીને તે બોલ્યો: "હાય હાય! તેના ઉપસેલા સ્તનવિભાગપરથી આ કોઈ બાળા જણાય છે! હા–ય! એક નાજુક નિર્દોષ બાળાનો મેં ઘાત કર્યો! કેવી સુકુમાર! કેટલી સુંદર! આ તેના લાંબા કેશ ઉપરથી પણ તે કોઇ બાળા સિદ્ધ થાય છે! મેં કેવું ભયંકર પાપ કર્યું?"

તે છોકરો નહોતો પણ પુરૂષના વેશમાં કોઈ સુંદર નવયૌવના બાળા હતી. હિંમતરાવને તે જાણતાં જેટલું આશ્ચર્ય થયું તેટલું દુઃખ પણ થયું. તે પુનઃ તે દુઃખિયારી બાળાની પાસે બેઠો, અને તેને જણાયું કે તેનો પ્રાણ કેવળ ચાલ્યો ગયો નથી. આથી તેને હિંમત આવી અને તે પેલી ઝુંપડીમાં જઇ પેલા છોકરાને તથા તેની વૃદ્ધ માતાને તેડી લાવ્યો. તે બન્નેની મદદથી હિંમતરાવ તે બેભાન બાળાને ઝુંપડીમાં લાવ્યો.

ઝુંપડીવાળો છોકરો કે જેનું નામ **મોતી** હતું તેણે સત્વર એક બિછાનું તૈયાર કર્યું. તેનાપર ફાટી તૂટી ગોદડીઓ પોતાની ઝુંપડીમાં જેટલી હતી તેટલી તેણે નાંખી દીધી–પણ તે બે ત્રણથી વધારે ન હતી. તેટલાથી બિછાનું બહુ નરમ ન થયું એટલે હિંમતરાવે પોતાની શાલ તેનાપર પાથરી અને પછી ઘાયલ બાળાને તેપર સુવાડી. તે કિંચિત્ શુદ્ધિમાં આવી જણાતી હતી પરન્તુ હજી તેણે પોતાનાં નેત્રો ઉઘાડ્યાં ન હતાં. હિંમતરાવે **મોતી**ને થોડા પૈસા આપ્યા અને તેમાંથી નજીકના ગામડામાં જઇને આટો, દાળ, ઘી, તેલ વગેરે લઈ આવવા કહ્યું. **મોતી** તથા તેની વૃદ્ધ માતા ગયાં અને હિંમતરાવ તથા તે બેભાન બાળા તે નિર્જન અરણ્યમાં આવેલી નોધારી ઝુંપડીમાં એકલાં રહ્યાં.

બાળા બેભાન અવસ્થામાં હોવા છતાં તેનું સ્વાભાવિક સૌંદર્ય નષ્ટ થયું ન હતું. દુઃખથી તેના કપાળપર કરચોલી પડી હતી ખરી,

પરન્તુ તેની ઉજ્જવલતામાંથી ઉદ્‌ભૂત થતાં કિરણો મોહના સ્વરૂપમાં ફેરવાઇ જઇને હિંમતરાવની આંખોમાં પેસતાં હતાં. "અરેરે! કેવું સુંદર નિર્દોષ કમળ? અને તેનાપર મેં કેવો વજ્રનો ઘાતકી પ્રહાર કર્યો?" એ જ વિચાર હિંમતરાવના હૃદયમાં ગોટવાયા કરતો હતો એટલામાં બાળાએ નેત્ર ઉઘાડ્યાં. ઝુંપડી ઉપર છાએલાં ડાંખળાં તરફ સ્થિર દૃષ્ટિ રાખી રહીને વિચાર કરતા હિંમતરાવ ઉપર તેની દૃષ્ટિ પડી. તેને જોતાં જ તે જરા ચમકી ખરી. બાળાની જાગૃતિથી અને તેના ચમકવાથી થએલી હીલચાલે હિંમતરાવની વિચારનિદ્રાને ભગ્ન કરી. તેણે તે બાળાની સામે દૃષ્ટિ કરી અને તેને જાગૃત થએલી જોતાં જ તેને આનંદ થયો. હિંમતરાવને પોતાની સામે નજર કરતો જાણીને બાળાએ પોતાનાં નેત્રોને બીજી દિશાએ દોર્યાં. હિંમતરાવ પ્રેમ અને આદરપૂર્વક બોલ્યો: "તમને અહીં લાવવામાં આવેલ છે, તે જોઇને તમને આશ્ચર્ય થશે અને કદાચિત્ ખોટું પણ લાગશે. પણ કોઈ ખરાબ હેતુથી તમને અહીં લાવવામાં આવ્યાં નથી. તમને અહીં યોગ્ય માનપૂર્વક રાખવામાં આવશે અને કાંઈ પણ દુઃખ થાય નહિ એવી વ્યવસ્થા કરવામાં આવશે તથા જો તમારી એવી ઇચ્છા નહિ હશે તો તમે કહેશો તે ઠેકાણે તમને પહોંચાડવામાં આવશે."

હિંમતરાવના નમ્રતાભરેલા શબ્દો સાંભળીને બાળાના હૃદયમાં લજ્જા, આનંદ, દુઃખ અને આશ્ચર્યના વિકારો ઉદ્‌ભૂત થયા. એક વાર તેણે હિંમતરાવની મુખમુદ્રા ભણી આડી રીતે નજર કરી અને તેની વીરતાસૂચક મુદ્રા તથા આદરપૂર્વક બોલવાની રીતિથી તેને આનંદ ઉત્પન્ન થયો. તે પોતાના બિછાનામાં બેઠી થઇ. શરીરમાં જરા પણ ચેતન નહિ હોવાથી પોતાના હાથને થએલી વ્યથા હજી સમજવામાં આવી નહિ. તે નીચું માથું રાખીને બોલી: "મને અહીં શા માટે લાવ્યા છો? આપ કોણ છો?"

"તમે તમારા હાથ તરફ જુઓ એટલે તમને અહીં લાવવાનું કારણ સમજાશે. મારો સંબંધે હું કહીશ કે હું તમને વ્યર્થ દુઃખ આપનારો દુર્દૈવી પ્રાણી છું." હિંમતરાવ દુઃખથી બોલ્યો.

છેલ્લા વાક્યનું પરિણામ તે બાળા ઉપર કાંઇક ચમત્કારિક થયા પામ્યું. તે કરુણાજનક વાણીથી બોલી: "આપના પ્રમાણે હું પણ એક દુર્દૈવી પ્રાણી છું અને હવે તો મારા દુર્દૈવની સીમા જ થઈ!" એમ બોલતાં તે બાળા ગભરાટથી રડી પડી અને તેની આંખોમાં અશ્રુપૂર ઉભરાઈ જવા લાગ્યું. તેની આ સ્થિતિથી હિંમતરાવને બહુ જ દુઃખ થયું. તે પ્રેમપૂર્વક બોલ્યો: "મેં તો તમને અત્યંત દુઃખ

આપ્યું જ છે, પણ તે સિવાય તમારૂં બીજું શું દુઃખ છે તે મને કહેશો ? મારાથી બની શકશે તો હું તમારા તે દુઃખનું નિવારણ કરીશ.”

તે બાળા અશ્રુ લૂછતી બોલી: “અરેરે ! હું શું કહું ? મારૂં દુઃખ નિવારી શકાય તેવું નથી !” તેનાથી આગળ બોલી શકાયું નહિ. કંઠ અને છાતી ગભરાટથી ભરાઈ ગયાં. તે ગભરાટ જાણે કે અશ્રુદ્વારા સરી પડતો હોય તેવી રીતે તંદુરસ્તીની લાલી વિનાના બન્ને કપોળપર અશ્રુનું પૂર ફેલાઈ જવા લાગ્યું. આંસુ લૂછવાને હાથ ઉંચકતાં તેમાંથી ધડ ધડ કરતું લોહી વહેવા લાગ્યું અને પોતાના હાથની એ સ્થિતિ જોઇને બાળા ગભરાઈ.

હિંમતરાવ તત્કાળ ઉઠ્યો અને તેના જખમી હાથ ઉપર પુનઃ પાટો બાંધતાં કહ્યું: “ગભરાશો નહિ, તમે જરા પણ ગભરાશો નહિ. ઈશ્વરની કૃપાથી તમે થોડા સમયમાં સારા થઈ જશો.” હિંમતરાવે ફરીથી પાટો બાંધ્યો અને લોહી વહેતું બંધ થયું. બાળાને જરા સુખ થયું. તેનો ગભરાટ દૂર થયો. તેણે પૂછ્યું: “મને આમ કેવી રીતે વાગ્યું ?”

“એક જાળામાં તમે હશો તેની મને ખબર નહિ અને તેમાં થતી હીલચાલ ઉપરથી મેં કોઈ ઘાતકી પ્રાણી ધારીને તીર માર્યું તો દુર્ભાગ્યે તે તમને આવી રીતે વાગ્યું. મારાથી દુઃખ પામેલ નિર્દોષ પ્રાણીને મારે જ સુખ કરવું જોઇએ, એમ માનીને આ ઝુંપડીમાં રહેતાં એક વૃદ્ધ ડોસી અને તેના પુત્રની મદદથી હું તમને અહીં લાવ્યો છું.”

“આપ ક્યાં જતા હતા ?” બાળાએ એક સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

“કાંઈ કામસર.” હિંમતરાવે કહ્યું અને પ્રશ્ન કર્યો: “તે સમયે તમે તે જાળા પાસે ક્યાંથી ?”

“દુર્દૈવ, બીજું શું ?” તે દુઃખી બાળાએ એક ઉંડો નિઃશ્વાસ નાંખીને કહ્યું.

હિંમતરાવ બોલ્યો: “હું સમજું છું કે તમે કોઈ દુર્દૈવી પ્રાણી જણાઓ છો, પણ જો તમે તમારી કહાણી કહેશો તો મારાથી બનશે તેટલી મદદ હું તમને કરીશ.”

“પણ મારા દુર્દૈવની કથા સાંભળીને તમને દુઃખ નહિ થાય ?”

“થશે, પણ તે સાંભળવા જેટલું દુઃખ સહન કરવાને હું મારા હૃદયને થોડી વાર કઠણ બનાવીશ.” હિંમતરાવે કહ્યું.

“જે દુઃખ મારા માથે આવી પડ્યું છે, તે દુઃખ દૂર તો થોડું જ થવાનું છે ? તો પણ પોતાના દુઃખની વાત પોતાના ભાઇ–” એમ

કહીને તે ક્ષણભર થોભીને બોલી: "પોતાના ભાઈની પાસે કરવી તેમાં મને કાંઈ વાંધો નથી."

"ભાઈ" શબ્દ સાંભળીને હિંમતરાવ જરા ચમક્યો. તે કોઈ કુમારિકા હોય તો તેનો હસ્ત ગ્રહણ કરવાની જે ઈચ્છા, તે બાળાના સૌંદર્યથી ઉત્પન્ન થએલા મોહે હિંમતરાવના હૃદયમાં ઉત્પન્ન કરી હતી, તે નષ્ટ થઈ અને હિંમતરાવ નિરાશ થયો. તે બોલ્યો: "અને હું પણ તે મોટી ખુશીથી સાંભળીશ."

"ભાઇ, મારૂં નામ દુઃખિયારી ગુલાબ છે. ગુલાબના ઉપરથી જે દુઃખનો પવનના સપાટા વાયા છે તેને લીધે તે પોતાને 'દુઃખિયારી' કહેવાનું વધારે પસંદ કરે છે. હવે હું મારી ઓળખાણ આપીને મારા ઉપર ઉગેલાં દુઃખના ઝાડનાં સઘળાં ફળ હું તમારી સમક્ષ ખંખેરી બતાવીશ."

## પ્રકરણ ૧૩ મું.

### ગુલાબના કર્મની કહાણી.

કેવા હશે એ ભડકા દુઃખોના ?
તોબા ! પ્રભુ ! એની કળા જ ન્યારી !

કલાપી.

નજીકમાં આવેલા વસંતગઢના જે કિલ્લેદાર છે તે જ મારા પિતા થાય. હું મારા પિતાની એકની એક પુત્રી હોવાથી મને ઘણા લાડથી ઉછેરવામાં આવી હતી, પણ તે માતૃસુખનો લાભ મને વધારે વખત મળ્યો નહિ. હું પાંચ કે છ વર્ષની થતાં જ મારી મા મરણ પામી, અને તેની સાથે જ મારા સદ્‍ભાગ્યનો પણ અસ્ત જ થયો. પહેલાં તો મારા પિતા મારા પર અત્યંત પ્રેમ રાખતા હતા અને પાછળથી મારી નવી મા આવતાં તે પ્રેમમાં વિક્ષેપ પડ્યો. આ મારી મા મારા કરતાં માત્ર ચાર વર્ષે મોટી છે. તે નાની હતી ત્યાં સુધી તો ઠીક હતું પણ તે ઘરમાં આવીને સઘળું સમજવા લાગી ત્યારથી મારા ભાગ્યનો અસ્ત થયો. તે સુંદર હોવાથી અને જુવાનીમાં આવ્યાથી મારા પિતા તો કેવળ ગાંડા-ઘેલા થઇ ગયા, અને તે જેમ દોરી ખેંચે તેમ નાચવા લાગ્યા. ઘરમાં મારા હાલ તો શેરીના એક કુતરા જેવા જ થઈ પડ્યા. મારી આ માતાએ મારી તરફ જેવું વર્તન ચલાવ્યું છે તેવું વર્તન કોઈ કોઈના દુશ્મન ઉપર પણ ન ચલાવે એમ હું ઈચ્છું છું. મને દુઃખી કરવાને મારી માએ જે જે યુક્તિઓ યોજી છે તે સઘળી હું કહેવા બેસતી

નથી, તો પણ તેમાંની થોડીએક કહું છું. નાનપણમાં હું બહુધા મારા પિતાની સાથે જમવા બેસતી; પણ મારી માએ પુષ્કળ ખટપટ કરીને તેમની સાથે જમવા બેસતાં મને અટકાવી. પછી જ્યારે જ્યારે હું જમવા બેસતી ત્યારે ત્યારે મારા બાપ સાંભળે તેવી રીતે તે બોલતી કે "બાપુ ગુલાબ! થોડું ખાજે હો! તું વારંવાર ખાય છે, તેથી તને બિલકુલ પચતું નથી અને પછી બૂમ પાડયાં કરે છે કે પેટમાં દુઃખે છે." આ પ્રમાણે તે મને વારંવાર બીક બતાવવા લાગી અને તેથી હું ઓછું ને ઓછું ખાઇને ભૂખી રહેવા લાગી. રોજ સાંજે મને બહુ ભૂખ લાગતી અને જ્યાં હું ખાવા માંગું કે તે બોલતી કે "હજી હમણાં જ ખાધું છે ને એટલી વારમાં પાછી ભૂખ ?! તોબાહ તારી ભૂખથી તો બાઈ! બહુ ખાઈ ખાઇને પછી માંદી પડીશ તો વૈતરાં કોણ કરશે ?" આમ કહી કહીને તે મને રાત સુધી ભૂખે મારતી અને કોઈ કોઇ વાર તો રાત્રે પણ હું ભૂખી ને ભૂખી જ સુઇ રહેતી. આ જ પ્રમાણે સાવકી માતા હાથ નીચે પાંચ–છ વર્ષ કાઢયાં અને પછી મારાં લગ્ન થયાં. વિજાપુરના પ્રખ્યાત સરદાર બહેરામખાન મારા સસરા થાય. લગ્ન થયા પછી હું સાસરે ગઇ, પણ મારે સાસુ ન હતી. સસરાજી મારા ઉપર પુત્રીતુલ્ય પ્રેમ રાખતા, તેથી મને સંતોષ થયો. સાવકી માતાએ આપેલાં દુઃખોને હું ભૂલી ગઈ અને હવે હું સુખમાં દિવસો ગાળી શકીશ એમ મને લાગ્યું પણ—" એમ કહેતાં જ ગુલાબ થોભી. દુઃખથી તેનું હૃદય ભરાઈ આવ્યું અને આખું શરીર કંપી ઉઠયું. તે કંપિત સ્વરે બોલી: "હાય! મારા પતિ સાથેના પહેલા મિલાપમાં જ હું પતિ તરફનો તિરસ્કાર પામી! સ્વામીએ મને નિર્દોષને બહુ માર માર્યો અને કહ્યું: 'ચંડાળણી! કોના હુકમથી તું અહીં આવી છે? જા, કર તારૂં કાળું!' આ કર્કશ વાણીથી મને કેટલું દુઃખ થયું હશે તે હું તથા મારો જીવ જાણીએ છીએ. હું સ્વામીને પગે પડી અને દીન વાણીથી બોલી: 'ના, એવું ન બોલો; મારો શું વાંક છે તે તો મને જણાવો!' પણ મારી આ કરૂણાજનક વાણીની અસર કાંઈ પણ થવા પામી નહિ. ઉલટાં પીઠપર બે ચાર વધારે લાતો પડી અને તે પહેલા જ દિવસથી મેં પતિના શયનગૃહને છેલ્લી સલામ કરી છે! હાય! હાય! સસરાને ઘેર જતી વખતે હું કેટલી ઉત્સુકતાથી, કેટલા આનંદથી ગઈ હતી, મેં મારા મનમાં વિચારના કેવા ઘોડા ગોઠવી રાખ્યા હતા, મનોરાજ્યમાં મેં કેવા કેવા બંગલા બાંધ્યા હતા, પણ મારા દુર્ભાગ્યથી તે સર્વેનો નાશ થયો!" દુઃખથી ગુલાબનો કંઠ ભરાઈ આવ્યો અને તે ચૂપ બેઠી. આવું અમૂલ્ય રત્ન એક મર્કટના હાથમાં

આપવાનો બહાનો શું હેતુ હશે એમ હિંમતરાવને લાગ્યું. થોડી વાર રહીને ગુલાબ આગળ બોલી: "સ્ત્રીનો આધાર પોતાના પતિ ઉપર જ રહેલો છે. તેનાં સુખ-દુઃખ સર્વે કાંઈ પતિ પર જ આધાર રાખીને રહે છે, પણ હું અભાગિનીને તે સુખ પણ મળ્યું નહિ તથા ભવિષ્યમાં પણ તે મળવાની આશા નથી, છતાં પણ ભવિષ્યમાં હું મારા પતિની પ્રીતિની ભાગ્યશાળી થઈશ એવી આશાથી હૃદયને ધીરજ આપતી હતી. બે-ચાર વાર પતિ સાથે મારો મિલાપ થએલો, પણ તે વખતે પણ તેમના કડવા શબ્દો અને તિરસ્કારથી મારી આશા ફળીભૂત થઈ નહિ. અને એ કડવા શબ્દો પણ હવે તો બંધ જ થયા છે. તે ઘર છોડીને ક્યાંય ગયા છે. બાદશાહ ઔરંગઝેબની છાવણીથી છૂટા પડી ગયા છે; પણ હજી ઘેર આવ્યા નથી; ખુદા જાણે તે શું કામમાં રોકાયા હશે. કહો ભાઈ, હવે મારા દુઃખનું નિવારણ થઈ શકે ખરૂં ?" હિંમતરાવને ઉદ્દેશીને છેલ્લો પ્રશ્ન હતો.

"હજી પણ તમારા પતિનો ક્યાંય પત્તો લાગશે અને તમને સુખ મળી શકશે એમ હું માનું છું. તમારા જેવા સુકુમાર પુષ્પને પ્રભુ લાંબો વખત દુઃખ આપશે નહિ."

ગુલાબ આનંદિત થતી બોલી: "અહા! તમારા તે શબ્દો કેટલા મધુર છે? સ્વામી કદાચ જડી આવશે પણ હવે મારો સત્કાર થાય તેવી આશા તો મને નથી જ. મારા માટે સ્વામીને વારંવાર ત્રાસ થાય તેમ હું ઇચ્છતી નથી. ત્રણ દિવસ પહેલાં મારા સસરાજી બાદશાહની પાસે કાંઈ કામસર ઉપડી ગયા છે અને મને તેમણે મારા પિતાને ત્યાં મોકલી આપી છે. પરન્તુ ત્યાંએ મારે માટે એક ભયંકર સંકટ તૈયાર જ હતું!" થોડી વાર વિરામ લઇને તે દુઃખી બાળા બોલી: "મારા દૈવે મારે માટે એક પણ રસ્તો ખુલ્લો રાખ્યો ન હતો. હું હવે બહુ જ મોટી થઈ છું અને એક બાળક રહી નથી તેથી મારી સાવકી મા મને દુઃખ આપશે નહિ એમ હું માનતી હતી, અને મારી તે માન્યતા પહેલા ચાર-પાંચ દિવસ સુધી ખરી પણ પડી. હું આવતાં જ મારી માએ ઘણા ઉત્તમ પ્રકારે મારો સત્કાર કર્યો. મારી સાથે તે જે મધુરતાથી વાત કરતી હતી, તે જોઇને મને તો બહુ જ નવાઈ લાગી. તે બોલી: "બાપુ ગુલાબ! કેટલી બધી દુબળી પડી ગઈ છે?! તારા જેવી જુવાન છોડીઓને વળી એટલી બધી શું ચિંતા? વર ક્યાંય ગયા હશે અને એટલામાં તું આટલી દુબળી પડી ગઈ છે? અમે તેમનો શોધ કરીશું, તારે કાંઈ ચિંતા ન કરવી. જરા સારી પેઠે ખાઈ પીને શરીરે ઠીક થા. જોને? આંખો સામે પણ

જોઈ શકાય છે ? કેવી ઉંડી ઉતરી ગઈ છે ! હું તારી મા નથી પણ મોટી બ્હેન છું એમ સમજીને તું શરમાઈશ નહિ.” એકાદ બે વાર તેણે આવું નાટક કર્યું. મને પ્રથમ તો તે સર્વે ખરૂં લાગ્યું. તેનો સ્વભાવ બદલાએલો જોઇને મને કિંચિત્ સંતોષ થયો, પરન્તુ હાય ! થોડા જ વખતમાં મારો તે ભ્રમ ઉડી ગયો !”

“એવું કપટ કરવાનો તેનો શું હેતુ હતો વારૂ ?” હિંમતરાવે આશ્ચર્યથી પૃછ્યું.

“અરે, તે હેતુ વિષે બોલતાં મારૂં હૃદય થર થર કમ્પે છે ! હું અહીં આવ્યા પહેલાં મારી આ કપટી માનો એક માસિયાઇ ભાઇ અહીં આવ્યો હતો. મારી મા તો તેને ભાઈ કહીને બોલાવતી પણ તેમનો કેવો ખરાબ સંબંધ હતો તે પાછળથી મારા જાણવામાં આવ્યું. મારા પિતા પૂરી રીતે મારી માની મૂઠીમાં હોવાથી ઘરમાં શું ચાલે છે તેની તેમને કાંઇ પણ ખબર રહેતી નહિ. મારી માએ પોતાની કપટજાળમાં મને પણ ફસાવવાનો વિચાર કર્યો. એક બે દિવસ તેણે મારા પર ઘણો જ પ્રેમ દર્શાવ્યો, તે જોઇને હું તેની સાથે મોકળા મનથી વાત કરવા લાગી. હું આવી તે જ દિવસે મારી પાસે મારી અને તેના ભાઇની—મારા મામાની ઓળખાણ કરાવી દીધી. પહેલે દિવસે જ મને જણાયું કે મારા મામાનું વર્ત્તન સારૂં નથી, પણ મેં તે કોઇને કહ્યું નહિ. તે મારો મામો આશરે પચ્ચીસેક વર્ષનો હતો અને અમારા જનાનખાનામાં જ પડ્યો પાથર્યો રહેતો હતો. પહેલે દિવસે મને તેના તરફથી કાંઈ ત્રાસ થયો નહિ પણ બીજા દિવસથી તેણે મારી સામે જોઇને આંખોના ઇશારા કરવાનું અને પોતાનું ચરિત્ર બતાવવાનું શરૂ કર્યું. કોઈ વાર હું આવતી જતી ત્યારે તે મને પોતાનો હાથ આડો રાખીને રોકતો તથા પોતે ગમ્મત કરે છે એમ દેખાડવાનો ડોળ કરતો. કોઈ વાર આવતાં જતાં મને ધક્કો મારતો તો કોઈ વાર લાગ મળતાં તે મારો હાથ પણ દાબતો. આથી મને ત્રાસ થવા લાગ્યો; પણ હું કોને કહું ? મારી મા મારા પર થોડા વખત થયાં જ પ્રસન્ન થઈ હતી અને તેને પોતાના ભાઈ સંબંધે હું કેવી રીતે કહું, શું કહું અને કહીશ તો તે તેને ખરૂં લાગશે કે નહિ, તેની પણ મને શંકા હતી. આમ વિચારીને હું કાંઇ પણ બોલી નહિ અને નિશ્ચય કર્યો કે એ લુચ્ચા માણસ સાથે જેમ બને તેમ ઓછો પ્રસંગ પાડવો. પણ મારા આમ કરવાનો તેણે ઉલટો જ અર્થ લીધો. હું તેના ઉપર ખુશ થઇ છું એમ તેણે માન્યું અને તેનું બેઅદબી-ભર્યું વર્ત્તન આગળ વધવા લાગ્યું. એક વાર મેં તેને મારી માની ગેર-

હાજરીમાં તિરસ્કારી કાઢ્યો, પણ તે બેશરમને લાજ હોય ત્યારે કેની ? છેવટે મેં મારી માને પણ તે વાત કહી, તો તેણે વાત હસી કાઢીને ઉરાડી મેલી અને ઉલટાં મારી પાસે તેનાં વખાણ કરવા માંડ્યાં ! આથી હું મોટી મુસ્કેલીમાં આવી પડી. પછી તો મારી મા પણ મારી પાછળ પડી અને એક વાર તેણે મામા સાહેબની દુષ્ટ ઇચ્છા પૂરી કરવા માટે મને કહ્યું પણ ખરૂં ! તે વખતે મને એટલો સંતાપ થઇ આવ્યો કે માને મોઢેમોઢ મેં ધિક્કાર આપ્યો અને મારા પિતાને એ વાત કહી દેવાની બીક મેં તેને બતાવી. હવે તે રંડાએ તેનું રૂપ બદલાવ્યું. તેણે તુરત જ મારા પિતાને એવી વાત કહી કે જેથી ઉલટો પિતાજીને મારે માટે સંશય આવ્યો. હું એક હલકા નોકર સાથે બગડેલી છું એવો વ્હેમ પિતાજીને આવ્યો અને મારા જાણવામાં તે તે વાત આવતાં જ મેં એ સઘળાં દુઃખોમાંથી છૂટા થવાને આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. પણ તેમ કરવાથી પિતાની લાજ આબરૂને ધક્કો પહોંચશે, એમ માનીને મેં બીજી કોઇ રીતે ત્યાંથી સટકી જવાનો અને દુઃખમાં જીંદગીનાં દિવસો પૂરા કરવાનો નિશ્ચય કર્યો. અમારા બાગમાં એક જૂનું ભોંયરૂં હતું અને તેની મને ખબર હતી. મેં તે શોધી કાઢ્યું અને તે જ રાત્રે સ્ત્રીના વેશને લાજ સાચવવાને માટે બીનસલામતીભર્યો માની પુરૂષનો વેશ પહેરી હું તે વાટે કોટની બહાર નીકળી ગઈ. રાતની રાત હું તે જાળાં પાસે પડી રહીને દિવસે કોઇ સ્થળે ચાલી જવાની હતી, એટલામાં અજાણતાં મારે શિરે આ દુઃખ આવી પડ્યું તે આપ જાણો છો ! 'ઘરની ઉઠી વનમાં ગઈ, તો વનમાં લાગી આગ' એવું જ મારા સંબંધમાં બનવા પામ્યું છે, પણ તમારા જેવા ભાઈ મેળવીને હું ભાગ્યશાળી થઈ છું. તમારા વિના બીજા કોઇનું તીર મને વાગ્યું હોત તો હું ક્યારનીએ મરી ગઇ હોત."

ગુલાબના કર્મની કહાણી સાંભળીને હિંમતરાવને બહુ જ દયા આવી અને તે સાથે તેની સાવકી માતા ઉપર ક્રોધ પણ ચડ્યો. તે જરા ગુસ્સાથી બોલ્યો: " તમારી માએ આવું કપટ કર્યું અને તમને દગો દીધો, પણ કાંઈ હરકત નહિ; તેનો પુરતો બદલો હું લઇશ. તમારી ઇચ્છા હશે તો વખત આવ્યે તમારી દુષ્ટ મા અને વ્યભિચારી મામાને પકડીને અહીં લાવીશ."

" એક વાર મારા મનમાં તેનો બદલો લેવાની ઇચ્છા થઈ હતી, પણ હવે મારી તેવી ઇચ્છા રહી નથી. તેમનાં કર્મનાં ફળ તેઓ ભોગવશે; પણ મને હવે માત્ર એક જ ઇચ્છા રહેલી છે."

જોઈ શકાય છે ? કેવી ઉંડી ઉતરી ગઈ છે ? હું તારી મા નથી પણ મોટી બ્હેન છું એમ સમજીને તું શરમાઇશ નહિ.” એકાદ બે વાર તેણે આવું નાટક કર્યું. મને પ્રથમ તો તે સર્વે ખરૂં લાગ્યું. તેનો સ્વભાવ બદલાએલો જોઇને મને કિંચિત્ સંતોષ થયો, પરન્તુ હાય ! થોડા જ વખતમાં મારો તે ભ્રમ ઉડી ગયો !”

“એવું કપટ કરવાનો તેનો શું હેતુ હતો વારૂ ?” હિંમતરાવે આશ્ચર્યથી પૂછ્યું.

“અરે, તે હેતુ વિષે બોલતાં મારૂં હૃદય થર થર કમ્પે છે ! હું અહીં આવ્યા પહેલાં મારી આ કપટી માનો એક માસિયાઇ ભાઇ અહીં આવ્યો હતો. મારી મા તો તેને ભાઈ કહીને બોલાવતી પણ તેમનો કેવો ખરાબ સંબંધ હતો તે પાછળથી મારા જાણવામાં આવ્યું. મારા પિતા પૂરી રીતે મારી માની મૂઠીમાં હોવાથી ઘરમાં શું ચાલે છે તેની તેમને કાંઇ પણ ખબર રહેતી નહિ. મારી માએ પોતાની કપટજાળમાં મને પણ ફસાવવાનો વિચાર કર્યો. એક બે દિવસ તેણે મારા પર ઘણો જ પ્રેમ દર્શાવ્યો, તે જોઇને હું તેની સાથે મોકળા મનથી વાત કરવા લાગી. હું આવી તે જ દિવસે મારી પાસે મારી અને તેના ભાઇની–મારા મામાની ઓળખાણ કરાવી દીધી. પહેલે દિવસે જ મને જણાયું કે મારા મામાનું વર્ત્તન સારૂં નથી, પણ મેં તે કોઇને કહ્યું નહિ. તે મારો મામો આશરે પચ્ચીસેક વર્ષનો હતો અને અમારા જનાનખાનામાં જ પડ્યો પાથર્યો રહેતો હતો. પહેલે દિવસે મને તેના [illegible] થી તેણે મારી સા[illegible]રિત્ર બતાવવાનું શરૂ કર્યું. કોઇ વાર હુ આવત[illegible] મને પોતાનો હાથ આડો રાખીને રોકતો તથા પોતે ગમ્મત કરે છે એમ દેખાડવાનો ડોળ કરતો. કોઈ વાર આવતાં જતાં મને ધક્કો મારતો તો કોઈ વાર લાગ મળતાં તે મારો હાથ પણ દાબતો. આથી મને ત્રાસ થવા લાગ્યો; પણ હું કોને કહું ? મારી મા મારા પર થોડા વખત થયાં જ પ્રસન્ન થઈ હતી અને તેને પોતાના ભાઈ સંબંધે હું કેવી રીતે કહું, શું કહું અને કહીશ તો તે તેને ખરૂં લાગશે કે નહિ, તેની પણ મને શંકા હતી. આમ વિચારીને હું કાંઇ પણ બોલી નહિ અને નિશ્ચય કર્યો કે એ લુચ્ચા માણસ સાથે જેમ બને તેમ ઓછો પ્રસંગ પાડવો. પણ મારા આમ કરવાનો તેણે ઉલટો જ અર્થ લીધો. હું તેના ઉપર ખુશ થઇ છું એમ તેણે માન્યું અને તેનું બેઅદબીભર્યું વર્ત્તન આગળ વધવા લાગ્યું. એક વાર મેં તેને મારી માની ગેર-

હાજરીમાં તિરસ્કારી કાઢયો, પણ તે બેશરમને લાજ હોય ત્યારે કેની? છેવટે મેં મારી માને પણ તે વાત કહી, તો તેણે વાત હસી કાઢીને ઉરાડી મેલી અને ઉલટાં મારી પાસે તેનાં વખાણ કરવા માંડયાં! આથી હું મોટી મુસ્કેલીમાં આવી પડી. પછી તો મારી મા પણ મારી પાછળ પડી અને એક વાર તેણે મામા સાહેબની દુષ્ટ ઇચ્છા પૂરી કરવા માટે મને કહ્યું પણ ખરૂં! તે વખતે મને એટલો સંતાપ થઇ આવ્યો કે માને મોઢેમોઢ મેં ધિક્કાર આપ્યો અને મારા પિતાને એ વાત કહી દેવાની બીક મેં તેને બતાવી. હવે તે રંડાએ તેનું રૂપ બદલાવ્યું. તેણે તુરત જ મારા પિતાને એવી વાત કહી કે જેથી ઉલટો પિતાજીને મારે માટે સંશય આવ્યો. હું એક હલકા નોકર સાથે બગડેલી છું એવો વ્હેમ પિતાજીને આવ્યો અને મારા જાણવામાં તે તે વાત આવતાં જ મેં એ સઘળાં દુઃખોમાંથી છૂટા થવાને આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. પણ તેમ કરવાથી પિતાની લાજ આબરૂને ધક્કો પહોંચશે, એમ માનીને મેં બીજી કોઇ રીતે ત્યાંથી સટકી જવાનો અને દુઃખમાં જીંદગીના દિવસો પૂરા કરવાનો નિશ્ચય કર્યો. અમારા બાગમાં એક જૂનું ભોંયરૂં હતું અને તેની મને ખબર હતી. મેં તે શોધી કાઢયું અને તે જ રાત્રે સ્ત્રીના વેશને લાજ સાચવવાને માટે બીનંસલામતીભર્યો માની પુરૂષનો વેશ પહેરી હું તે વાટે કોટની બહાર નીકળી ગઈ. રાતની રાત હું તે જાળાં પાસે પડી રહીને દિવસે કોઇ સ્થળે ચાલી જવાની હતી, એટલામાં અજાણતાં મારે શિરે આ દુઃખ આવી પડયું તે આપ જાણો છો! 'ઘરની ઉઠી વનમાં ગઈ, તો વનમાં લાગી આગ' એવું જ મારા સંબંધમાં બનવા પામ્યું છે, પણ તમારા જેવા ભાઈ મેળવીને હું ભાગ્યશાળી થઈ છું. તમારા વિના બીજા કોઇનું તીર મને વાગ્યું હોત તો હું ક્યારનીએ મરી ગઇ હોત."

ગુલાબના કર્મની કહાણી સાંભળીને હિંમતરાવને બહુ જ દયા આવી અને તે સાથે તેની સાવકી માતા ઉપર ક્રોધ પણ ચડયો. તે જરા ગુસ્સાથી બોલ્યો: "તમારી માએ આવું કપટ કર્યું અને તમને દગો દીધો, પણ કાંઈ હરકત નહિ; તેનો પુરતો બદલો હું લઇશ. તમારી ઇચ્છા હશે તો વખત આવ્યે તમારી દુષ્ટ મા અને વ્યભિચારી મામોને પકડીને અહીં લાવીશ."

"એક વાર મારા મનમાં તેનો બદલો લેવાની ઇચ્છા થઈ હતી, પણ હવે મારી તેની ઇચ્છા રહી નથી. તેમનાં કર્મનાં ફળ તેઓ ભોગવશે; પણ મને હવે માત્ર એક જ ઇચ્છા રહેલી છે."

રહ્યો હતો. ગુલબહારે પોતે સાગરસિંહને મદદ કરી હતી તે વાત પણ રહેમખાનના જાણવા બહાર ન હતી. ધીરસિંગ નાસી ગએલા સાગરસિંહની શોધમાં ગયો હતો પણ હજી તે પાછો ફર્યો ન હતો.

દિવસના છેલ્લા પ્રહરનો અમલ ચાલતો હતો. રહેમખાન એકલો પોતાના મહેલના રવેસમાં અહીં તહીં આંટા મારતો હતો. સાગરસિંહ સંબંધે બાદશાહને શું જવાબ લખી મોકલવો, તે વિષેનો વિચાર તેના હૃદયમાં ચાલી રહ્યો હતો. ધીરસિંગ તે સમયે સુવર્ણગઢમાં નહિ હોવાથી તેની સલાહ લેવાનું પણ બની શકે તેમ ન હતું, અને સાગરસિંહને પલાયન કરી ગયાને એક અઠવાડિયું તો વીતી ગયું હતું. રહેમખાન પોતાના મહેલપર ફરતો હતો એટલામાં કિલ્લાની બહાર એક વડના વૃક્ષ નીચે લોકોની ઠઠ જામેલી તેના જોવામાં આવી. ત્યાં શું ગરબડ છે તે જાણવાને તે ઉત્સુક થયો. તેણે કિલ્લા પર આમ તેમ જોયું તો રહિમાનને તે દરવાજા તરફ જતો દીઠો. રહેમખાને તેને બોલાવ્યો અને ત્યાં શું ગરબડ હતી તે સંબંધે પ્રશ્ન કર્યો.

રહિમાન સલામ કરીને બોલ્યો: "જી હજૂર! એક ઓલીયો અહીં આવ્યો છે. બહુ સારો છે. તેના દર્શનને માટે લોકો એકઠા થયા છે."

"ક્યાંથી અને ક્યારે આવ્યો છે?"

"હજી બે દિવસ થયાં જ મક્કેથી આવ્યો છે, સરકાર!"

"ત્યારે એવા ઓલીયાનાં આપણે પણ દર્શન કરવાં જોઇએ."

"જી હા. મેં ઘણાએ ફકીરો અને સાધુ–બાવા જોયા છે, પણ આના જેવો તો એક પણ જોયો નથી. તેના મ્હોંપરનું તેજ જ તેની શક્તિ કહી આપે છે. લગભગ સોએક વર્ષની ઉમરનો તે હશે, પણ તેનો ચહેરો તો જુવાન જેવો જણાય છે. તેના ચહેરા સામે જોતાં જ માણસના દિલમાં ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. વળી તેનો સ્વભાવ કેટલો બધો સારો છે? બાળક કે વૃદ્ધ, ગરીબ કે શ્રીમંત સૌ કોઇને સરખા ગણે છે અને ગર્વ કે અભિમાનનું તો તેનામાં નામ પણ નથી!"

રહેમખાન કિંચિત્ હસીને બોલ્યો: "બે દિવસમાં તો તને તેના વિષે બહુ પત્તો લાગી ગયો જણાય છે ને શું! તું પણ તે ફકીરની ભેટ લેવા ગયો હોઇશ."

"જી હા સરકાર, કાલે જ ગયો હતો. મારા નસીબમાં શું છે, તે પૂછવાની મારી ઇચ્છા હતી, પણ લોકોની બહુ ઠઠ જામી હતી, તેથી મેં પૂછ્યું નહિ."

રહેમખાને આશ્ચર્યથી પૂછ્યું: "શું તે ભવિષ્યવાદી પણ છે કે?"

"જી હા. રમલના દાવ નાંખવાનું બહુ સારી રીતે જાણે છે. તમે પૂછો અને થોડી વાર આંખો મીંચીને તુરત જ જવાબ આપી દે છે. જો કાંઇ સારૂં થવાનું હોય છે તો તે જવાબ દે છે અને ખોટું થવાનું હોય છે તો જવાબ દેતો નથી. કોઇને નકામું દુઃખ આપવું તેને તે વાજબી માનતો નથી."

"ત્યારે આપણે તેનાં દર્શન કરવા ક્યારે જઇશું ?" રહમખાને રહિમાનને પૂછ્યું.

"જ્યારે ઇચ્છા થાય ત્યારે. લોકો આખો દહાડો જાય છે."

"પણ ના. આપણે તો ત્યાં એવે વખતે જવું જોઇએ, કે જ્યારે બીજું કોઈ પણ ત્યાં હોય નહિ."

"તો પણ ભલે. તમે કહો ત્યારે હું સગવડ કરી રાખીશ."

"શું તું તે ફકીરનો ચેલો થયો ;છે કે ?"

"ના, હું તેનો ચેલો નથી, પણ મારા એક મિત્રપર તેની મહેરબાની છે, તેની માર્ફત હું યોજના કરીશ. મોટે ભાગે હકારમાં જ જવાબ આવશે."

"વારૂ, સગવડ કરજે. તેની મુલાકાત લેવાની મને બહુ જ ઇચ્છા છે."

રહમખાન ધાર્મિક હોવાથી તેને આવા ફકીરો અને ઓલીયાઓ ઉપર બહુ જ વિશ્વાસ હતો. રહિમાને એક ઓલીયો આવ્યાની વાત કરી ત્યારથી જ તેની મુલાકાત લેવાનું તેને મન થયું હતું અને વળી જ્યારે રહિમાને જણાવ્યું કે તે ભવિષ્યવાદી પણ છે, ત્યારે તેની ઉત્કંઠા વૃદ્ધિ પામી. આવો એક ભવિષ્યવાદી ફકીર આવ્યો છે એવી વાત રહમખાને ગુલબહારને કહી. ગુલબહાર સદ્વર્ત્તનશીલ અને કોરાનેશરીફની આજ્ઞાઓનું બરાબર પાલન કરતી હોવાથી તેને પણ તે ફકીરની મુલાકાત લેવાનું મન થયું અને ખાનને જણાવ્યું કે જો તે ફકીર આપણા મહેલમાં આવવાની માંગણી માન્ય રાખે તો તેને જરૂર અહીં લાવજો. એટલી વારમાં તો રહિમાન ખબર લઇને પણ આવ્યો કે આવતી કાલે બપોર પછી સાંઇજીએ મુલાકાતનો વખત આપ્યો છે. રહમખાન તેથી હર્ષ પામ્યો.

બીજે દિવસે બરાબર વખત થતાં રહિમાન રહમખાનને તેડીને તે ફકીર પાસે ગયો. મુસલમાની રીવાજ પ્રમાણે બપોર પછી સૌ એક સાથે નીમાજ પઢ્યા અને પછી સાંઇજીએ કોરાનેશરીફમાંથી લગભગ બે-ત્રણ ઘડી શ્રોતૃમંડળને ઉપદેશ આપ્યો. સાંઇજીએ પોતાની બેઠક એક અંધકારવાળી જગ્યાએ લીધી હતી, અને આસપાસ થોડી

એક કબરો આવેલી હતી. એક કામચલાઉ ઝુંપડી ઊભી કરી હતી તેમાં સાંઇજી બેસતા અને બહાર ચોગાનમાં મુલાકાત લેવા આવનારાઓ બેસતા. ઘણી વાર સાંજનો ઉપદેશ આપતી વખતે જો વાદળાં હોય તો સાંઇજીને પોતાની ઝુંપડીમાં દીવો કરીને કોરાન વાંચવું પડતું હતું. જ્યારે રહિમાન અને રહમખાન આવી પહોંચ્યા ત્યારે સાંઇજી શ્રોતાઓને ઉપદેશ આપતા હતા. ઉપદેશ આપવાની રીતિ ઘણી મોહક હતી અને વાણી મધુર તથા સમજાય તેવી હતી. શરીરે વૃદ્ધ દેખાતા હોવા છતાં સાંઇજીનો અવાજ એટલો ઉતાવળો નીકળતો કે દૂર બેઠેલો માણસ પણ તે બરાબર સમજી શકતો. ફકીરની વય, તેનો ઉપદેશ અને તે ઉપદેશની ઉત્તમતા જોઇને રહમખાનને તેને માટે પોતાના હૃદયમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ. તેણે પાસે બેઠેલા રહિમાનને કહ્યું: “ રહિમાન! કાંઈ જેવો તેવો ફકીર લાગતો નથી હો! કોઇ પૂરો કરામતવાળો છે! ઘરડો હોવા છતાં પોતાના જુવાનીના અવાજને કેવો બાંધી રાખી શક્યો છે?” રહિમાને તે વિચારમાં ટાપસી પૂરી, એટલામાં તો સાંઇજીએ પોતાનો ઉપદેશ પૂરો કર્યો. “આજ તો સાંઇજીએ થોડા વખતમાં આટોપી દીધું” એમ બોલતા બોલતા લોકો સાંઇજીને સલામ કરી વિદાય થયા. “સૌની સાથે આપણે પણ પાછા જવું કે નહિ?” એ વિચારમાં રહમખાન હતો એટલામાં સાંઇજીના એક ચેલાએ આવીને રહમખાનના કાનમાં કહ્યું: “સાંઇજીએ આપને થોભવાનો હુકમ કર્યો છે.”

પોતાનો હેતુ સાંઇજીના જાણવામાં આવી ગયો તથા એક અજાણ્યા ફકીરે પોતાને ઓળખી લીધો તે જોઇને રહમખાનને આશ્ચર્ય થયું અને ફકીરની શક્તિને માટે વધારે પૂજ્ય બુદ્ધિ તેના મનમાં ઉત્પન્ન થઈ. સૌ કોઇ વેરાઈ ગયા પછી સાંઇજીએ રહમખાનને પોતાની નજીકમાં આવીને બેસવા કહ્યું અને પોતાના ચેલા તથા રહિમાનને પણ ચાલ્યા જવા હુકમ કર્યો. તેઓ જતા રહ્યા પછી સાંઇજીએ ગંભીર સ્વરે કહ્યું: “ રહમખાન! તું મારો ઉપદેશ સાંભળવાને આવ્યો, તેપરથી મારા પર તારો અત્યંત ભક્તિભાવ જણાય છે.”

રહમખાન આદાબથી બોલ્યો: “ આપનાં દર્શન કરવાની મને ખરેખરી ઉત્કંઠા થઈ હતી, એટલે જ હું આવ્યો છું, અને આપને મારા માટે ફુરસદ મેળવવા તસ્દી આપવી પડે છે, તે બદલ માફ—”

ફકીરે વચમાં કહ્યું: “ ના, ના. કાંઈ નહિ. લોકો ઉપર ઉપકાર કરવાને અમે તો હમેશાં નવરા જ છીએ. તારા એક નોકરે આવી

મને કહ્યું હતું કે તું એકાંતમાં મને મળવા ઈચ્છે છે, તે ઉપરથી મેં તારા માટે એકાંત મેળવી છે; બોલ, તું શું પૂછવા ઈચ્છે છે ?"

"આપ મારા સરખા માણસની ભેટ લો છો, તે માટે મને આનંદ થાય છે."

"તેમાં આશ્ચર્ય શું છે ? ખુદાને ઘેર સૌ કોઈ સરખા જ છે, પછી હું અને તુંમાં ફેર શું છે ? વારૂ, તું જે કામ માટે આવ્યો છે તે તારૂં કામ પૂરૂં થશે પણ તારૂં એક બીજું અશ્રેય થનાર છે."

"શું આપ મારો હેતુ પણ સમજી ગયા ?" રહમખાને આશ્ચર્યથી પૂછ્યું.

"એ ખુદાની મહેરબાની છે. તારા શરીરને અને ચહેરાને જાણ્યાં તો પછી તારો હેતુ જાણવો તેમાં વિશેષ શું છે ? તારો ભૂત અને ભવિષ્યનો સઘળો ઇતિહાસ ખુદાની મહેરબાનીથી હું કહી શકું તેમ છે. સાંભળ, તારા પર એક સંકટ આવ્યું છે એમ તને લાગે છે, પણ તે કાંઈ નથી. પરન્તુ એક બીજું સંકટ તારા પગ નીચે જ સળગે છે. સાગરસિંહ નામનો કોઈ રજપૂત કેદખાનામાંથી નાસી ગયો છે, તે વિષે તારે આટલી બધી ચિન્તા કરવાની જરૂર નથી. તે કેદખાનું તોડીને નાસી ગયો છે, એમ માત્ર લખીશ એટલે ચાલશે અને તને કાંઈ પણ નુકસાન થશે નહિ. પણ—" એમ કહીને ફકીર આગળ બોલતો અટક્યો.

ફકીરના આશ્વાસનથી સાગરસિંહના પલાયન સંબંધે રહમખાનની ચિંતા દૂર થઈ હતી. તે આનંદથી બોલ્યો: "આપના પર મને પૂરો વિશ્વાસ છે; આપ મારૂં જે કાંઈ અશ્રેય થવાનું હોય તે પણ ખુશીથી કહો."

ફકીરે કાંઇક દુઃખથી કહેવા માંડ્યું : "ખાન ! કોઇનું પણ મન દુઃખવવું તે મને સારૂં લાગતું નથી; પણ જ્યારે તું ખાસ પૂછવાસાટે જ આવ્યો છે, ત્યારે મારે તને કહેવું જોઇએ; કારણ કે જો એક સંકટમાંથી તારો છૂટકો થાય અને બીજા સંકટથી તારો નાશ થાય અને હું તને ન ચેતાવું તો તેથી મને મનુષ્યહત્યાનો મોટો દોષ લાગે."

રહમખાને કાંઇક ચિંતાતુર થઇને પૂછ્યું: "આપ જે મોટા સંકટની વાત કરો છો, તેનું નિવારણ થશે કે નહિ વારૂ ?"

"હા, થશે અને તેટલા માટે જ હું તને ચેતાવવાનું વાજબી માનું છું. તારા ભવિષ્યમાં એ એક મોટું સંકટ છે. એક જ છે પણ બહુ ભયંકર છે. તેનું નિવારણ થતાં તારૂં સઘળું આયુષ્ય આનંદમાં જાય તેમ છે, એમ મને જણાય છે."

"એવું તે કેવું સંકટ છે વારૂ?" ખાને ઉત્સુકતાથી પૂછ્યું.

"ફરી ફરીને એમ થાય છે કે હું ન કહું, કારણકે હું કહીશ પણ તે તને ખરૂં લાગશે નહિ. મારા પર તારો વિશ્વાસ નથી એમ હું માનતો નથી પણ વાત એટલી નાજુક છે અને તે સાથે સંબંધ ધરાવનારાં માણસો પણ એટલાં નાજુક છે કે તેનું પરિણામ ભયંકર આવશે એમ તું માની શકીશ નહિ. છતાં ફરી એક વાર પૂછું છું કે તને મારા શબ્દોમાં પૂરો વિશ્વાસ છે?"

"જી હા, આપના શબ્દોમાં મને પૂરો વિશ્વાસ છે અને તે દર્શાવવાને હું મારૂં હૃદય આપને કેવી રીતે દેખાડું?"

"કાંઈ નહિ. ત્યારે સાંભળ. પહેલાં હું તારા ભૂતકાળનું વર્ણન કરૂં છું અને તે તને સત્ય લાગે તો પછી હું ભવિષ્યનું કહીશ. તારી પહેલી સ્ત્રી તારે બેંતાળીશમે વર્ષે મરણ પામી, અને તે વખતે ફરીથી શાદી કરવાનો તારો વિચાર ન હતો પણ સતારાના સરદાર યાકુબખાને આગ્રહ કર્યો એટલે તેની ભત્રીજી ગુલબહાર વેરે તું પરણ્યો. તે વખતે ગુલબહાર માત્ર આઠ વર્ષની હતી. તેં એટલી ઉમરે એવી નાની છોકરી સાથે શાદી કરી, તે માટે હું તને દોષ દેતો નથી, કારણ કે તેનું સૌંદર્ય અલૌકિક છે એવું મેં સાંભળ્યું છે; પણ એક બાબતમાં તું ભૂલ ખાય છે. તારી ગુલબહાર બહુ સુશીલ છે તેવી તારી માન્યતા ભૂલભરેલી છે. હવે જો તું કહે તો તને આગળ કહું, નહિ તો આલેકુમ સલામ."

"આપે મારો પૂર્વનો ઇતિહાસ કહ્યો તે બરાબર છે અને ભવિષ્યનું પણ જે કહેશો તે બરાબર જ હશે, માટે કોઈ પણ પ્રકારના સંશય વિના કહો."

"ત્યારે સાંભળ. તારાપર તે ગુલબહાર તરફથી જ સંકટ આવનાર છે. તને આ સાંભળીને આશ્ચર્ય લાગશે, પણ મારૂં સઘળું ભવિષ્ય સાંભળીશ ત્યારે તને તે સ્વાભાવિક લાગશે. ગુલબહારના પરિચયમાં એક હિન્દુ જુવાન છોકરો રહે છે તે સારૂં નથી. તું એમ માને છે કે ગુલબહારનો અને તેનો ભાઈ–બ્હેનના જેવો સંબંધ છે, પણ તે તારી ભૂલ છે. તે જુવાન છોકરો સુંદર અને બહાદૂર છે અને તેના ઉપર તારી ગુલ મોહિત થઈ છે. તારી ગેરહાજરીમાં તેઓ રોજ મળે છે, અને તે ગેરહાજરીનો ખોટો લાભ લે છે. તું વૃદ્ધ હોવાથી તારા પર ગુલનો બહુ પ્રેમ નથી." ધીરસિંગ વિષેની વાત રેહમખાનને ખરી લાગી નહિ. તે સંબંધે તેનું મન શંકાશીલ રહ્યું. ફકીરે આગળ કહ્યું: "તારા મનમાં આ વેળા કયો વિચાર આવ્યો તે હું સમજ્યો. મારા

સરખા સર્વસંગનો પરિત્યાગ કરનાર ફકીરે તારી સાથે આવી વાત કરવી તે સારૂં નથી, એ વાત બરાબર છે, પણ તારે હાથે હજી બહુ મોટાં કાર્યો થવાનાં છે અને તારો નાશ એક કાવતરાથી થનાર હોવાથી તને જીવતો રાખવા માટે આવી વાત કરવી તેથી પણ હું દુનિયા ઉપર ઉપકાર કરૂં છું. આ દુનિયામાં અનેક મનુષ્યો પ્રેમમાં ફસાઇને ઠાર થાય છે અને પુષ્કળ સુંદર સ્ત્રીઓપર તેમના પતિઓ બહુ પ્રેમ કરે છે; પણ દુર્દૈવ એ જ છે કે તેનું પરિણામ ઘણું જ ખરાબ આવે છે; તેટલા માટે સ્ત્રીઓપર પુરૂષોએ કદી પણ વિશ્વાસ રાખવો ન જોઇએ."

ફકીરનું ભાષણ સાંભળીને રહમખાનના મનમાં કદાપિ નહિ આવેલી એવી શંકા અત્યારે આવી: "ગુલબહાર મારા પ્રત્યે ખરેખરો પ્રેમ દર્શાવે છે કે તે મને ફસાવે છે?" એવી શંકાની સાથે તેનું ચિત્ત અસ્વસ્થ થયું.

રહમખાને અસ્વસ્થતાથી પૂછ્યું: "હજી પણ હું આપના બોલવાનો ભાવાર્થ સમજી શક્યો નથી. સ્પષ્ટ કહેવામાં શું હરકત છે?"

રહમખાનના મનની સ્થિતિ તે ફકીર જાણી ગયો હતો, અને તેથી તેને આનંદ થયો. તેણે પોતાની મુખમુદ્રા ગંભીર કરીને કહ્યું: "સ્પષ્ટ કહેવામાં કાંઇ હરકત નથી એ ખરૂં પણ એકદમ કહેવાથી તે તને ખરૂં લાગશે નહિ, તેટલા માટે પહેલેથી જ સપ્રમાણ કહેવું જોઇએ કે જેથી તારી સંપૂર્ણ ખાત્રી થાય; કારણકે મારે તારા બે વ્હાલાં માણસ **ધીરસિંગ** અને ગુલબહાર વિષે બોલવાનું છે. પણ તે હું કહું તે પહેલાં મારે તારી પાસે બે ત્રણ બાબતોની કબૂલાત કરાવવાની છે. પહેલી એ કે આપણી આ વાતચીત કોઇને પણ જણાવવી નહિ. બીજી એ કે હું એ વાત સાથે જેઓનો સંબંધ દર્શાવું તેઓની ઉપર તારે ક્રોધ કરવો નહિ, કારણકે દુશ્મનનું પણ ભૂંડું થાય એવું અમારા જેવા ફકીરોએ ઇચ્છવું જોઇએ નહિ. હું કહું તે વાત સાંભળીને માત્ર તારે તારી સલામતીનો માર્ગ જ યોજવો અને તે સિવાય બીજું કાંઈ પણ સાહસ કરવું નહિ."

"આપનું સઘળું કહેવું મારે કબૂલ છે." રહમખાને ઉતાવળે કહ્યું.

"વારૂ, હવે હું તને તે કહીશ. તે વાત કહીને હું તારા ઉપર એક સખ્ત પ્રહાર કરૂં છું, પણ તે તારા હિતની હોવાથી જ મારે કહેવી પડે છે. જ્યાં સુધી માણસે મહોર જોઈ હોતી નથી, ત્યાં સુધી તે રૂપિયો જોઇને ખુશ થાય છે, પણ મહોર જોતાં જ તે મેળવવાને દોડે છે. તારી ગુલની પણ એ જ સ્થિતિ છે. સુંદર અને બહાદુર **ધી-**

રસિંગને તેણે તારી વૃદ્ધ અને સફેદ દાઢી કરતાં વધારે પસંદ કર્યો છે. તારા પર સંકટ એ આવનાર છે કે તારૂં કાટલું કાઢી નાંખવાનો ધીરસિંગ તથા ગુલબહારે મળીને નિશ્ચય કર્યો છે. તેઓ તને મારી નાંખીને નાસી જવાના વિચારમાં છે. ગુલબહારે તને કહ્યું છે કે એ સાંઈજીને અહીં બોલાવતા આવજો, પણ તે તેણે તેની યુક્તિમાં જ કહ્યું છે. હું ભવિષ્યવાદી છું અને તેથી રખેને તેઓની ફસામણીની વાત તને કહી દઉં તેવી બીક તેના હૃદયમાં પેસી ચૂકી છે અને તેથી મને તારા મહેલમાં બોલાવીને કાંઈ લાલચ આપીને અથવા તો ન માનું તો મારી નાંખીને પણ પોતાનું કામ સાધી લેવાનો વિચાર તેના દિલમાં જન્મ પામ્યો છે! બોલ, રહમખાન! મને મહેલમાં બોલાવવાનું ગુલે તને કહ્યું હતું ખરૂં કે નહિ?"

"જી હા, કહ્યું હતું ખરૂં." ખાને વિચારવશ થઇને કહ્યું.

"વારૂ, પણ સાંભળ. હું એવા દુષ્ટ વિચારોથી ભરપૂર જગ્યાએ કદી આવનાર નથી. ધીરસિંગ સાગરસિંહને શોધવા ગયો છે તે કેવળ ખોટું છે. આજે ઘણા દિવસ થયાં તે પાછો ફર્યો નથી તેનું કારણ એ છે કે નાસી જવાને માટે ગુપ્ત ગોઠવણ તે કરી રહ્યો છે. ત્યાંથી ગુલબહાર ઉપર પત્રો લખે છે અને તેઓ બન્ને પોતાના કાવતરામાં આગળ ને આગળ વધતાં જાય છે. સાંભળ, તું ચકિત થઈશ. આજ રાત્રે જ તેઓ નાસી જનાર છે!"

"આજ રાત્રે?" ખાને અધીરાઈથી પ્રશ્ન કર્યો.

"હા, આજ જ રાત્રે; પણ તું જરાએ ગુસ્સે ન થા. ગુસ્સે ન થવા માટે મેં પહેલેથી જ તારી પાસે કબૂલાત કરાવી છે."

"શું બોલો છો? સાંઈજી! મારૂં ખૂન કરવાને મારી સ્ત્રી તૈયાર થાય અને હું ગુસ્સે ન થઉં? ઘેર જતાં જ એ રંડાના ટુકડે ટુકડા કરી નાંખીશ."

"જો, તું એમ કરે ને તારી કબૂલાત ભાંગે, તો હું હવે તને કાંઈ નહિ કહું. શું મનુષ્યહત્યાનું પાપ તું મારે માથે ચોંટાડીશ? ધીરસિંગ જેવા કાફરને તું મારી નાંખે તો હું બહુ વાંધો લઈશ નહિ, પણ સ્ત્રીહત્યા તો ન જ થવી જોઇએ."

રહમખાન કાંઇક શાંત બનીને બોલ્યો: "વારૂ, હું કાંઈ નહિ કરૂં, આપ કહો."

"તને આગળ કહેતાં મારી જીભ ઉપડતી નથી, તેથી હું એક પત્ર આપું તે લઇ જા. તારા મહેલમાં જઇને તે તું વાંચજે." એમ

કહીને ફકીરે એક પત્ર લખીને તે રહમખાનને આપ્યો. ખાને તે લીધો અને અસ્વસ્થ ચિત્તથી કિલ્લા તરફ તે પાછો ફર્યો. થોડી વારમાં કિલ્લાપર જઇ પહોંચ્યો. પહોંચતાં જ દરવાજો બંધ કરવાનો અને હુકમ સિવાય કોઇને બહાર ન નીકળવા દેવાનો સિપાઇને હુકમ કર્યો. વીરસિંગની પાસે ગુલબહાર નાસી ન જાય, તેટલા માટે આ સર્વ વ્યવસ્થા તેણે કરી. પછી દાંત પીસતો તે મહેલમાં ગયો. માર્ગમાં તેને મહેલની દાસી અમિના મળી. તેણે કહ્યું: "આપ ગયા પછી કોઇ એક ફકીર આવ્યો છે, તેને રોજને ઠેકાણે રહેવાની જગ્યા આપી છે." ખાનનું ચિત્ત સ્વસ્થ ન હતું, તેથી તે "વારૂ" કહીને ચાલ્યો ગયો. ખાન ભક્તિભાવવાળો હોવાથી ફકીરોનો સારો સત્કાર કરતો અને ઉતારો આપીને તેમને માટે ખાવા પીવા વગેરેની વ્યવસ્થા કરી આપતો. નોકરોને પણ સખ્ત તાકીદ હતી કે કોઇ સાંઇ–મૌલાને પાછા ન કાઢતાં તેઓ રહે તેટલા દિવસ તેમનો સારી રીતે સત્કાર કરવો. તે પ્રમાણે આજે કોઈ ફકીરનો સત્કાર અમિનાએ કર્યો હતો.

મહેલમાં જતાં રોજના દિવાનખાનામાં ગુલબહાર મળી આવી નહિ. સંશયી ખાનને "નાસી ગઇ તો નહિ હોય?" એવી શંકા આવ્યા સિવાય રહી નહિ. નૂર નામની દાસીને તેણે ગુલબહારને બોલાવવા કહ્યું. ગુલબહાર તે સમયે એક અસંત મહત્ત્વના કામમાં ગુંથાએલી હતી, તો પણ તેણે પતિની પાસે આવવામાં બહુ વિલંબ કર્યો નહિ. નિત્ય પ્રમાણે તે સસ્મિત અને ઉત્સાહિત ચહેરે શાંત ચિત્તથી પોતાના પતિની પાસે આવી; પણ ખાનને તેની પ્રત્યેક કૃતિમાં સંશય આવ્યા સિવાય રહ્યો નહિ.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### કાર્યભારકુશળ તારાબાઇની તૈયારીઓ.

* * * * * *

Uneasy lies the head that wears the crown.

* * * *

હવે આપણે કાર્યભારકુશળ તારાબાઇ તરફ નજર ફેરવીશું. પન્હાળગઢમાં રહીને બાળરાજા શિવાજીનું સંરક્ષણ કરતી કરતી તે સર્વ બાજુએ નજર ફેરવતી હતી. વીસલગઢ, સિંહગઢ, પુરંધર, રાયગઢ, તોરણા, વીજાપુર, સુવર્ણગઢ, સતારા વગેરે સઘળા મોટા કિલ્લા હજી મોગલોના હાથમાં હતા. માત્ર પન્હાળગઢનો કિલ્લો અને

તે સિવાય બીજાં બે-ચાર છૂટાં ગામડાં મરાઠાઓના કબજામાં હતાં. **વીજાપુર** તાબે કરવાને લશ્કર મોકલ્યું હતું, **વસંતગઢ**ને સર કરવા **તારાબાઈ**નો સૌથી વધારે વિશ્વાસુ **પરશુરામ** ગયો હતો તે આપણે જોઈ ગયા છીએ. **પરશુરામ**ના લડાયક ગુણો તરફ **તારાબાઈ** બહુ આકર્ષાઈ હતી અને તેની ખાસ મહેરબાનીથી તેને **વસંતગઢ** જેવો મોટો કિલ્લો તાબે કરવાને મોકલ્યો હતો. **સતારા** તાબે કરવાને તપાસ ચાલી રહી હતી. પરન્તુ **તારાબાઈ** તેટલાથી સંતુષ્ટ થઈ નહિ. જેમ જેમ મરાઠાઓ વધારે આગળ વધતા જતા હતા અને કિલ્લાઓ સર કરતા જતા હતા, તેમ તેમ મોગલો પુનઃ પુનઃ તે કિલ્લા પોતાના કબજામાં લીધે જતા હતા. મોગલોના મોટા ધાડા પાસે નાની સંખ્યામાં મરાઠાઓ બહુ ફાવી શકતા નહિ, અને જો કદાપિ ફાવતા તો મોગલો પુનઃ તેમને પોતાના મોટા લશ્કરી બળથી પાછા હઠાવતા. મરાઠાઓનાં માણસો ઘણાં થોડાં હોવાથી પાંચ સાત માણસોનું નુકસાન પણ તેમને બહુ ભારે પડી જતું. **તારાબાઈ** સમજી ગઇ કે આ સ્થિતિમાં મોગલો તેમને વીણી વીણીને મારશે તો ફરીથી મરાઠાઓ ઊભા થઈ શકશે નહિ. ધીમે ધીમે થાય તેમ કરવું, તેવી રીતિ હવે તેને વાજબી લાગી નહિ. તેણે પોતાના મુખ્ય અમાત્ય **રામચંદ્ર** પંતને બોલાવ્યો અને કહ્યું: “ પંત ! હવે તો હું અધીરી બની ગઇ છું. મને લાગે છે કે **શિવાજી** મહારાજનો વંશ હવે અંધકારમાં ડૂબી જવા બેઠો છે. આપણા સર કરેલા કિલ્લાઓ મોગલો ફરીફરીને હાથ કરે છે. **વીજાપુર** એક વાર આવ્યું અને પાછું ગયું. **વસંતગઢ** સર કારવાને પણ સામે થવાય તેવું નથી અને ભેદ કરવાને **હિંમતરાવ** તથા **હુંબીરરાવ**ને નીમવા જરૂર પડી છે. **સતારા**નું થાય તે ખરૂં. **રાયગઢ** ઉપર ચડવાને આપણે નવરા નથી. ત્યારે હવે તમે શું ધારો છો ? આ એક **પન્હાળગઢ** રહ્યો છે તે પણ જો ગયો તો મારી અને બાળ રાજાની શું દશા હશે તે તમે જાણો છો ? પંત ! તમે અનુભવી અને વૃદ્ધ હોવા છતાં કેમ ઉંઘો છો ? કેમ ચેતતા નથી ? ”

પંતે કહ્યું: “ મહારાણી ! આમ અધીરા થયે કાંઇ હાથમાં આવતું નથી. મહારાજ **રામદાસ** એવો બોધ આપતા કે ધૈર્યથી થતું કામ ઓછું થાય છે પણ બહુ સ્થિર થાય છે. તે પ્રમાણે આપણે પણ ધીરજથી કામ કરવું જોઇએ. ”

“ પણ તમે તો ધીરજની હદ બહુ વધારી દીધી છે. મોગલો પાછા જોરમાં આવતા જાય છે. ”

“ ના, મહારાણી, આપની ભૂલ છે. મોગલોનો અસ્ત થવાને હવે

વાર નથી. રજપૂત લશ્કરને મુસલમાન કરી નાંખવાનો બાદશાહે હુકમ કર્યો હોવાથી સઘળા રજપૂત સૈનિકો છેડાયા છે. મુસલમાન સિપાઇઓ પણ ખાવા પીવાના દુઃખથી હેરાન હેરાન થઇ ગયા છે. જો કે બાદશાહે તેમને ધીરજ આપી છે, પણ તે ધીરજની અસર લાંબો વખત ટકે તેમ નથી."

"શું બાદશાહનું રજપૂત લશ્કર છેડાયું છે ? એ તો મેં નવીન વાત સાંભળી. શું એ કુળભ્રષ્ટ રજપૂતોને બાદશાહની મિત્રાચારીનો હવે યોગ્ય બદલો મળ્યો ? તે માતૃભૂમિનો દ્રોહ કરનારાઓને સજા થઇ ? બહુ સારૂં થયું ! એ દુષ્ટોએ આપણી આર્ય ભૂમિને કલંકિત કરી છે." એટલું બોલતામાં તારાબાઇ જુસ્સામાં આવી ગઇ. તેની નસોમાં ક્ષાત્ર રૂધિર તરી આવ્યું.

પંતે કહ્યું: "અને મહારાણી એક નવી ખબર એ આપું છું કે ઝુલફીકારખાનનું બાદશાહે અપમાન કર્યું હોવાથી તે છેડાયો છે અને બાદશાહી લશ્કરમાંથી ફૂટીને આપણી સાથે મળી જવા તૈયાર છે. મને તેણે સંદેશો મોકલાવ્યો છે, પણ મેં તેનો કાંઈ જવાબ વાળ્યો નથી !"

તારાબાઈ આશ્ચર્યમાં ડૂબતી અને ગંભીરતા ધારણ કરતી ધીમેથી બોલી: "અને અમાત્ય ! તેને જવાબ આપશો જ નહિ. કદાચ જવાબ આપવાનું વાજબી માનો તો કુલાં ઉપર હાથ મુકાવજો. ખુલ્લું હ્રદય બતાવશો નહિ. તમને બોલાવી લેવાની પેરવીમાં જ અમે છીએ, એવો ગોળમટોળ જવાબ તેને આપવો."

પંતે પૂછ્યું: " એમ કેમ ? તેને આપણે બોલાવી લઇએ તો શું ખોટું ?"

"પંત ! તમે વૃદ્ધ હોવા છતાં ભૂલો છો. ઝુલફીકારખાનના દીલની પવિત્રતાની ખાત્રી શી ? ઔરંગઝેબ જેવા પોતાના ધર્મના મોટા બળવાળા અને સામ્રાજ્યાધિપતિ બાદશાહની નોકરી છોડીને, બેવફાદાર બનીને, આપણામાં આવે, તે આપણામાં આવ્યા પછી ફૂટશે નહિ, તેની શું જામીનગીરી ? તેવા છાલકા માણસના શબ્દોપર વિશ્વાસ શો ? વળી તે આપણામાં આવીને ભેદ કરવા માંગતો હોય તેની શી ખાતરી ? મહારાજા શિવાજીએ જેમ અફઝુલખાનને દગો દીધો અને વરઘોડો કાઢીને મરાઠા લડવૈયાઓને ગામમાં દાખલ કર્યા, તેની રીતે તે દગો રમવા માંગતો હોય તો કોને ખબર ? આપણી ભેદ કરવાની યુક્તિ તેણે ગ્રહણ કરવા ઈચ્છિયું હોય તો તે શું સંભવિત નથી ?

ભેદ કરવામાં કુશળ મરાઠાઓ ઝુલ્ફીકારખાનની ભેદી જાળમાં સપડાય તો તેમની કીર્ત્તિને કેટલું કલંક લાગે ? માટે વિદેશીઓનો તો વિશ્વાસ જ નહિ !"

કાર્યભારકુશળ તારાબાઇએ કરેલું કથન રામચંદ્ર પંતના હૃદયમાં બરાબર ઠસી ગયું. મહારાણીની કાર્યભારદક્ષતાનાં વખાણ કરતો તે બોલ્યો: "ખરેખર, મહારાણી ! તમે મરાઠાઓના નેતૃપદને બરાબર યોગ્ય છો. હું વૃદ્ધ જે ભૂલ ખાતો હતો, તેમાંથી તમે મને બચાવીને ઉપકારવશ કર્યો છે. હું આપની દક્ષતાનાં શું વખાણ કરૂં ?"

"પંત ! વખાણ કરવાનો આ સમય નથી. મોગલો પોતે મારાં વખાણ કરે તેમ મારે કરવું જોઇએ."

"ત્યારે કહો, આપની શું આજ્ઞા છે ? આપ જેમ કહો તેમ કરવાને તૈયાર છું."

"હું કાંઈ કહેતી નથી. હવે આપણે ધૈર્યના ઉપદેશનો દુરૂપયોગ કરવો જોઇએ નહિ. સાંભળો, મને એક યુક્તિ સૂઝી આવી છે. જ્યારે બાદશાહ પોતાના લશ્કર તથા સરદારોથી ગભરાયો છે અને રજપૂતો પણ અસંતોષી થયા છે ત્યારે એક બાજુએથી આપણે બાદશાહને પણ પજવવો જોઇએ. રજપૂતો મુસલમાન થવા કરતાં કાં તો બંડ ઉઠાવશે અને કાં તો બાદશાહના લશ્કરને છોડી જશે. તેઓ આપણને આવીને મળી જશે કે નહિ, તે સવાલને બાજુ પર રાખીએ તોપણ એ વાત ચોક્કસ છે કે રજપૂતો જતાં ઔરંગઝેબના લશ્કરનું ઘણું બળ ઓછું થઈ જશે. આપણી પજવણીથી અને લૂંટફાટથી તે કાયર થશે. વળી બીજી બાજુએ ગુજરાત અને મધ્ય હિંદમાં આપણે ચોથ, સરદેશમુખી અને ઘાસદાણો ઉઘરાવવા માંડવો. જે જે ગામો ન આપે ત્યાં ત્યાં લૂંટફાટ ચલાવવામાં પણ કાંઈ વાંધો નથી. એ બાજુ સળગેલી દેખીને બાદશાહના લશ્કરનો કેટલોએક ભાગ ત્યાં જશે અને પછી બાદશાહની પાસે ઘણું જ થોડું સૈન્ય રહેવા પામશે. એટલે આપણે બાદશાહને પજવવામાં અને વીજાપુર, સતારા વગેરે કિલ્લાઓ સર કરવામાં પૂરેપૂરા ફાવીશું. કહો, આ યોજના તમને રૂચે છે કે નહિ ?"

"હા, તે યોજના બરાબર છે અને તેથી ધાર્યું પરિણામ આવશે પણ ખરૂં."

"ત્યારે પરસાજીને થોડા લશ્કર સાથે ગુજરાત તરફ રવાના કરો. ગુજરાતમાંથી ઉઘરાવીને તે માળવા તથા મધ્ય હિંદમાં ઉતરી પડે અને ધનાજી જાધવને બાદશાહની પાછળ પજવણી કરવા મોકલો. પણ વીજાપુરમાં કોને રાખીશું ?"

"બાદશાહની પાછળ હું જ જઈશ: ધનાજી વીજાપુર ખાતે જ ભલે રહે. વખત આવ્યે હું ધનાજીને મળી જઈશ."

"તમે આટલી વયે એવું મુશ્કેલ કામ કરી શકશો?" તારાબાઈએ જરા હસીને કહ્યું.

"એ શું બોલો છો મહારાણી? શું હું હજી ઘરડો છુ? હા, જો તમે મારા આ ધોળા વાળ જોઈને કહેતા હો તો હું ઘરડો છું ખરો. એક નાજુક સ્ત્રીને પરણવા ફરમાવતા હો તો હું ઘરડો છું. પણ મહારાજા શિવાજીએ મેળવેલા રાજ્યને પુનઃ પ્રાપ્ત કરવા માટે હું ઘરડો છું? નહિ, નહિ, મારા દેશની સેવાને માટે હજી મારી નસોમાં ઉગતી જુવાનીનું લોહી ધડ ધડ વહે છે!!" એટલું બોલતામાં વૃદ્ધ પંતથી જુસ્સામાં આવી જવાયું અને મ્હોંપર લોહી તરી આવ્યું. વૃદ્ધાવસ્થાને લીધે નહિ, પણ જુસ્સાને લીધે તેનું શરીર થરથર કમ્પી રહ્યું.

તારાબાઈ ઉત્તેજન આપતી બોલી: "શાબાશ, મારા શૂરા અમાત્ય! તમને સાબાશ છે! મરાઠી રાજ્યનો પુનરૂદ્ધાર તો તમારા જેવા યુવાન લોહીવાળા વૃદ્ધો જ કરી શકશે! બસ, હવે મેં તમને જે યોજના કહી છે, તે પ્રમાણે તૈયારીઓ કરી વાળો. પરસાજીને ગુજરાત તરફ રવાના કરી દો અને તમે ઔરંગઝેબની પાછળ ઉપડો. જુઓ, આપણી પાસે લશ્કરી બળ ઘણું થોડું છે, પરન્તુ લૂંટમાંથી મેળવેલા ધનનો સંચય જોઈએ તેટલો છે. કદાચ અસંતોષ પામેલા રજપૂતો કે મુસલમાનો આપણને મળવા આવે તો તેમને જોઈએ તેટલી પૈસાની લાલચ આપવી, પણ આપણી સાથે ભેળવવા નહિ, કારણકે મુસલમાનોને બેવફા નીવડેલા આપણને વફાદાર નીવડશે તેનો વિશ્વાસ રાખી શકાય નહિ."

"વારૂ, આપનું કથન યથોચિત છે. હવે હું રજા લઈશ." એમ કહી પંત ઉઠયો અને ગોઠવેલી યોજના પ્રમાણે તૈયારીઓમાં ગુંથાયો, તારાબાઈએ સતારાની સ્થિતિ તપાસવાને એક વિશ્વાસુ દૂતને તે તરફ મોકલ્યો અને બીજાને સુવર્ણગઢની સ્થિતિ તપાસવાને મોકલ્યો. વીજાપુર ખાતેથી ધનાજી જાધવનો દૂત આવ્યો હતો, તેની જોડે આ યોજનાની રચના લખી મોકલી અને જણાવ્યું કે સમય આવ્યે રામચંદ્ર પંત તમને મળી જશે. બહાદુરીથી વીજાપુરનો કિલ્લો તાબે કરવાને પણ તે પત્રમાં ઉશ્કેરણી કરી અને દૂતને રવાના કર્યો. છૂટી છવાઈ લૂંટ ચલાવનારા બીજા મરાઠાઓનો ન્યાય પણ તારાબાઈને હાથે ચૂકવાતો. તે તેઓને તેમની મહેનતનો યોગ્ય બદલો આપતી અને

આદીનું સઘળું ધન રાજભંડારમાં એકઠું કરતી. મોગલોને મહારાષ્ટ્રમાંથી હાંકી કાઢવાને તત્પર રહેલા મરાઠાઓ પોતાની મહેનતનો જે કાંઈ થોડો બદલો મળે તેનાથી પણ સંતુષ્ટ રહેતા અને પોતાની રાજનિષ્ઠામાં અચળ રહી કામ કરતા. કાર્યભારકુશળ તારાબાઇ તે સઘળો કાર્યભાર એક હાથે ચલાવતી અને તેમાં વિજય મેળવતી.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### થાક્યો ! અકળાયો !

અગર ફુરસત મિલી હો ગૈરકી બાતોં કે સુનને સે,
હમારી અર્જ ભી સુન લીજીયે સરકાર થોરીસી !

* * * *

વધારે ને વધારે લોભને વશ થતો જતો ઔરંગઝેબ વધારે ને વધારે મુસ્કેલ સ્થિતિમાં સપડાતો જતો હતો. સતારા ખાતેથી છાવણી કરતો કરતો તે પૂના પહોંચ્યો, જ્યાં કેટલોક વખત તે સ્થિર રહ્યો. ત્યાંથી નીકળીને જુન્નેર ખાતે થોડા માસ રોકાયો અને અત્યારે તે જુન્નેરથી પણ ઉપડી ચૂક્યો હતો. તેનો ઈરાદો વીજાપુર તરફ વળવાનો હતો, કારણકે ત્યાં ધનજી જાધવનું થાણું પડ્યું હતું અને ત્યાંના સરદારની સ્થિતિ ઘણી મુસ્કેલ હતી. રજપૂત સિપાઇઓને અને કેદીઓને મુસલમાન બનાવી મૂકવાનો તેનો હુકમ રજપૂત લશ્કરને ઘણો ત્રાસદાયક થઈ પડ્યો હતો, પરન્તુ બાદશાહને સમજાવવાની કે તેની પાસે અરજ કરવા જવાની કોઇની હિંમત ચાલતી નહોતી. ઝુલફીકારખાન અને ઘાજીઉદ્દીન જેવા મુસલમાન સરદારો બાદશાહને સમજાવી શકે ખરા, પરન્તુ તેઓએ જ રજપૂતોને બાદશાહ પાસે અળખામણા કર્યા હતા અને તેથી જ તેમને મુસલમાન બનાવવાનો બાદશાહનો હુકમ થયો હતો. આ કારણથી જે કાંઈ કરી શકાય તે રજપૂતોથી જ થઈ શકે તેમ હતું. મહિનાના મહિના એ સ્થિતિમાં ચાલ્યા ગયા. કેટલાક રજપૂત સિપાઇઓ અડગ હતા અને કહેતા કે બાદશાહ ફરમાવશે તો અમે નોકરી છોડીને ચાલ્યા જઈશું, પણ પ્રાણના જેવા ધર્મને તો બદલાવીશું નહિ. કેટલાક જુવાનો ગુપ્ત રીતે મળીને એવો પણ વિચાર કરતા કે જો બાદશાહ ન માને તો સામા થવું, બંડ ઉઠાવવું અને ધર્મને ખાતર મરવું પડે તોપણ પાછું પગલું ભરવું નહિ. આવો ઉતાવળો વર્ગ ઘણો થોડો હતો. મોટો ભાગ નોકરી છોડી દેવાને અને ચાલ્યા જવાને તૈયાર હતો. મોગલોની નોકરી કરીને—તેમનું લૂણ ખાઇને તેમની સામે થવું—

નિમકહરામ થવું એ પાપકર્મ છે, એમ માનીને નહિ, પરન્તુ હિંમતની ખામીને લીધે, સુખાળવી જીંદગી થઈ જવાને લીધે અને રજપૂતોને છાજતા જુસ્સાના અભાવને લીધે જ તેઓ નોકરી છોડી જવાનો શાંત માર્ગ લેવા ઇચ્છતા હતા. પરન્તુ કેટલાકો એવા પણ હતા કે જેઓ મુસલમાન બનીને પણ–ધર્મ તથા દેહને વટલાવીને પણ–નોકરી કરવા ઇચ્છતા હતા. તેઓ કહેતા કે " ભાઈ! ઔરંગઝેબ જેવો મોટો બાદશાહ! આજ સુધી તેનું લૂણ ખાધું અને હવે લૂણહરામી કેમ કરાય? તેની નોકરી કેમ છોડી દેવાય?" ત્યારે શું દેહ તથા ધર્મને વટલાવવો? એવા પ્રશ્નના જવાબમાં તેઓ કહેતા કે " મુસલમાનોની નોકરી કરીએ છીએ અને મરાઠા જેવા હિંદુઓની સામા થઇએ છીએ, ત્યારથી જ આપણા દેહ અને ધર્મ તો વટલાઈ ચૂક્યા છે! હવે વટલાવાનું બાકી શું રહ્યું છે કે રજપૂતાઇનો મિથ્યા આડંબર રાખીએ?" આવા આવા વિચારો કરીને કેટલાકો મુસલમાન થતા જતા પણ હતા! બાદશાહ પાસે રોજનો ઇન્તેખાબ પહોંચતો કે આજે આટલાને મુસલમાન બનાવવાની ક્રિયા કરવામાં આવી છે! બાદશાહ તે સાંભળીને ખુશ થતો અને પાક ઇસલામી ધર્મની ફત્તેહ પોકારતો!

બીજી બાજુએ અડગ રજપૂતો તેવા વટલાનાર રજપૂતો ઉપર ધિક્કારનો વર્ષાદ વર્ષાવતા: " ધિક્કાર છે તમને નામર્દાઓ! તમારામાં બળનો અંશ પણ ક્યાં છે? તમારામાં બળ વિના બાદશાહનો પગાર પણ તમે નકામો જ ખાઓ છો! તમારામાં જો બળ હોત તો જ તમને હિંદુ ધર્મનું અને રજપૂત કુળનું અભિમાન હોત! પણ લાગણી વિનાના બનેલા બાયલાઓ! તમારી જાતને, તમારા ધર્મને, તમારા કુળને અને તમારી માતાની કુખને વટલાવીને બાદશાહની બે–ચાર અશરફીઓનો પગાર ખાનારા કુતરાઓ! તમને ધિક્કાર છે! પેટને ખાતર મુસલમાનોની નોકરી કરીએ અને તેમાં પણ દોષ તો છે જ; પણ શું તે નોકરી ધર્મ અને દેહને વટલાવીને કરવી? શું મજુરી કરતાં, ભીખ માગતાં અને ભૂખે મરતાં પણ જીંદગી પૂરી નહિ થઈ શકે કે રજપૂત કુળને લાંછન લગાડવું?!" આમ વિચારનારાઓ છેવટે મોગલોની નોકરી સ્વીકારવામાં પણ પોતાની ભૂલ જોતા અને પસ્તાતા કે " અરેરે, અમને ક્યાંથી દુર્મતિ સુજી કે અમે આ નોકરીમાં પેઠા? અમારા શા ભોગ ભર્યા કે અમે બાયલા રજપૂત ઠાકોરોને પાને પડયા અને છેવટે આવા ધર્માંધોના હાથમાં સોંપાયા?"

દિવસે દિવસે રજપૂત લશ્કરમાં અસંતોષની વ્યાપ્તિ વધતી જવા લાગી: મુસલમાન લશ્કરે બંડ ઉઠાવ્યા પછી તેમને રહેવા–ખાવાની

કાંઈક સગવડ કરી આપવામાં આવી હતી, પરન્તુ પગાર નિયમિત રીતે મળતો બંધ થયો હતો. પોતાના સરદારો પ્રત્યેનો બાદશાહનો ગેરવિશ્વાસ વધતો જતો હતો અને બાદશાહ પોતા ઉપર શકની નજરથી જુએ છે, તેમ તેઓ જાણતા હતા. આ કારણથી બાદશાહ લશ્કરની એકંદર વ્યવસ્થા પોતાની જાતે તપાસતો અને શંકાશીલ બાબતોના ખુલાસા સરદારોની પાસેથી લેતો. કેટલીક વાર બાદશાહની વિચિક્ષણતાથી સરદારો અજાયબી પામતા અને માનતા કે આ બાદશાહના હાથ નીચે બહુ પોલાણ ચલાવી શકાય તેમ નથી.

**વીજા**પુર તરફ કૂચ કરવાનો ઈરાદો કરતાં પહેલાં બાદશાહે **વીજા**પુરના સરદાર **બહેરામખાન**ને બોલાવ્યો. **બહેરામખાન ધનાજી**ના લશ્કરથી બહુ પીડા પામતો હતો અને ઘણી મુશ્કેલ સ્થિતિ ભોગવતો હતો. તેણે પોતાની પુત્રવધૂ ગુલાબને તેના બાપને ઘેર **વસંતગઢ** ખાતે મોકલી દીધી અને તે બાદશાહની પાસે આવ્યો. તે વખતે સઘળા સરદારોની મસલત ચલાવતો બાદશાહ પોતાના રેશમી તંબૂમાં ઠેકેરાબંધ રીતે બેઠો હતો.

બાદશાહે **બહેરામખાન**ને પૂછ્યું : "ખાન! **વીજા**પુરને તમે ફરીથી કબ્જે કર્યું ખરું, પણ તેને હવે સાચવી રાખવામાં જ તમારી બહાદુરી સમાએલી છે!"

**બહેરામખાન** કુર્નિશ બજાવતો બોલ્યો : "જહાંપનાહ સાચું કહે છે, પણ હાલમાં મારી સ્થિતિ ઘણી મુશ્કેલ છે. **ધનાજી**ના અજાણ્યા હલ્લાથી લશ્કરને બહુ સોસવું પડે છે અને નુકસાન બહુ થાય છે. મદદની ખાસ જરૂર છે."

"ખાન! તમે બાપ દીકરો મારા બે શૂરવીર યોદ્ધા છો અને એક **ધનાજી**ને પાછો ન હઠાવી શકો તથા મદદની માંગણી કરો તે શરમભર્યું ગણાય."

"ખુદાવિંદ! ફ્રેબીખાન હાલમાં **વીજા**પુર ખાતે નથી!"

બાહશાહ ચકિત થતો બોલ્યો : "શું નથી? કેમ ન હોય? મને ખબર છે કે મેં તેને ત્યાં જ મોકલ્યો છે ને?"

"જી હાં, તે આવ્યો હતો પણ ખરો. પરન્તુ એકાએક ક્યાંય છટકી ગયો છે. મને તેની પ્રકૃતિનાં ચિહ્નો ઉપરથી એમ જણાય છે કે તે દીવાનો બની ગયો છે!"

"અરે, અરે, એ કેટલી મોટી અફસોસની વાત છે?! મારો બહાદુર સરદાર ફ્રેબીખાન દીવાનો બની જાય? પેલા બિચારા **ધીર**સિંગના બાપનું તેણે ખૂન કર્યું તે તેણે દીવાનાપણામાં તો નહિ કર્યું

હોય ? મારી તરફ સુવર્ણગઢનાં સરદાર માર્ફતે ફરિયાદ આવી હતી, પણ મેં તેને દાદ આપી ન હતી. મારા મનમાં એમ હતું કે ધીરસિંગ જેવા કાફર કરતાં મારો મોગલ સરદાર ફરેબીખાન વધારે લાયક છે અને તેથી તેને ગેરલાભ થવો ન જોઇએ; પણ શું તે દીવાનો થઇ ગયો ? કોઈ મરાઠી છોકરીના ઇશ્કમાં પડીને તો તે દીવાનો થઈ ગયો નથી ? ધ્યાનમાં રાખજો બહેરામખાન ! જો તેમ થયું તો તે મરાઠાઓમાં મળી જઇને આપણને હાનિ પહોંચાડશે."

"નહિ, નામદાર. તે ઇશ્કની લતે ચડવાથી દીવાનો થયો નથી. પણ મને લાગે છે કે તેની ઔરત નાપાક હોવાનો તેને વહેમ ગયો હોવાથી તે દીવાનો બનીને ક્યાંય જતો રહ્યો છે. કાંઈ ભય જેવું નથી. નામદાર શહેનશાહને અને આખી શહેનશાહતને તે પૂરી રીતે વફાદાર છે."

"વારૂ, ત્યારે તમને મદદની જરૂર છે ખરી. હું પોતે જ છાવણી સાથે તે બાજુએ આવવાનો ઇરાદો કરીશ." બાદશાહે કહ્યું.

"ઘણું જ સારૂં, નામવર." બહેરામખાને જવાબ આપ્યો.

એટલામાં બે દૂતોએ આવીને બે લખોટા બાદશાહના હાથમાં મૂક્યા. તે ફોડીને વાંચતાં જ મુખમુદ્રા ઉપર ભય અને શોકની મિશ્રિત છાપ પડી ગઈ. જેમ જેમ સમય જવા લાગ્યો, તેમ તેમ તેની ચિંતા વૃદ્ધિંગત થવા લાગી.

સરદાર ઝુલફીકારખાને પૂછ્યું: "બન્ને રૂક્કા ક્યાંના છે ?

બાદશાહે ચિંતાતુર થઇને જવાબ આપતાં કહ્યું: "એક સુવર્ણગઢનો છે, જેમાં એક રજપૂત કેદી નાસી ગયાના ખબરે છે; પણ બીજો રૂક્કો આપણા માટે ઘણો ભયભરેલો છે. તે ગુજરાતના આપણા સરદારનો છે, જેમાં જણાવ્યું છે કે એક મરાઠા સરદાર પંદર–વીસ હજાર મરાઠાઓ સાથે ગુજરાતની સરહદ અને માળવા ખાતે ઉતરી પડ્યો છે. વળી વરાડમાં મરાઠાઓ નુકસાન કરી રહ્યા છે. માળવા લગભગ ઉજ્જડ થવા આવ્યો છે. લૂંટફાટ, આગ અને ખેતીના નુકસાનનો પાર રહ્યો નથી અને આપણો સરદાર લખે છે કે સર્વત્ર ત્રાસ ત્રાસ વ્યાપી રહ્યો છે !"

બાદશાહ ચૂપ બેઠો. તે ધારણા રાખતો હતો કે તેના સરદારો દરખાસ્ત મૂકશે કે મરાઠાઓને પાછા હઠાવવાને શું માર્ગ લેવો, પરન્તુ તે તેની ધારણામાં નિષ્ફળ નીવડ્યો. એક પણ સરદાર કાંઈ બોલ્યો નહિ અને શું યોજના કરવી તેનો બોજો ઔરંગઝેબના માથા પર જ આવી પડ્યો. છતાં તેણે ઝુલફીકારખાનને પૂછ્યું: "કેમ, ખાન ! તમારૂં શું ધ્યાન પહોંચે છે ?"

"નામવરનો હુકમ ઉઠાવવાને તૈયાર છીએ." ઝુલ્ફીકારખાને જણાવ્યું અને પોતાની ખાંધપર બાદશાહે નાંખેલી ધુસરી પાછી તેણે બાદશાહની ખાંધપર ઉતારી પાડી! એકાએક સઘળી બાજુએથી મરાઠાઓએ દાવાનળ સળગાવેલો જાણતાં ઔરંગઝેબનું અંતઃકરણ થરથર્યું. તે બોલ્યો: "આ સ્થિતિમાં આપણે ઘણી બારીક નજરથી કામ લેવાનું છે. વીજાપુર સલામત નથી એમ બહેરામખાન જણાવે છે, કારણ કે ધનોજી ત્યાં પડયો છે, માટે ત્યાં પણ મદદ મોકલવી જોઇએ. માળવામાંથી મરાઠાઓને મારી કાઢવાને તથા વરાડમાંથી તેમને વીખેરી નાંખવાને લશ્કરો મોકલવાં જોઇએ. ગુજરાતના સરદારને બદલાવી નાંખવો એવી જ મારી ધારણા છે. સુવર્ણગઢનો કિલ્લો મજબૂત છે એમ હું માનતો હતો, પણ તેમાંથી રજપૂત કેદી નાસી ગયો તેથી મને તે તરફનો પણ ભય પેદા થયો છે."

એક જણ વચ્ચે બોલી ઉઠયો: "કદાચ તેને મુસલમાન બનાવવાની ખબર પડી હશે, તેથી નાસી છૂટયો હશે."

પોતાના વિચારમાં દોઢ ડહાપણ કરનાર તરફ ચીડાઇને ઔરંગઝેબ બોલ્યો: "હા, હા, તે ગમે તે કારણથી નાસી ગયો હોય, પણ ત્યાંનું કેદખાનું એટલું કાચું ખરૂં કે નહિ? તું સમજે છે અને હું નહિ સમજતો હોઉં શું?"

એટલામાં હજુરીયાએ આવીને ખબર આપ્યા કે "કેટલાક રજપૂત સરદારો નામવરની મુલાકાતે આવે છે." બાદશાહ ચીડાયો હતો, એટલામાં તેને આ વિક્ષેપ કરનારી ખબર મળતાં તે વધારે ચીડાયો, અને ગુસ્સાથી તેઓને આવવા દેવાનો હુકમ આપ્યો. સરદારો આવીને એક બાજુએ બેઠા. ગુસ્સે થએલો બાદશાહ કાવકું મ્હોં રાખીને બોલ્યો: "કેમ, શું કામ છે?"

એક સરદારે કહ્યું: "નામવર! અમે આપની પાસે ન્યાય માંગવા આવ્યા છીએ. અમારા સહવાસથી મોગલ સિપાઇઓ મોજશોખ કરતાં શીખ્યા છે, એ વાત કેવળ ખોટી છે, માટે અમને વટલાવીને મુસલમાન બનાવવાનો આપે જે હુકમ કાઢયો છે, તે આપે પાછો ખેંચી લેવો જોઇએ!"

આ દલીલ સાંભળતાં જ ઔરંગઝેબ રાતો પીળો થઇ ગયો. એકદમ સઘળી બાજુએથી બોજો આવી પડતાં તે ગભરાયો અને તપી ઉઠી બોલ્યો: "જાઓ, જાઓ, મૂર્ખાઓ! તમને કાફર હિંદુ ધર્મમાંથી પાક ઇસ્લામ ધર્મમાં લાવવામાં આવે, તેને તમે અપમાન સમજો છો? આવી વાત મારી પાસે ફરીથી કરતા નહિ."

"પણ નામવર, રજપૂત સિપાઇઓ કહે છે કે તેથી અમારૂં અપમાન થાય છે અને તે અપમાન સહન કરીને અમે બાદશાહની નોકરી કરવા ઇચ્છતા નથી !"

ઔરંગઝેબ આ શબ્દો સાંભળીને ગર્જી ઉઠ્યોઃ "બસ, ચાલ્યા જાઓ, કાફરો ! બેવકૂફ કાફરો ! તમે જલ્દી મારા લશ્કરને છોડી જાઓ ! આ આલમગીરના હુકમને તમે પાછો લેવરાવવા ઇચ્છો છો ? નહિ, નહિ ! મારા એક છોકરાનું ખૂન કરવાનો મેં હુકમ કર્યો હોય, તો પણ હું તે રદ કરૂં નહિ, અને તમારા જેવા થોડા કાફરોને માટે શું હું એવચની બનું ?" અરે, અરે, જાઓ, તમે મને વધારે કંટાળો ન આપો." બાદશાહ આ શબ્દો ઘણા ગુસ્સાથી બોલ્યો હતો ખરો, પણ સમય વિચાર્યા વિના બોલ્યો નહોતો. સઘળી બાજુએથી દાવાનળ સળગી ઉઠ્યો છે અને તે સ્થિતિમાં જો હું રજપૂતોને બળાત્કારે મુસલમાન બનાવીશ તો તેઓ બંડ ઉઠાવશે અને સામા થશે, જેથી એક મુશ્કેલીમાં વધારો થશે; નવી દુશ્મનાવટ ઊભી કરવા કરતાં તેમને દૂર કરવા વાજબી છે, એમ માનીને તેણે તેમને દૂર જ કર્યા. નહિતો તેમને બળાત્કારે મુસલમાન બનાવવાનો કે તેમને કત્લ કરાવી નંખાવવાનો હુકમ કરતાં ઔરંગઝેબને વાર લાગે તેમ ન હતું.

ઔરંગઝેબ તરફથી ખુલ્લો જવાબ મળી જતાં રજપૂત સરદારો તંબૂમાંથી બહાર ચાલ્યા ગયા અને માત્ર અધઘડીમાં તો સંખ્યાબંધ રજપૂત સિપાઇઓ છાવણીમાંથી ચાલી નીકળ્યા. જેઓ મુસલમાન બનીને પણ બાદશાહનું અન્ન ખાવાને રાજી હતા તેઓ ગયા નહિ. રજપૂતસ્થાનના કેટલાક નાના રાજાઓ પોતાનાં લશ્કરો સાથે બાદશાહની મદદે આવ્યા હતા, તેમાંના બે ત્રણ ઠાકોરો રજપૂતોનું અપમાન કરવાથી ચાલ્યા ગયા, જ્યારે કેટલાક બાદશાહની ખુશામત કરવાને અને જતા રહેલાઓને બાદશાહની આંખમાં અળખામણા કરવાને છાવણીમાં રહ્યા.

બાદશાહની વિચારમાળામાં રજપૂત સરદારોએ આવીને ભંગાણ પાડ્યું, ત્યારથી તે માળા તૂટેલી જ રહી. બીજે દિવસે બાદશાહે પોતાની છાવણીમાં તપાસ કરી, તો જણાયું કે રજપૂતોના જવાથી લશ્કરની સંખ્યામાં બહુ મોટો ઘટાડો થયો ન હતો, તોપણ હવે છાવણીનો બહુ મોટો વિસ્તાર દેખાવા લાગ્યો નહિ અને તેથી બાદશાહે એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો. ચારે બાજુએ મરાઠાઓએ દાવાનળ સળગાવી મૂક્યો હતો અને તેથી તે ગભરાયો હતો. જે દિશાએ નજર કરે તે દિશાએ મરાઠાઓનું ધમસાણ મચેલું જ જોવામાં આવ્યું.

ગેરબંદોબસ્ત ફેલાએલા પ્રદેશમાં પુનઃ બંદોબસ્ત કરવાને કઈ યોજના પ્રમાણે કામ લેવું, તે વિષેના વિચારમાં તેણે ઘણા ઘોડા દોડાવ્યા પણ તેમાંથી એકે ફતેહમંદ ઉતર્યો નહિ. ગભરાતા હૃદયથી તે ગુસ્સે થઇને બરબડ્યો: "હાય, હવે હું શું કરૂં? હું કઇ બાજુએ નજર નાંખું? ચોમેરથી હું બળી ઉઠ્યો છું! અરે, કોઈ ઝુલફીકારને અને બીજા સરદારોને બોલાવો?"

એક હજુરિયાએ જઇને ઝુલફીકારખાન, ધાઝીઉદ્દીન, વીજાપુરથી આવેલ બહેરામખાન, વગેરેને બોલાવ્યા. બાદશાહ તેમને જોઇને બોલ્યો: "પેલા કાફરોએ આપણી વાતને અધૂરી રાખી, પણ ખાન! કહો, હવે ચોમેર સળગી ઉઠેલા દાવાનળને કેવી રીતે શાન્ત કરવો?"

ઝુલફીકારખાને કહ્યું: "નામવર જે પ્રમાણે હુકમ ફરમાવે તે પ્રમાણે ચાલવાને તૈયાર છીએ."

આ જવાબ સાંભળીને ગભરાએલો બાદશાહ ચીડાયો. તે બોલ્યો: "ખાન! તમારી પ્રકૃતિ કેમ આટલી બધી ફરી ગઈ છે? શું તમે મને કાંઈ પણ સલાહ નહિ આપો અને આ પ્રમાણે અળગા જ રહી જશો? આ મરાઠાઓથી અને રજપૂતોથી હું થાક્યો હતો, પણ હવે તો હું તમારાથીએ થાક્યો! કંટાળ્યો! મારૂં રાજ્ય ઉથલપાથલ થઈ જવાની તૈયારીમાં હોય, કરી કમાણી ધૂળ મળી જતી હોય, તોપણ તમે કાંઈ સલાહ ન આપો! અરેરે, મારા સરદારો તરફની સારી આશા પણ મારે મૂકી દેવી?" એમ કહી બાદશાહ દયામણે ચહેરે પોતાના સરદારોની સામે જોઈ રહ્યો.

ઝુલફીકારખાન બોલ્યો: "નામવર, આપ એમ ગભરાઓછો શા માટે? કહો તો માળવા તરફ હું જવા તૈયાર છું."

"વારૂ, ત્યારે તમે તેમ જ કરો. તમારે માળવા ખાતે જઈ પહોંચવું અને ત્યાંથી મરાઠાઓને હઠાવવા. સરદાર ધાઝીઉદ્દીનને હું વરાડના સુબેદાર તરીકે મોકલવાનું વધારે વાજબી માનું છું, જે ત્યાં જઇને સઘળા ગેરબંદોબસ્તને દૂર કરશે. શાહજાદા અઝીમશાહને હું અમદાવાદ ખાતે ગુજરાતના સુબેદાર તરીકે મોકલીશ, જે ત્યાંના સુબેદારને અહીં પાછો મોકલીને યોગ્ય બંદોબસ્ત કરશે. હું પોતે હવે જલ્દીથી વીજાપુર તરફ રવાના થઉ છું, અને બહેરામખાન! તમારે જલ્દી વીજાપુર ખાતે પાછા જઈ પહોંચવું. આ યોજના મને બરાબર વાજબી લાગે છે; કહો, તમારો મત છે?"

પોતાના બાદશાહની પ્રકૃતિને સારી પેઠે સમજનાર સરદારો જાણતા હતા કે બાદશાહ પોતાનું ધાર્યું કરવાની ટેવ ધરાવે છે, માટે

હાંકેહા કરવામાં જ માલ છે અને તેમણે તે યોજનાને સંમતિ આપી. યોજના પ્રમાણે અમલ થયો અને બીજે દિવસે સઘળા સરદારો મોટાં લશ્કરો સાથે ઉપડી ગયા. ઔરંગઝેબે પણ પોતાની છાવણીને **વીજાપુર** તરફ કૂચ કરવાનો હુકમ આપ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### મિત્રોની મીજબાની!

નમંન નમનમેં ફરક હૈ, બહુત નમે નાદાન;
દગલબાજ દૂના નમે, ચિત્તા, ચોર, કમાન.

* * * * *

ઉમદોલ અને માંહે પોલ-ના જેવી મોગલ સરદારોની અને મોગલ લશ્કરની સ્થિતિ હતી! લશ્કર મોટું હોવાથી ધામધૂમ બહુ જણાતી, વિસ્તાર બહુ જણાતો, અને સિપાઇઓ ઉત્સાહમાં પણ બહુ જણાતા, પરન્તુ એક પણ સિપાઈ કે એક પણ સરદાર ઉત્સાહ અને અંતઃકરણથી કામ કરતો ન હતો! ઝુલ્ફીકારખાન અને ઘાઝીઉદ્દીનનાં લશ્કરો ગયાં, પણ તેમને ભાગ્યે જ આશા હતી કે તેઓ **માળવા** અને **વરાડ**માં જઈ પહોંચે ત્યાર પહેલાં મરાઠાઓ નાસી ગયા ન હોય!

**પન્હાળાગઢ** ખાતેથી **રામચંદ્ર** પંત થોડા મરાઠા સિપાઇઓના ટુકડી સાથે બાદશાહની પાછળ પાછળ જવાને નીકળી ચૂક્યો હતો. બાદશાહના લશ્કરની હીલચાલપર તે ઘણી બારીકીથી ધ્યાન આપતો, અને ઘણી વાર છૂટા છવાયા સિપાઇઓને મારી તેમના ઘોડા કબ્જે કરી લેતો. બની શકે તો છાવણીમાં જતી ખોરાકી પણ વેપારીઓ પાસેથી લૂંટી લેતો અને પોતાની જાતને સલામત રાખવાને બાદશાહી લશ્કરથી દૂર ને દૂર રહેતો. રજપૂતો છૂટા પડી ગયા છે, ઝુલ્ફીકારખાન **માળવા** તરફ ઉપડી ગયો છે, ઘાઝીઉદ્દીન વરાડમાં જઈ પહોંચવા નીકળ્યો છે, **અઝીમશાહ** **અમદાવાદ** ખાતે કૂચ કરી ગયો છે, તથા બાદશાહ **વીજાપુર** તરફ જાય છે, એવા ખબર એક ગુપ્તચરે આવીને પંતને કહ્યા. આ ખબરથી તેને કાંઇક હર્ષ થયો અને કાંઇક ખેદ પણ થયો. લશ્કરનો મોટો ભાગ વીખરાઈ ગયો હોવાથી હવે બાદશાહ પાસે થોડું લશ્કર રહેવાથી તેને પજવવાનું ઠીક પડશે એમ ધારીને તેને આનંદ થયો, અને **વીજાપુર** ખાતે બાદશાહ જઈ પહોંચવાથી ધનાજી જાધવની મુશ્કેલીમાં વધારો થવા પામશે એમ માની કાંઇક ખેદ થયો. બાદશાહની પાછળ પડવાનું મૂકી દઇને ધનાજીને

મદદ કરવા માટે મળી જવાનો તેણે સંકલ્પ કર્યો. હૈબતરાવ નિંબાળકર પોતાની સાથે હોવાથી પંતે તે બાબતમાં તેની સલાહ પૂછી. તેણે જવાબ આપ્યો:

"પંત, હજી આપણે કાંઈ ચિંતા કરવા જેવું નથી. બાદશાહ **વી**જાપુર ખાતે પહોંચતાં પહેલાં તો મહિનાના મહિના વીતી જશે અને તેટલા વખતમાં તો આપણે તેની પાછળ રહીને હજારો રમતો રમીશું! તમે જુઓ તો ખરા! બાદશાહ **વી**જાપુર જઈ પહોંચશે તો આપણને **ધ**નાજીને મળી જતાં શું વાર લાગવાની છે?"

"હા, એ વાત ખરી છે. પણ તેટલા માટે આપણે બાદશાહની પાછળ ને પાછળ જ ગુપ્ત રીતે રહેવું જોઇએ." પંતને નિંબાળકરનું કથન રૂચ્યું અને તેણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હા, તેમ જ કરીશું, પણ રહો, હમણાં જ હું એક રમત કરૂં છું તે જુઓ." એમ કહીને નિંબાળકર એકદમ ઉઠયો અને સત્વર પોતાના ઘોડાપર ચઢીને દોડયો.

મરાઠાઓની તપાસ કરવાને નીકળેલો એક મોગલ સરદાર પોતાની સાથે કેટલાક ઘોડેસ્વારો લઇને ચાલ્યો આવતો હતો. **ઔ**રંગઝેબ જાણતો હતો કે મરાઠાઓ પોતાના લશ્કરની આસપાસના પ્રદેશમાં ભમતા રહેતા હોવા જોઇએ, અને તેથી તેણે થોડાં થોડાં માણસોની ટુકડીઓને આસપાસના પ્રદેશમાં મરાઠાઓની હીલચાલની તપાસ કરવાને માટે ફરતી રાખી હતી. નિંબાળકર એકદમ સામે આવતી મોગલ સિપાઇઓની ટુકડી તરફ ગયો અને થોડેક દૂર રહ્યો એટલે ઘોડાપરથી ઉતરીને ટુકડીના સરદાર પાસે ગયો તથા હાથ જોડીને નમ્રતાથી બોલ્યો: "ખાનસાહેબ! અમારી મેમાનગીરીનો જરા સ્વીકાર—"

સરદાર નિંબાળકરને પગે લાગતો જોઇને આશ્ચર્યચકિત થયો. તેણે વિચાર્યું: "તેના પોશાક ઉપરથી આ કોઈ મરાઠી સરદાર લાગે છે અને આપણને જોઇને તે નાસી જવો જોઇએ, તેને બદલે પગે લાગીને પોતાના મેમાન બનવાનું કહે છે, તેનું કારણ શું?" આમ વિચારીને તેણે જરા મીજાજથી પૂછ્યું: "તું કોણ છે? તને શું જોઇએ છે?"

નિંબાળકર બોલ્યો: "હું એક મરાઠી સિપાઈ છું. અમારા સરદાર **રા**મચંદ્ર પંત નજીકમાં જ છે. જ્યારે આપ અમારી નજીકમાં થઇને જ જાઓ છો, ત્યારે જરા અમારી મેમાનગીરીનો સ્વીકાર કરતા જાઓ તો ઠીક."

એક મોગલ સિપાઈ બોલી ઉઠ્યો: "નહિ સાહેબ, નહિ, એ તો કોઈ દગાખોર જણાય છે. મરાઠાઓના મીઠાબોલાપણાનો ભરોસો રાખતા ના."

નિંબાળકર બોલ્યો: "હા, હું મરાઠો છું, તેની કેવી રીતે ના કહી શકું? પણ આપ જો વિગતવાર મારી વાત સાંભળો તો આપની ખાત્રી થાય."

"બોલ, શું છે? તારે શું કહેવું છે?" સરદારે કહ્યું.

"અમે બાદશાહની સાથે લડવાને આવ્યા નથી; પણ બાદશાહની મુલાકાત લેવા ઇચ્છીએ છીએ, કારણકે અમારે તારાબાઇ સાથે ટંટો થયો છે. તે સઘળું મરાઠી રાજ્ય પચાવી પાડવા ઇચ્છે છે અને શાહુ મહારાજ જે હમણાં નામદાર શહેનશાહ ઔરંગઝેબના આશ્રય નીચે છે, તેમને કાંઇ પણ ન આપવાનું કહે છે. આથી અમે તથા બીજા કેટલાક સરદારો ગુસ્સે થઇને તારાબાઈથી છૂટા પડી ગયા છીએ અને નામદાર બાદશાહની તાબેદારી ઉઠાવવા તૈયાર છીએ! આ સંબંધે આપને હજી ઘણું કહેવાનું છે અને તે અમારા સરદાર પંત આપને કહેશે."

મોગલ સરદાર આ સાંભળીને બહુ જ આશ્ચર્ય પામ્યો. તેને નિંબાળકરના નમ્રતાભર્યાં અને માનપૂર્વક કથનમાં વિશ્વાસ બેઠો. તારાબાઈ ઉપર તેઓ ગુસ્સે થયા છે એમ બનવું તેને સંભવિત લાગ્યું. તેણે કહ્યું: "તારા સરદાર ક્યાં છે? ચાલ, અમે આવીએ છીએ." એમ કહીને સરદાર નિંબાળકરની પાછળ પાછળ પોતાનાં માણસો સાથે ચાલ્યો અને મરાઠા લશ્કરથી થોડે દૂર રહ્યો ત્યારે નિંબાળકર રામચંદ્ર પંતને ખાનસાહેબનો સત્કાર કરવા માટે બોલાવવા ગયો. પોતે મોગલ સરદારને જે બનાવટી વાત કહી હતી તે વાતથી પંતને જાણીતો કરી દીધો.

પંત તથા નિંબાળકર બન્ને મોગલ સરદારની સામે આવ્યા અને "પધારો મહેરબાન, પધારો!" એમ કહીને તેમનો સત્કાર કરવા લાગ્યા. મોગલ સરદાર ઘોડાપરથી નીચે ઉતર્યો અને તરત જ પંતે સાચાં મોતી તથા માણેકની તેના પર વૃષ્ટિ કરીને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. સરદારને તંબૂમાં લઈ જવાના માર્ગ પર સોનેરી કસબથી ભરેલી સંખ્યાબંધ શાલો પાથરી દેવામાં આવી અને તેના પર થઇને સરદારનાં માનવંતા પગલાંને મરાઠી છાવણીમાં પધરાવવામાં આવ્યાં. મોતી, માણેક અને શાલો મોગલ સિપાઇઓને બક્ષીસ તરીકે આપી દેવામાં આવી. મરાઠાઓની રયાસત અને તેમની ઉદારતા જોઇને મોગલ સરદાર તથા સિપાઇઓ આભા બની ગયા.

મરાઠી છાવણીમાં મોગલ સરદારની પધરામણીની સાથે સર્વત્ર ઉત્સવ થઈ રહ્યો હોય, તેવી રીતે સૌ કોઇ આનંદિત થયા. મરાઠા સિપાઇઓ મોગલ સરદારને નીચા નમી નમીને સલામો ભરતા હતા અને ખાનસાહેબ પોતાના રૂઆબમાં ને રૂઆબમાં એક રેશમી ગાલીચા ઉપર બેઠા હતા. થોડી વાર થઇ એટલામાં મરાઠા સિપાઇઓની મોટી મેદની સરદારની આસપાસ જામી ગઈ અને જાણે કે મરાઠાઓ અને મોગલોનું તહનામું થયું હોય તેવી રીતે સર્વત્ર હર્ષ પ્રસરી રહેલો જણાવા લાગ્યો. મોટી દબદબોભરેલી સભા હોય તેવો દેખાવ થઇ રહ્યો. થોડી વારે રામચંદ્ર પંત એક નોકરને માથે મોટા સોનાના થાળમાં મોગલ સરદારને નજરાણું આપવા જોગી કેટલીક કીંમતી ચીજો લઇને આવ્યો. તેમાં ઘણી નકસીદાર, હીરા અને માણેકથી જડેલી સોનાની પ્યાલીઓ, હાથીદાંતની નકસીદાર ચીજો અને એક મોટી મૂલ્યવાન્ શાલ હતી. તેટલા નજરાણાની કીંમત ગણીએ તો હજારો રૂપિયા થઇ જાય. મોગલ સરદારની પાસે તે થાળ રજુ કરીને પંતે કહ્યું: "ખાનસાહેબ! અમ ગરીબો તરફથી આટલા નજરાણાનો સ્વીકાર આપ જરૂર કરશો એમ હું આશા રાખું છું. નિંબાળકરે અમારી સ્થિતિની સઘળી વાત કહી છે એટલે હું વિસ્તારપૂર્વક કહેવા ઇચ્છતો નથી, તો પણ થોડું કહું છું. અમે તારાબાઇથી છૂટા પડી ગયા છીએ, કારણકે તેની દાનત ફરી ગઈ છે. અમારી ઇચ્છા એવી છે કે શાહુ મહારાજાને છૂટા કરવા માટે નામદાર બાદશાહને વિનતિ કરવી અને તેમની તાબેદારી નીચે મરાઠી રાજ્યને રાખવું. તારાબાઇને એકદમ કેદ કરવી એવો ઇરાદો અમે ધરાવીએ છીએ. અમારા આ કામમાં આપની મદદની અમને ખાસ જરૂર છે. બાદશાહ તરફ હવે અમે કેવા વફાદાર થયા છીએ, તે આટલા ઉપરથી અને આપની મેમાનગીરી ઉપરથી આપ સમજી શકશો."

મોટી રકમનું નજરાણું જોતાં જ મોગલ સરદારનું મન ચલાયમાન થયું. મોટા મોટા રજપૂત રાજાઓ તરફથી બાદશાહને પણ જેવું નજરાણું મળતું નથી, તેવું નજરાણું પોતાને મળતું જોઇને તેના આનંદનો પાર રહ્યો નહિ. "આવા સરલ હૃદયના, આવા ઉદાર અને બાદશાહની તાબેદારીને તુરત કબૂલ કરનાર મરાઠાઓ પ્રપંચી હોય તેમ શું માની શકાય? મારી કેટલી ખાતર બરદાસ્ત કરે છે? અને કેટલું માન આપે છે? તેઓ કેટલા નમ્ર છે?" એવા એવા વિચારો સરદારના મગજમાં ઉપસ્થિત થયા. વળી તેણે વિચાર્યું: "અને કદાચ મરાઠાઓ લુચ્ચા હોય, તોપણ શું? તેઓ ઉદાર છે, પૈસાની દરકાર

કરે તેવા નથી, એ તો ચોક્કસ છે, તો પછી તેમની તે ઉદારતાનો લાભ લેવાનું મારે શામાટે ચૂકી જવું જોઇએ? શાહજાદા કામબક્ષને કાને વાત નાંખીશું અને સુલેહ થશે તો ભલે, નહિતો મરાઠાઓને અવારનવાર મળતા રહીશું તોએ આપણો ફેરો ફોકટ જશે નહિ! બાદશાહે પાંચ વરસમાં પગાર નહિ આપ્યો હોય, તેટલો પગાર આજે મરાઠાઓ તરફથી એક દિવસમાં એક નજરાણા મારફતે મળી ગયો!" બાદશાહ તરફની વફાદારીમાંથી સરદારનું મન કિંચિત્ ભ્રષ્ટ થયું, પૈસાના સ્વાર્થનો વિચાર થયો અને એટલામાં તો તેનું મન અધમતાના ખાડામાં ઉતરી પડ્યું. તેણે આગળ વિચાર્યું: "પણ મારે આટલા લાંબા વિચારો શામાટે કરવા જોઇએ? મુખ્ય સરદાર ઝુલફીકારખાનનો જ દાખલો આંખો સામે ક્યાં નથી? તે મરાઠાઓને મળી જવા ઇચ્છે છે. સુવર્ણગઢની ખટપટ પણ કાંઇક તેવી જ જણાય છે. સૌ કોઇનાં મન બાદશાહની નોકરીમાંથી ઉંચાં થયાં છે અને પગારનાં પણ ઠેકાણાં નથી. એવામાં આ મરાઠાઓનો પગાર આપણે મારે ચાલુ થાય એટલે બસ. બાદશાહ મરે કે જીવે, હારે કે જીતે, તેની મારે શામાટે પરવા કરવી જોઇએ?"

પંતે કહ્યું: "કેમ નામવર! અમારી વિનતિ કાંઇ ધ્યાનમાં લેશો?"

"હા, તમે મારી બહુ સારી મેમાનગીરી કરી છે અને તે માટે હું ખુશ—"

પંત વચમાં જ વિનય કરતો બોલ્યો: "ના નામવર! આમાં અમે કાંઇ પણ વિશેષ કર્યું નથી. અમારા મુરબ્બી નામદાર બાદશાહ તરફના પરોણા તરીકે અમે આપની જે કાંઇ બરદાસ્ત કરી છે તે કાંઇ પણ વિસાતમાં ગણાય નહિ; કદાચ કાંઇ ખામી આવી હોય તો ઉલટાં અમારે આપની માફી માંગવી જોઇએ."

ખાનસાહેબ ફૂલીને ઢોલ થયા. તેની છાતી કાંઇક ગર્વથી—દબદબાના દેખાવથી ફૂલી. તે બોલ્યો: "વાહ, તે તમારી લાયકી છે. તમારા જેવા ઉદાર દિલના માણસો સાથે બાદશાહે લડાઈ કરી છે તે સારૂં કર્યું નથી એમ હું માનું છું. સુલેહને માટે હું પ્રયાસ કરીશ. શાહજાદા કામબક્ષ સાથે મારે જરા વધારે બેસતી છે તો તેમની મારફતે વાત ચલાવીશ: બાદશાહ હાલમાં વીજાપુર તરફ જાય છે, એટલે તેટલી મુસાફરી દર્મ્યાન હું કાંઇક તજવીજ કરીશ, અને વીજાપુરમાં ધનાજી છે ત્યાં તેમની જોડે વાતચીત થાય તેમ કરીશ."

પંત ખાનસાહેબને પગે લાગતો બોલ્યો: "બસ, બસ, નામવર! એટલી કૃપા થાય તો બસ છે. અમે આપનો ગુણ ભૂલીશું નહિ.

અવારનવાર અમને મળતા રહેજો, અમારાથી બનશે તેટલી આપની બરદાસ્ત કરીશું; બાદશાહની હીલચાલના અમને ખબર આપતા રહેશો તો ઉપકાર થશે."

"હા, હા, જરૂર. હું નજીકના પ્રદેશમાં જ ફર્યા કરૂં છું અને તમને સઘળી ખબરે આપતો રહીશ. તે માટે બેફીકર રહેવું. લડાઈ બંધ થાય તેટલા માટે પણ હું મહેનત લઈશ."

પંત ઉપકારવશ થતો બોલ્યો: "બસ, બસ, મહેરબાન! અમને એટલું જ જોઇએ છે. પણ મહેરબાન! અમે અહીં છીએ તેની બાદશાહને ખબર પડે નહિ, હો! કારણ કે તેથી બાદશાહના મગજમાં ઉંધો વહેમ ભરાશે."

"ના, ના, હું એક અજાણ્યા તરીકે જ વાત ઉપાડીશ અને હું તમને મળ્યો છું તે વાત તો ઉઘાડી પડવા જ નહિ દઉં; પછી શું ફીકર છે?"

"જી, હા, એટલું જ." એમ કહી પંતે દારૂ મંગાવીને સઘળા મોગલ સિપાઇઓને તૃપ્ત કર્યા. સૌએ એકઠા બેસીને ફળ મેવાની મીજબાની ઉડાવી અને મોગલો તથા મરાઠાઓ સગા ભાઈ હોય તેવી રીતે આનંદનું પ્રદર્શન કરતા વર્त્તવા લાગ્યા. પંત અને મોગલ સરદાર ગળામાં ગળું નાંખીને હળ્યામળ્યા તથા છૂટા પડ્યા. મોગલ લશ્કર છૂટું પડ્યું તે વખતે નિંબાળકરે હર્ષથી જયઘોષ ગજાવ્યો કે "બાદશાહ ઔરંગઝેબ ઘણું જીવો! ખાનસાહેબનો જય થાઓ!"

આવી પદ્ધતિથી રામચંદ્ર પંતે બીજા બે ત્રણ મોગલ સરદારોને પણ વશ કરી લીધા હતા. ધનાજીએ પણ એ યુક્તિ ગ્રહણ કરીને મોગલ લશ્કરની હીલચાલના ગુપ્ત ખબરો તેમની મારફતે મેળવવા માંડ્યા હતા. રામચંદ્ર પંતને પણ બાદશાહની હીલચાલના ખબર મળતા રહેતા અને તેથી કોઈ વાર લાગ પડતાં છૂટા છવાયા સિપાઇઓને લૂંટી, તેમને મારમારી, ઔરંગઝેબને ચારે દિશાએથી પડતી હરકતમાં વધારો કરીને તેને કાયર કાયર કરી મૂકતા. મોગલ સરદારો પૈસા અને ખુશામતના લોભથી ઘેરાઇને મરાઠાઓની મીઠી જાળમાં ફસાતા અને પોતાના માલેક તરફની વફાદારીના ભાનને ભૂલી જતા.



## પ્રકરણ ૧૮ મું.

### પદ્મિનીના ચિત્તનું પરિવર્ત્તન.

ઇશ્ક ક્યા શય હૈ કિસી કામિલસે પૂછા ચાહિયે.
કિસ્તરહ જાતા હૈ દિલ બેદિલસે પૂછા ચાહિયે!
ક્યા તડફનેમેં મઝા હૈ કત્લ હો પ્યારેકે હાથ,
ઇસ્કી લજ્જતકો કિસી બિસ્મિલસે પૂછા ચાહિયે!
જિસને ઉસકા જખ્મ ખાયા હૈ ઉસે માલૂમ હૈ,
તેગે અબરૂકી સિફત ઘાયલસે પૂછા ચાહિયે!

તાબાં.

**વા**ણીની મધુરતાથી, ઉદાર અને સરલ હૃદયથી અને નમ્રતાથી **ધીરસિંગ** તરફ આકર્ષાએલી **પદ્મિની** **ધીરસિંગ**થી છૂટીને પોતાના ચિત્તને સ્વસ્થ રાખી શકી નહિ. આવા વિશુદ્ધ અને નમ્રતાશીલ વર્ત્તનવાળો એક હિંદુ મોગલ બાદશાહની નોકરી શામાટે કરતો હશે, તે જાણવાનું કુતૂહલ તેના ચિત્તમાં પેદા થયું હતું. પોતાનાં ઘાયલ થએલાં માણસોની રક્ષા કરવાને તેને ત્યાં રાખ્યો, તેને બદલે સાથે લીધો હોત, અથવાતો તે ઘાયલ થએલાં માણસોની સાથે સાથે પોતાને ગામ આવવાની તેને વિનતિ કરી હોત તો વધારે ઠીક હતું, એમ તેના ચિત્તને લાગી આવ્યું. અજ્ઞાતયૌવનામુગ્ધાવસ્થામાંથી જ્ઞાતયૌવનામુગ્ધાવસ્થામાં **પદ્મિની**ના ચિત્તને પ્રવેશ કરાવનાર માત્ર **ધીરસિંગ** જ હતો. આજ સુધી યૌવનાગમનથી અજ્ઞાત **પદ્મિની** **ધીરસિંગ**ના વદનને જોવાથી, તેની સાથેના સંભાષણથી અને તેની સાથેના સામાન્ય તારામૈત્રકથી લજ્જાળુપણાનો, રોમાંચનો અને કમ્પનો અનુભવ મેળવવા પામી. યૌવનાગમનથી આજ સુધી અજ્ઞાત રહેલી સરલ હૃદયવાળી **પદ્મિની** યૌવનાગમનથી જ્ઞાત થવા પામી, વિવિધ વૃત્તિઓના અને વિવિધ પ્રકારના મનના ઉદ્વેગોના અનુભવવાળી થઈ. **ધીરસિંગ** સાથેના સંભાષણને સમયે **પદ્મિની**ના ચિત્તમાં એવી વૃત્તિ પણ જન્મવા પામી ન હતી કે **ધીરસિંગ**ના સંમોહક વદનને મારાં નેત્રોની સમીપે જ રાખી રહું, પરન્તુ તેનાથી છૂટા પડ્યા પછી, જ્ઞાતયૌવનની કામનાનું પ્રબળ સ્ફુરણ ચિત્તમાં થયા પછી તેની વૃત્તિઓનો આવેગ વધ્યો. પહેલાંના નિર્દોષ લજ્જાળુપણાએ તેના હૃદયમાં હવે કાયમને માટે સ્થાન લઇને યૌવનના લક્ષણનું દર્શન કરાવ્યું, શરીરના કમ્પે મદનના સૂક્ષ્મ સંચારનો અનુભવ કરાવ્યો અને **ધીરસિંગ**ના હાથમાંથી વીંટી લેતાં થએલા કરસ્પર્શે સંયોગની સૂક્ષ્મ પરન્તુ અજ્ઞાત અભિલાષાને **પદ્મિની**ના

હૃદયમાં પ્રકટાવી. આ નવીન સ્થિતિના અનુભવે તેને અજ્ઞાતયૌવનાવસ્થામાંથી જ્ઞાતયૌવનાવસ્થામાં લાવી મૂકી હતી. ઘેર પહોંચતામાં તો તેની આતુર વૃત્તિએ અનેકાનેક કલ્પનાઓ કરી વાળી હતી અને અનેક પ્રકારે ચિત્તને પરિવર્ત્તિત દશામાં લાવી મૂક્યું હતું. ચિત્તની સ્વાભાવિકી ચિંતાએ તેના ચિત્તમાં જન્મ લીધો હતો, પરન્તુ એ ઉછરતી બાળા તે ચિંતાના કારણને સમજી શકી ન હતી. ઘાયલ થએલાં માણસોને ઉપાડી લાવવાને માણસોને મોકલવામાં આવ્યા, પણ તેને તેઓ ગયાની ખબર રહી નહિ. તેઓ ગયા પછી તેના ચિત્તમાં એવા અભિલાષનો જન્મ થયો કે તે યુવકને કોઇ પણ બ્હાને અહીં બોલાવ્યો હોત તો ઠીક હતું, પણ તે અભિલાષ અપરિતૃપ્ત દશામાં જ રહ્યો અને તેથી તેણે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. ચિત્તની વેદનાને નહિ સમજનાર બાળાએ આ પહેલે વખતે જ તેનો અનુભવ લીધો. જેના મુખ ઉપર મધુરતા, નિર્દોષતા અને ચિંતાવિહીનતાના વાયુની લહરિ નિત્યમેવ નૃત્ય કરી રહેતી હતી, તેના મુખપર આજે જ પહેલવહેલી ચિંતાતુરતાની મલિન છાયા છવાઈ અને ચિત્તની વેદનાનો ઉંડો નિઃશ્વાસ નંખાવ્યો. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેના ચિત્તની આ વેદના—ગુપ્ત વેદના વૃદ્ધિ પામતી ગઈ અને ધીમે ધીમે વ્યાકુળતાનો અનુભવ થયો.

રાત્રિ પડી ગઇ અને લગભગ મધ્ય રાત્રિને સમયે ઘાયલ થએલાં માણસોને લઇને મોકલેલાં માણસો આવી પહોંચ્યાં. 'તે યુવાન તો તે માણસોની સાથે અહીં નહિ આવ્યો હોય ?' એવું કુતૂહલ પદ્મિનીના ચિત્તમાં જન્મ પામ્યું અને તેણે તપાસ કરી તો પરિણામ નિરાશામાં આવ્યું. "હું જ કેવી મૂર્ખી છું ? એ અડગ માણસ શું મારા આમંત્રણ વિના વગર બોલાવ્યો ચાલ્યો આવે શું ? તેણે પોતે મારી સાથે આવવાની પોતાની ઇચ્છા આડી રીતે જણાવી અને મેં જ તેનો અનાદર કર્યા પછી તેના આગમનની આશા રાખવી તે શું ફોકટ ન ગણાય ?" એમ વિચારતાંની સાથે તેણે નિઃશ્વાસ મૂક્યો અને ત્યાં ગએલાં માણસોમાંના એકને પોતાની પાસે બોલાવ્યો તથા શરૂઆતમાં ઘાયલ થએલાં માણસોની સ્થિતિ વિષે ખબર—અંતર પૂછી.

"બા સાહેબ, ઘાયલ થએલા બન્ને જણ શુદ્ધિમાં આવ્યા છે, અને હવે તેમના જાનનો કાંઈ ભય રહ્યો નથી, જો કે તેઓ ચાર—છ માસ સુધી બિછાનામાંથી બેઠા થઈ શકશે નહિ."

"હાં, બહુ સારૂં. પણ તમે ત્યાં ગયા, ત્યારે મેં કહ્યું તે મોગલ સરદાર ત્યાં હતા કે નહિ ?"

"જી હા, પણ તે કાંઇ મોગલ નહોતો."

"હા, તે કોઇ હિંદુ છે, પણ બાદશાહની નોકરીમાં છે."

"હા, તે કહેતો હતો કે હું રજપૂત છું અને સુવર્ણગઢનાં તુરંગનો ઉપરી અધિકારી છું."

"હેં?! શું તે રજપૂત છે?" પદ્મિનીએ આશ્ચર્યથી પૂછ્યું.

"હા, અને તેણે તમારો ફૂલનો ગજરો ત્યાં પડી રહ્યો હશે તે આપ્યો છે, હું લઇ આવું." એમ કહીને તે માણસ પોતાના સાથી પાસેથી તે ગજરો લેવાને માટે બહાર ગયો. પદ્મિનીનું ચિત્ત આનંદથી સ્ફુરતું હોય અને તે રજપૂત છે એમ જાણીને સંતુષ્ટ થતું હોય એમ એના અંતઃકરણને લાગણી થઇ; પરન્તુ પહેલાંના ચિત્તના ઉદ્વેગનું કારણ નહિ સમજી શકનાર બાળા અત્યારના ચિત્તના સંતોષનું—પરિતૃપ્તિનું કારણ પણ સમજી શકી નહિ. નવા નવા અને ક્ષણિક અભિલાષો તેના ચિત્તમાં જન્મ પામીને ચિત્તમાં જ શમન પામી જવા લાગ્યા. એટલામાં પેલો માણસ વીરસિંગે આપેલો ફૂલનો ગજરો લઇને આવ્યો અને બોલ્યો: "આ ગજરો તમે જે વૃક્ષોની પાછળ સંતાઇ બેઠાં હતાં, ત્યાંથી જડી આવ્યો છે એમ એ રજપૂતે કહ્યું હતું."

પદ્મિનીએ તે ગજરો હાથમાં લીધો અને વિચાર્યું: "અમે સંતાઇ ગયાં હતાં, ત્યાં આગળ તે શામાટે ગયો હશે? શું મને જોઇને તેનું ચિત્ત પણ કાંઇ તેવું જ બની ગયું નહિ હોય? તેનું ચિત્ત મારૂં સ્મરણ તો નહિ કરતું હોય?" આવો એક વિચાર તેના હૃદયમાં ઊભો થયો અને તુરત જ તે બેસી ગયો. ને વિચારમાં ને વિચારમાં ગુંચાએલા ચિત્તથી તે ફૂલના ગજરા સાથે નકામી—તરણાં તોડવા જેવી રમત કરવા લાગી અને ફૂલોને વીંખી નાંખવા લાગી. ફૂલોને વીંખી નાંખતામાં તેનું ચિત્ત તેમાંના એક કાગળના ટુકડા ઉપર ખેંચાયું અને તે કાગળમાં કાંઇક લખેલું છે તેમ જાણતાં તે ચમકી—આનંદથી ચમકી! વિચારમાળા ઉડી ગઇ અને ચિત્ત તે કાગળમાં પરોવાયું. ફૂલોની ગુંથણીમાં મજબૂત રીતે ગોઠવી દીધેલો તે કાગળનો ટુકડો તેણે આબાદ રીતે સેરવીને કાઢી લીધો અને બાકીનાં ફૂલોને ફેંકી દઇ કાગળમાંનું લખાણ વાંચવા લાગી.

"સુંદર શાલિના છોડ, પૂરે છે કોડ, મનુજનાં મનના,
"શાંતિથી ધેનૂનાં વૃન્દ, વિરામે વનમાં.
"બગલો-સારસ—હંસનાં રવ મધુર કરતાં,
"અતિ લલિત એવાં ક્ષેત્ર મોદ મન ભરતાં.

પ્રશ્નથી ગુલબહાર જરા ગુંચવણુમાં પડી. ખાનના સંશયી ચિત્તને વધારે અસ્વસ્થ કરવાને તેટલું જ કારણ બસ હતું.

ગુલબહાર નમ્રતાથી બોલી: "હમણાં કહીશ નહિ. આપનાથી હું શું વાત છાની રાખું છું? પણ હાલનું કામ જ એવું છે કે તે પૂરૂં થયા વિના હું કહીશ નહિ." એમ કહી ગુલબહારે કિંચિત્ સ્મિત કર્યું.

રહમખાન ઓઠ દાબીને બોલ્યો: "વારૂ, ત્યારે તારૂં કામ પૂરૂં થાય ત્યારે આવજે." ગુલબહારને પોતાના પતિના આ ભાષણ ઉપરથી તેના વર્ત્તનમાં અને બોલવામાં ફરક પડેલો લાગ્યો; પણ જે કામમાં તે ગુંથાએલી હતી તે કામ મહત્ત્વનું હોવાથી તે બોલી: "ગુસ્સો ન કરશો, હું પછી તમને સઘળું જણાવીશ." એમ કહેતી તે ત્યાંથી ચાલી ગઈ. તેને જતી જોઇને ખાનને વધારે ક્રોધ ચડ્યો. તે દાંત પીસતો આમ તેમ ફરવા લાગ્યો, અને વિચારવા લાગ્યો: "દુષ્ટા! આવી રીતે તું બકરીના ચામડામાં લપાઈ બેઠેલી વાઘણ હોઇશ, તેમ હું જાણતો જ નહોતો! પણ હા, હવે તારૂં ખરૂં સ્વરૂપ સમજાયું. આજ ને આજ તારા અને તારા યારના હું ટુકડે ટુકડા કરી નાંખીશ." એટલામાં ભવિષ્યવાદી ફકીરે આપેલો પત્ર તેને સાંભરી આવ્યો અને તે બહાર કાઢીને તેણે વાંચવા માંડ્યો:

"રહમખાન! ધીરસિંગનો પત્ર ગુલબહાર ઉપર આવ્યો છે, તે જો તારે જોવો હોય તો ગુલબહાર જે અંગરખા ઉપર જરીનું ભરતકામ (કલાબતૂ) કરે છે, તેના ગજવામાં તે મળી આવશે. વિશેષ માહિતી તારા જનાનખાના માંહેની **નૂર** નામની દાસી આપશે. ગુલબહારે પોતાની વીંટી નિશાની તરીકે **ધીરસિંગ** ઉપર મોકલી હતી, તે પણ હું તને જણાવું છું."

આ પત્ર વાંચતાં જ તેણે **નૂર**ને હાક મારી પણ માલૂમ પડ્યું કે તે ક્યાંક બહાર ગઈ હતી અને રાત્રે પાછી આવનાર હતી. ફકીરના પત્ર ઉપરથી નૂર ઉપર વિશેષ આધાર રાખવો પડે તેમ હોવાથી **નૂર** રાત્રે આવે ત્યાં સુધી રહમખાનને મૂંગા બેસી રહેવાની જરૂર પડી. સાંજ પડી ગઈ હતી, એટલે **રહમખાન**ને **નૂર**ને માટે બહુ વાર બેસી રહેવું પડ્યું નહિ. એકાદ પહોર રાત્રિ જતાં તે આવી પહોંચી. **રહમખાને** તેને ખાનગીમાં બોલાવીને કહ્યું: "ડરીશ નહિ. હું પૂછું, તેનો ખરેખરો ઉત્તર આપજે. કહે, ગુલબહારનું વર્ત્તન કેવું છે?"

**નૂર** આશ્ચર્યચકિત થતી બોલી: "શું? બાઈ સાહેબનું વર્ત્તન? તેમના જેવું પાક વર્ત્તન બીજા કોનું હશે? તે તો બહુ જ સારાં છે."

"નકામી જૂઠું ન બોલ. તેણે તને કેટલીક વાતો કરેલી છે, તે સઘળી મને કહે."

"પણ–પણ–બાઈ સાહેબ ગુસ્સે થાય તો—" નૂર ભોળાપણાનો ઢોંગ લઇને બોલી.

"નકામી ગભરાઈશ નહિ. ખરૂં કહીશ તો તને કોઇનો ડર નથી. હું તારી મદદમાં ઊભો રહીશ. હં, કહે જોઇએ."

"ત્યારે સાંભળો, પણ મેં આપને વાત કરી છે તે બાઈ સાહેબને કહી દેશો નહિ હો !"

"વારૂ, નહિ જણાવું." ખાને તેને ભોળવવાનો વિચાર રાખીને જણાવ્યું.

"તે ધીરસિંગની સાથે ક્યાંક જનાર છે અને મને તેમની સાથે લઇ જનાર છે."

"ક્યાં જનાર છે ?" ખાને ગુસ્સાથી તપી જઇને કહ્યું.

"મરાઠી રાજ્યમાં. આજે તે જવાની તરખડમાં જ પડેલાં છે."

"અને તું પણ તેમની સાથે જનાર છે કે ?"

"તેમણે મને આવવા કહ્યું એટલે મેં હા કહી છે, પણ ઘણું કરીને તે મને સાથે લઈ જશે નહિ, કારણકે મારા કરતાં અમિનાપર તેમની વધારે મહેરબાની છે, એટલે તે તેને જ સાથે લઇ જશે."

"વારૂ, ધીરસિંગ ક્યાં છે ?" ખાને પૂછ્યું.

"તે સાગરસિંહની શોધમાં ગયા છે ખરા, પણ તે બ્હાને તેમની મુસાફરીની તૈયારીના કામમાં ગુંથાયા છે. તમે જાણો છો ને ? આટલા દિવસ થયા પણ પાછા કેમ ન ફરે ?"

"વારૂ, ધીરસિંગનો એક પત્ર આવ્યો છે તે કોણ લાવ્યું હતું ?"

"એક બાઇ લાવી હતી, પણ હું તેને ઓળખતી નથી."

"ઠીક, જા, ગુલબહારને મારી પાસે મોકલ."

નૂર ત્યાંથી જવાની હતી એટલામાં જ ગુલબહાર આવી. તેને આવતી જોઇને નૂર જવા લાગી પણ રહમખાને તેને ત્યાં રહેવા કહ્યું. ગુલબહારને આ સઘળો પ્રકાર કાંઇક નવીન અને ચમત્કારિક લાગ્યો. ગુલબહાર ખાનની પાસે જઇને બોલી : "આજે ચહેરો ઉદાસ કેમ જણાય છે ? તબીયત કાંઇ નાદુરસ્ત છે ?"

"ઉદાસ તો તું જણાય છે કે હું ?" ખાને જરા દૂર ખસીને ભ્રમર ચડાવતાં કહ્યું.

રહમખાનને દૂર ખસતો જોઇને ગુલબહારને આશ્ચર્ય થયું. તે દુ:ખિત સ્વરે બોલી : "મારા હાથે કાંઈ અપરાધ થયો હોય તો માફ કરજો." એમ કહેતી તે ખાનની નજીક જવા લાગી.

"દૂર ઊભી રહે, દૂર !" ખાન ગુસ્સાથી બોલી ઉઠ્યો.

"આજ એમ કેમ કરો છો ?" ગુલબહાર કરુણ વાણીથી બોલી. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

"એમ કે ?" રહમખાન દાંત પીસતો બોલ્યો: "જેણે તારા પર આટલો પ્રેમ કર્યો, જેણે તારી દરેક વિનતિ માન્ય કરી, જેણે તને આટલાં આટલાં લાડ લડાવ્યાં, તેનો બદલો તું આવો જ આપવાની કે? ધિક્કાર છે તને! જા, જા, દૂર ખસ–અહીંથી."

"નાથ, નાથ, આ શું ?" તે રડતી રડતી રહમખાનનો હાથ પકડતી બોલી: "તમારા મનમાં વળી કોણે વિષ રેડ્યું ?"

"તેં, દુષ્ટા! તેં જ." એમ કહેતાં રહમખાને ગુસ્સાથી ગુલબહારનો હાથ તરછોડી નાંખ્યો.

"હાય, હાય, આ એકાએક શું થયું ?" એમ કહેતી ગુલબહાર નીચે બેસી ગઈ અને ખાનને પગે પડી રડવા લાગી.

"અપરાધ કર્યો તે તો કર્યો જ, અને વળી ઉપર જતાં આવા ઢોંગ કરે છે ?" ખાને ગુલબહારને પગવડે ઠેસું મારતાં કહ્યું: "રંડા! મેં આપેલી વીંટી ક્યાં છે, કહે જોઈએ ?"

"પ્રાણનાથ!" ગુલબહાર સ્વસ્થ થતી બોલી: "ખુદાની સાક્ષીથી કહું છું કે તે ખોવાઇ ગઇ."

રહમખાન ગર્જના કરતો બોલ્યો: "ખોવાઈ ગઇ! દુષ્ટા! મેં તને તે તારા યારને આપવા માટે દીધી હતી, કેમ?"

"નાથ! એવા કર્ણકટુ શબ્દો ન બોલો—" એમ બોલતી ગુલબહાર સ્વામીના પગમાં માથું મૂકી જાણે કે સ્વામીનો સંશય દૂર કરાવવા માંગતી હોય તેવી રીતે ધ્રુશકે રડવા લાગી. આગથી બળું બળું થઇ રહેલા ચિત્તવાળા રહમખાનને ગુલબહારની જરા પણ દયા આવી નહિ.

તેને લાત મારીને દૂર ખસી જતો રહમખાન બોલ્યો: "ઢોંગ બરાબર આદર્યો છે. આટલા દિવસ તો રહમખાન તે ઢોંગમાં ફસાયો પણ હવે કદી ફસાશે નહિ, સમજી?" એમ કહીને તે નૂર તરફ વળીને બોલ્યો: "જા, પેલું જરી કામનું અંગરખું અહીં લાવ." રહમખાન ક્રોધથી થરથર કમ્પતો ઊભો રહ્યો, એટલામાં નૂર અંગરખું લઇને આવી. ખાને તુરત જ તે અંગરખું પોતાના હાથમાં લીધું અને ગુલબહારની સામે તે ધરીને કહ્યું: "જો, આ અંગરખાના ગજવામાં શું છે તે." એમ બોલીને તેણે તેના ગજવામાં હાથ નાંખ્યો તો કાગળની ચિઠ્ઠી જડી આવી. ચિઠ્ઠી જોતાં અને ભવિષ્યવાદી ફકીરનું કથન સાચું ઠરતાં ક્રુદ્ધ થએલા રહમખાનની આંખોમાંથી અંગારા

ઝરવા લાગ્યા. "રંડા, સાંભળ." એમ કહીને તેણે તે પત્ર વાંચવા માંડયો:

"પ્યારી! મારા તરફની સર્વ પ્રકારની તૈયારી થઈ ચૂકી છે. તારી તૈયારી હવે ઉતાવળે કરજે. આજ સુધી તો સર્વ કાંઇ ઠીક છે. તારા તરફથી આવેલી ચીજ મળી અને તેપરથી તારો હેતુ સમજી ગયો. ઇશ્વર કરશે તો આપણો હેતુ પાર પડશે અને આપણે સુખી થઇશું. લી. તારો—"

ગુલબહાર આનો કાંઈ પણ અર્થ સમજી શકી નહિ. તે ગાંડા સરખી થઇ ગઈ. તે અંગરખાના ગજવામાં એ પત્ર કેવી રીતે આવ્યો તેની તેને કાંઇ પણ સમજ પડી નહિ. ડરતી ડરતી તે બોલી: "એનો અર્થ શું?"

ગુલબહારને ઢોંગ કરતી જોઇને રહમખાન ડોકું હલાવતો બોલ્યો: "એનો અર્થ? ખરૂં છે, એનો અર્થ તું બિચારી કેવી રીતે જાણે? જો, આ અક્ષર તો ધીરસિંગના છે ના?" એમ કહીને રહમખાને તે પત્ર ગુલબહારની સામે ધર્યો, તેમાંના અક્ષર ધીરસિંગના હતા, તે તેણે ઓળખ્યા, પણ તેનો અર્થ તે સમજી શકી નહિ ને તે પત્ર તરફ જોતી સ્તબ્ધ ઊભી રહી.

"હવે તારી વીંટી કેવી રીતે ખોવાઈ ગઈ તે કહું?" ખાને ડોળા કાઢીને કહ્યું.

"એટલે?" ગુલબહારે આશ્ચર્યની પૂછ્યું.

"અરે કુલટા! હજી પણ શું તું કબૂલ થતી નથી? શું હું બાળક છું કે એટલુંએ ન સમજું કે તું જારિણી છે અને ધીરસિંગ તારો યાર છે, તેમ જ તમે હવે અહીંથી નાસી જવાની તૈયારીમાં છો?" રહમખાનના આ શબ્દો સાંભળતાં જ ગુલબહાર દુઃખ અને આશ્ચર્યથી ચીસ પાડી બેશુદ્ધ થઈ જમીનપર પડી ગઈ. એટલામાં સામેનું દ્વાર ઉઘડયું અને અમિનાએ કિલ્લામાં જે ફકીરને ઉતારો આપ્યો હતો તેણે એકાએક મહેલમાં પ્રવેશ કર્યો. રહમખાન અને નૂર બન્ને તે ફકીરને જોતાં જ ચકિત થયાં.

## પ્રકરણ ૨૦ મું.

### એક છૂટી અને બીજી બંધાઇ!

નિકટમાં આવેલા તુરંગમાં અત્યારે અમિના કાંઇક જૂદા જ વ્યાપારમાં ગુંથાએલી હતી. જે વખતે રહમખાનના હૃદયમાં ગુલબહારના પવિત્રપણા માટેના સંશયની આગ સળગી ઉઠી હતી, ત્યારે

અમિના એક પરોપકારનું પરન્તુ જોખમભરેલું કાર્ય કરવાને તુરંગમાં ગઈ હતી. સાગરસિંહ તો નાસી છૂટ્યો, પરન્તુ તેની પાછળ સુવર્ણદેવી નાસી છૂટી નહિ અને તે બિચારી પતિવ્રતા રજપૂતાણી પતિના વિરહમાં સોસાવા લાગી. ગુલબહાર તેની આ સ્થિતિથી બહુ જ દિલગીર થતી હતી અને કોઈ પ્રસંગ શોધીને તેને નસાડી મૂકવાને કેટલાક દિવસ થયાં વિચારમાં જ હતી. સાગરસિંહને નસાડી મૂકવામાં આવ્યા પછી રહમખાન ગભરાયો હતો અને તેથી સુવર્ણદેવીને નસાડી મૂકવાની પરવાનગી ગુલબહારને તે આપે તેમ ન હતું, છતાં સ્વામીને ગમે તેમ સમજાવી લેવાનું જોખમ પોતાને માથે લઇને પણ તેણે સુવર્ણદેવીને નસાડી મૂકવાની પ્રવૃત્તિ કરવા માંડી. તેની આજ્ઞાથી અમિના રાત્રિને સમયે ગુપ્ત રીતે તુરંગમાં ગઇ. સુવર્ણદેવી જાણતી નહોતી કે આજ રાત્રે તેનો આ તુરંગમાંથી છૂટકારો થનાર છે. તે પોતાની કોટડીમાં ભોંયપર પાથરેલા એક ઘાસના બિછાનાપર અર્ધ નિદ્રિતાવસ્થામાં પડી હતી. અમિનાએ તુરંગમાં પ્રવેશ કરીને તેની કોટડીનું બારણું ઠેલ્યું એટલામાં તે જાગી ગઈ અને બોલી “ કોણ ? ”

“ઉઘાડો.” અમિનાએ ધીમેથી જવાબ આપ્યો; અને તે સાથે જ કેટલેક દૂરથી એક ધીમો અવાજ આવ્યો: “ કોણ છે એ ? ”

અમિના ગભરાઈ. પોતે એ સિપાઇઓને ફોડીને તુરંગમાં દાખલ થઈ હતી, એટલે તેમના તરફનો તો તેને ભય નહોતો. રહિમાન પોતાનો પહેરો નહિ હોવાથી ભવિષ્યવાદી ફકીરની પાસે જઇને બેઠો છે, એમ તે જાણતી હતી. પણ કોઇ કેદી કે બીજો કોઇ સિપાઈ જાગી જશે તો પૂરી કમબખ્તી થશે એવી ભીતિથી તે જરા ખમચી. સુવર્ણદેવીએ પોતાની કોટડીનું બારણું ઉઘાડ્યું, પણ એટલામાં તો એક જણ અમિનાની પાસે અંધારામાં આવી પહોંચ્યો અને અમિનાનું મ્હોં ઓળખવાને તેના મ્હોંની નજીક પોતાની આંખોને લઈ જઇને બોલ્યો: “ કોણ છો ? કેમ આવ્યા છો ? ”

અમિના ગભરાઇ તો ખરી, પણ તે કોઇ કેદી છે અને સિપાઇ નથી, એમ જાણી તેનામાં હિંમત આવી. તે બોલી: “ ચુપ રહો, પછી હું તમને જણાવીશ.” તેણે સુવર્ણદેવીને ધીમેથી કહ્યું: “ દેવી, ઉતાવળ કરો, તમને તમારા સ્વામી પાસે મોકલવાની સઘળી તૈયારીઓ થઈ ચૂકી છે, માટે ચાલો; નાસી છૂટવાનો બરાબર વખત છે, અને જો પછી રહિમાન આવી પહોંચ્યો, તો હું અને તમે બન્નેની કમબખ્તી સમજવી.”

પાસે ઊભેલો કેદી બોલ્યો: “ તમે એક રજપૂતાણીને છોડાવો

છો તે જાણી હું ખુશ થઉં છું, કારણકે હું પણ એક હિંદુ છું–મરાઠો છું. જો ધારૂં તો હું તમારૂં કાવતરૂં ઉઘાડું પાડી શકું, પણ ના, તે મારૂં કામ નથી.”

“હા, હું તે સમજું છું. તમને પણ હું નસાડી મૂકી શકીશ. તૈયાર થાઓ.”

“બસ, આપની કૃપા.” મરાઠો કેદી બોલ્યો.

અમિના ઉતાવળથી પણ ધીમે સ્વરે બોલી: “વિવેક કરવાનો આ સમય નથી, માટે ચાલો.”

“પણ જરા થોભો. મારે બદલે હું મારા એક વૃદ્ધ કાકાને છૂટા કરવાની વધારે જિજ્ઞાસા રાખું છું. હું કેદી તરીકે રહીશ, પણ તેમને મારે બદલે તમે નસાડી મૂકો.”

“વારૂ.” અમિના વિલંબ થતો હોવાથી ગભરાતી બોલી: “તેમને જલ્દી તૈયાર કરો. નહિ તો રહી જશે.”

મરાઠો કેદી એકદમ પોતાની કોટડીમાં ગયો. પોતાના વૃદ્ધ કાકાને તેણે એકદમ જગાડ્યો અને નાસી જવાના લાગ વિષે વાત કરી કહ્યું: “કાકા, માટે તમે સત્વર ઉઠો અને એ સ્ત્રી સાથે નાસી જાઓ. ધીરસિંગનું એટલું ભલું થજો કે તેણે અહીં આવ્યા પછી કેટલાક હિંદુ કેદીઓની બેડી કાઢી નાંખી છે! આપ તેથી ઘણી સહેલાઇથી મરાઠી હદમાં પહોંચી જઈ શકશો.”

“હા, પણ હું વૃદ્ધ છૂટો થઇને શું કરનાર છું? તું યુવાન છે અને મારા કરતાં મરાઠી રાજ્યની સેવા અતિ ઉત્તમ પ્રકારે બજાવી શકીશ, માટે તું જ નાસી જા. તું આશાભર્યો છે, મારી આશાઓ હવે વિરામ પામી ગઈ છે.”

“નહિ, નહિ, કાકા, તેમ તો નહિ જ બને. હું છૂટો થઉં અને તમને બાદશાહ ઔરંગઝેબનો ત્રાસ ભોગવવા માટે શું તુરંગમાં રાખી જઉં? તમે કૃપા કરીને જાઓ. આપના જેવા વૃદ્ધ અને અનુભવીની સલાહની જ મરાઠી રાજ્યને જરૂર છે. મારા જેવા સો યુવાન સિપાઇઓ કરતાં તમે કાંઇક વધારે કરી બતાવવાને સમર્થ છો. મારા આશાભર્યા જીવનનો મને લોભ નથી. મરાઠી રાજ્યની સેવા, એ જ આ જીવનનો હેતુ છે અને એ હેતુ જેવી ઉત્તમ રીતે સરે, તેવી રીતે આપણે કામ કરવું જોઇએ; માટે આપ તૈયાર થાઓ–વિલંબ નહિ કરો.”

“ત્યારે શું તું કેદમાં જ રહીશ?”

“હા, આપણે બન્ને એકી સાથે નાસી છૂટીએ તેવો લાગ નથી. હું બે દિવસ વધારે કેદમાં રહીશ, તો મને કાંઈ બહુ સહન કરવું પડશે

નહિ, પણ આપના વૃદ્ધ શરીરની મને વધારે દરકાર છે. તેમાં ભરેલા અનુભવોની હજી મરાઠી રાજ્યને બહુ જરૂર છે અને તેથી મારા પ અનુગ્રહ કરીને આપ હવે વિલંબ ન કરો.”

તે વૃદ્ધ કેદીને તે યુવાન્ મરાઠો કેદી સત્વર અમિના પાસે લઈ ગયો. અમિનાએ પોતાની સાથેની એક ચાદર સુવર્ણદેવીને ઓઢવા આપી અને પોતે ઓઢેલી ચાદર તે વૃદ્ધ મરાઠા કેદીને આપી. તે ચાદરો એવા લાલ ઘેરા રંગની હતી કે તે ઓઢીને જનાર વ્યક્તિને અંધકારમાં બિલકુલ કળી શકાય નહિ. તેને અંધારપિછોડી કહીએ તોપણ ચાલે. તુરત જ તે અંધારપિછોડીઓની મદદથી અમિના બન્નેને કિલ્લાની બહાર લઈ જઈ શકી. વૃદ્ધ મરાઠા કેદીની પાસેથી પિછોડી લઇને અમિનાએ કહ્યું: “આ સુવર્ણગઢના કિલ્લાનું પાધર છે. જેમ નસાય તેમ નાસ.”

તે વૃદ્ધ મરાઠો કેદી કે જેનું નામ અણ્ણાજી પંત હતું, તે ત્યાંથી ચાલ્યો ગયો અને થોડી વારમાં અંધકારમાં અદૃશ્ય થયો.

અમિના કેટલેક દૂર એક ઝાડ તળે ગઇ. ત્યાં એક માણસ બે ઘોડાઓ લઇને ઊભો હતો. તેની પાસે જઇને અમિના બોલી: “દોલતરાવ!”

“હૂં.” દોલતરાવે ધીમેથી ઉત્તર આપ્યો.

“ઘોડા તૈયાર છે?” અમિનાએ પ્રશ્ન કર્યો.

“હૂં.”

“વારૂ, ત્યારે, દેવી! હવે તમે જલ્દી ઘોડાપર સવાર થઈ જાઓ. આ આપણો વિશ્વાસુ માણસ છે. તેમનું નામ દોલતરાવ છે. તે તમને સાગરસિંહજી જ્યાં હશે ત્યાં સુરક્ષિતપણે પહોંચતાં કરશે. એક ઘોડો તમારે માટે છે અને બીજો ઘોડો તેમને માટે છે. ચાલો ઘોડાપર બેસી જાઓ.”

સુવર્ણદેવી ઉપકારવશ હૃદયથી કાંઈ બોલી શકી નહિ. દોલતરાવ હાથની ચપટી બજાવી મૌનપણે ઉતાવળ કરવા સૂચવવા લાગ્યો. સુવર્ણદેવી ઘોડાપર બેઠી અને દોલતરાવ પણ સવાર થયો. બન્ને ઘોડેસવારો ચાલ્યા અને થોડી ક્ષણોમાં દૃષ્ટિ બહાર જતા રહ્યા.

આકાશમાં સર્વત્ર વાદળાં છવાઈ રહ્યાં હતાં. પવન પણ ધીમે ધીમે વધતો જતો હતો. કોઈ વાર ચંદ્ર વાદળાંમાંથી બહાર નીકળીને ક્ષણભર પૃથ્વીને પ્રકાશિત કરતો, તો બીજી જ ક્ષણે તે પુનઃ સંતાઇ જઇને અંધકાર ફેલાવતો. અમિના પોતાના કામમાં સફળ થવાથી ખુદાનો આભાર માનતી કિલ્લા તરફ પાછી ફરી; પણ અંધકારના

પ્રબળથી માર્ગ ભુલાઈ ગયો. કેટલીક વાર સુધી તે તેના લક્ષમાં આવ્યું નહિ પણ જ્યાં તે કિલ્લાની પાસે આવી પહોંચી ત્યાં તેને પોતાની ભૂલ માલૂમ પડી. ભયભીત થઇને તે થોડી વાર તે જ સ્થળે ઊભી રહી. થોડી વારમાં ચંદ્ર વાદળાંમાંથી બહાર નીકળ્યો એટલે પોતે કયે ઉંધે માર્ગે ચડી ગઈ છે તેનું અમિનાને ભાન થયું. તે પાછી ફરી અને જે માર્ગે થઇને કિલ્લાના દરવાજા તરફ જવાતું હતું, તે માર્ગે વળી. એટલામાં કોઈ માણસના કણસવાનો અવાજ તેને કાને પડ્યો. અમિના એક સ્ત્રી હતી, પરન્તુ હિંમતવાળી હતી. તે ધીમે પગલે તે અવાજની તરફ ચાલી. થોડે જ અંતરે એક હાથ પગ બાંધેલો માણસ પડેલો તેના જોવામાં આવ્યો. તેના મ્હોંમાં ડૂચો મારેલો હોવાથી તે બોલી શકતો નહોતો. તેની આ સ્થિતિ જોઇને અમિનાને દયા આવી અને તેણે તેના બંધ છોડીને તથા મ્હોંમાંથી ડૂચો બહાર કાઢીને મુક્ત કર્યો.

તે માણસ અનુમાને ચાળીસ–પીસ્તાળીસ વર્ષની વયનો જણાતો હતો. શરીરની થડી મજબૂત હતી. તે શ્વાસ લેતો લેતો બોલ્યો: "જો થોડી વાર તમે મોડાં પહોંચ્યાં હોત તો હું જરૂર મુંઝાઇ મરત."

"તમને અહીં કોણે બાંધ્યા હતા?" અમિનાએ એક સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

તે પુરૂષ અમિનાને નિહાળી નિહાળીને જોતો બોલ્યો: "આપનું નામ અમિના તો નહિ?"

"હા. તમે કોણ છો?" અમિનાએ આશ્ચર્યમાં તણાતાં પ્રશ્ન કર્યો.

"સુવર્ણદેવી ક્યાં છે?"

"તે તો ગયાં, પણ આપનું નામ શું?" અમિના ગભરાતી બોલી.

"હાય, હાય! ફસાયા! અમિનાબાઈ! હું પોતે જ દોલતરાવ!"

"હેં? ત્યારે તે લુચ્ચો કોણ હતો?"

"તે કોણ હતો, તેની મને ખબર નથી; પણ હું તમારી વાટ જોતો ઊભો હતો, એટલામાં એક માણસ અહીં આવ્યો. તે કિલ્લાપરનો કોઈ પહેરેગીર હતો, કારણકે મેં તેને એક વાર પેહેરાપર જોયો છે, પણ તેનું નામ જાણતો નથી. તેની સાથે એક બીજો માણસ પણ આવ્યો અને તેણે અજાણતાં મારા હાથમાંથી તલવાર ઝુંટાવી લીધી. તે બન્ને જણાએ મને બાંધ્યો અને મ્હોંમાં ડૂચો મારી મને અહીં નાંખ્યો. તે ક્યાં ગયા અને ત્યાર પછી શું થયું તેની મને ખબર નથી, પણ થોડેક દૂર જઇને તેમાંનો એક પાછો ફરી મારાં ઉપરનાં કપડાં ઉતારી ગયો હતો, તેટલી મને ખબર છે." દોલતરાવની કહેલી

આ હકીકત સાંભળતાં જ અમિના દિગ્મૂઢ બની ગઈ. તે લુચ્ચો દોલતરાવનાં કપડાં પહેરીને અંધારામાં સુવર્ણદેવીને લઇને જતો રહ્યો એમ અમિનાની ખાત્રી થઈ. તે બદમાશ ખુલ્લો જવાબ ન આપતાં માત્ર "હૂં" "હૂં" જ કરતો તેનું કારણ પોતે અવાજ ઉપરથી ઓળખાઈ જવાની બીક હોવી જોઇએ એમ અમિના સમજી. હવે શું કરવું તેની મોટી પંચાત પડી.

દોલતરાવ બોલ્યો: "આમ ગભરાયે કાંઈ દહાડો વળશે નહિ. હવે તેમની પાછળ જવું જ જોઇએ. પણ મારી પાસે ઘોડો નથી, એ જ એક મોટી ચિંતાનું કારણ છે. બીજો ઘોડો વેચાતો લેવા જેટલા મારી પાસે પૈસા પણ નથી; નહિતો—"

અમિના વચ્ચમાં બોલી: "પૈસા હોય તો અત્યારે બીજો ઘોડો વચાતો મળે ખરો ?"

"હા, મહેનત કરીએ તો મળે."

"વારૂ, ત્યારે લો, આ મારો હાર. અત્યારે તો પગપાળા જાઓ અને નજીકના ગામમાંથી ઘોડો લઈ લેજો. સુવર્ણગઢમાં વધારે વાર રોકાવું સલામતીભર્યું નથી." એમ કહી અમિનાએ પોતાના ગળામાંથી એક જડાઉ દાગીનો કાઢીને તે દોલતરાવના હાથમાં મૂક્યો અને સચિંત થઇને તુરત જ તે કિલ્લા તરફ ફરી. દોલતરાવ જરા પણ વખત ન ગાળતાં ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાંથી નીકળીને અમિના ગુલબહારના મહેલમાં આવી પહોંચી. તેણે બારણામાં પગ મૂક્યો કે તરત જ રહમખાનના મુખમાંથી નીકળેલા શબ્દો તેણે સાંભળ્યા: "ચાલ નૂર! બાંધ તેના હાથ પગ; અને આ ફકીરના વેશમાં આવેલા દુષ્ટ ધીરસિંગને પણ કેદ કરવાને બે નોકરોને બોલાવ!"

અમિનાએ જઇને જોયું કે ગુલબહાર બેભાન સ્થિતિમાં ભૂમિપર પડેલી હતી. તેના ચહેરા તરફ ચિંતાતુર વદનથી દૃષ્ટિ કરતો ધીરસિંગ ફકીરના વેશમાં ઊભો હતો. નૂર ચમત્કારિક મુખમુદ્રાથી આ સઘળું જોઇ રહી હતી અને રહમખાન સંતપ્ત મુખમુદ્રાથી ગુલબહાર સામે નજર કરી રહ્યો હતો. આ પ્રકાર જોતાં જ અમિના આશ્ચર્યથી અચકાઇને ઊભી રહી.

ધીરસિંગ કપાળે હાથ દઇને બોલ્યો: "સાધ્વી! ખરેખર, તેં કહ્યું હતું તે પ્રમાણે જ થયું! દુશ્મને પૂરેપૂરૂં વેર લીધું!" અમિના તરફ વળીને તે બોલ્યો: "અમિના! તેને ઉચકીને જરા પલંગપર સુવાડ અને થોડું પાણી લઇ આવ." ગદ્‌ગદ્ કંઠે ધીરસિંગથી એ શબ્દો બોલાયા.

"ખબરદાર, અમિના! તેમાંનું કાંઈ પણ કરવાનું નથી." રહેમખાન અમિનાને મના કરતો એકદમ બોલી ઉઠ્યો.

"પણ, ખાનસાહેબ—" ધીરસિંગ આગળ બોલવા જતો હતો. પણ રહમખાને તેને બોલવા દીધો જ નહિ. તે બોલી ઉઠ્યો : "ધીર-સિંગ! હું તને કદાપિ માનનાર નથી. બે સબળ પુરાવા હોવા છતાં હજી બોલતાં તને શરમ આવતી નથી?"

ધીરસિંગ બોલ્યો : "પણ એક વાર આપ મારૂં કહેવું તો સાંભળો! ખરેખર, આપને પછી પસ્તાવો થશે."

રહમખાન તેના બોલવાથી કંટાળતો હોય તેવી રીતે કસાણું મ્હોં કરીને બોલ્યો : "બસ, સમજ્યો. હવે બસ થયું. તેની વીંટી તારી પાસે છે અને તારા હાથ દસ્કતનો પત્ર તેની પાસે છે એથી વધારે કોઈ પણ સાબીતીની જરૂર નથી. તે બે પુરાવા જ તમારો દુષ્ટ સંબંધ પુરવાર કરવાને બસ છે. તું ફકીરના વેશમાં આજે તેને નસાડી જવાને જ આવ્યો છું, તે શું હું નહિ સમજતો હોઉં? શું તું મને મૂર્ખ સમજે છે? ઠીક થયું કે એક ભવિષ્યવાદી મહાત્માએ મને અગાઉથી ચેતાવ્યો, નહિ તો આજે તમે મારી આંખો આંજીને નાસી જનાર હતાં."

"પણ આ વીંટી મારી પાસે કેવી રીતે આવી તે તો આપ સાંભળો—" ધીરસિંગ બોલ્યો.

"હું સાંભળવા માંગતો નથી. વીંટીની વાત એક બાજુએ રહી: પણ કહે, આ પત્રના અક્ષર તારા ખરા કે નહિ?"

"હા, પણ તે પત્ર—"

"બસ, થયું. તારા દુષ્ટ મ્હોંના શબ્દો હવે વધારે વાર મને નહિ સંભળાવ. નૂર! હવે વાર થવી જોઇએ નહિ. જલ્દી તેના હાથ પગ બાંધ."

ધીરસિંગ કઠોર સ્વરે બોલ્યો : "આપના શબ્દો સાંભળીને મારૂં હૃદય છેદાઈ ભેદાઇ જાય છે. મારી હાજરીમાં હું મારી બ્હેનને દુઃખી થવા દઇશ નહિ. આપ તેના પતિ છો, મારા મુરબ્બી છો અને આપના મુરબ્બીપણા નીચે મારો અને તેનો ભાઇ બ્હેનનો સંબંધ થયો છે, પણ એક પવિત્ર સ્ત્રીને દુઃખી થએલી હું જોઇ શકીશ નહિ! આપ અવિચારપણે તેનો ત્યાગ કરો છો, પણ હું મારા ભ્રાતૃભાવનો ત્યાગ નહિ જ કરૂં. સાહેબ! હું એક વાર ફરીથી કહું છું કે ગુલ-બહાર સાધ્વી છે. મારા અને તેના મનમાં વિશુદ્ધ પ્રેમ સિવાય બીજો એક પણ કુવિચાર હજી સુધી આવ્યો નથી."

"બસ, હવે એ તારી ટકટક જવા દે." એમ કહીને તેણે સિપાઇઓને બોલાવી બેભાન ગુલબહારને એક ઓરડામાં તથા ધીરસિંગને બીજા ઓરડામાં, એ પ્રમાણે બન્નેને કેદ કર્યાં! અમિના—ગભરાએલી અમિના આ સઘળું અશ્રુપૂર્ણ આંખોથી જોઇ જ રહી!

## પ્રકરણ ૨૧ સું.

### અણ્ણાજી પંત.

सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।
न नित्यं लभते दुःखं न नित्यं लभते सुखम् ॥

અર્થ—સુખની પછી દુઃખ અને દુઃખની પછી સુખ મળે છે. નિત્ય દુઃખ મળતું નથી કે નિત્ય સુખ પણ મળતું નથી.

વાસ્તવિક રીતે કહેતાં અતિરમ્ય નહિ અને રૂક્ષ પણ નહિ એવા એક મેદાનવાળો તે પ્રદેશ હતો. એક બાજુએ જોતાં દૃષ્ટિમર્યાદાના અંત સુધી લીલાં લીલાં ખેતરો જ જોવામાં આવતાં હતાં અને બીજી બાજુએ જ્યાં ત્યાં ઉંચી નીચી ટેકરીઓ અને પત્થરની ખોપો ને ખોપો જોવામાં આવતી હતી. એક તરફ એક નિર્મળ જળનું ઝરણું મંદ મંદ ધ્રાપ કરતું અને સર્પની પેઠે વાંકું ચુંકું વહ્યું જતું હતું, તથા તેના બન્ને તટ ઉપર હાથમાં હાથ ઘાલીને મૈત્રીપૂર્વક ઊભેલાં વૃક્ષો જોવામાં આવતાં હતાં. ઉંચે આકાશ તરફ નજર કરતાં ચીં ચીં કરીને આસપાસના સ્થળને ગજાવી મૂકતું પોપટનું યૂથ જોવામાં આવતું હતું. ઝરણાની નજીકમાં નાના પ્રકારની વૃક્ષવેલીથી વિભૂષિત થએલું સ્થળ જોવામાં આવતું હતું, ત્યારે ખુલ્લા મેદાનમાંની ટેકરીઓપર કોઇ કોઇ અપરિચિત અને જંગલી ઝાડોનું જૂથ આસપાસના નિર્જન પ્રદેશમાં કુદરતની ચમત્કૃતિ દર્શાવતું ઊભું હતું. ખેતરોમાં જીવતોડ મહેનત કરનારા ખેડૂતો અને તેમનાં અભણ બાળકોની રમતગમતો, ખેતરોની વાડમાં ચરતાં જાનવરો અને ગાય ભેંસનાં પૂંછડાં આમળીને રમત કરવા સાથે પોતાનું કાર્ય બજાવતા આનંદી રબારીઓ, ટેકરીપરની ઝાડીમાં એકલી પણ આનંદથી અને ચપળતા સાથે ચરેણ કરતી બકરી તથા તેનાં બચ્ચાંની સ્વચ્છંદી રમત કોની દૃષ્ટિને રમણીય લાગ્યા સિવાય રહે?

આવા પ્રદેશમાં સુવર્ણગઢના તુરંગમાંથી નાસી છૂટેલો વૃદ્ધ મરાઠો કેદી અણ્ણાજી પંત આવી ચડ્યો. તે સુવર્ણગઢથી ઘણે દૂર

આવી પહોંચ્યો હોવાથી હવે તેને પકડાઇ જવાનો કાંઇ ભય રહ્યો નહોતો. તે આસપાસના પ્રદેશનું સૃષ્ટિસૌંદર્ય જોતો જોતો, કોઈ સુસ્થળે વિરામ લેતો અને જે કાંઇ ખાવા જેવો કાચો પદાર્થ મળે તે ખાતો ખાતો ચાલ્યો જતો હતો. તુરંગમાં રહીને કુદરતના બહારના દેખાવો જોવામાંથી લાંબા વખત થયાં બેનસીબ રહેલા અણુાજીના હૃદયમાં અત્યારે સૃષ્ટિસુંદરીનું સહાસ્ય મુખ જોઇને જ આનંદનાં મોજાં ઉછળતાં હતાં તથા ગાનના રૂપમાં બહાર પડીને દિગ્દિગાન્તરમાં વ્યાપી ગયાં હતાં. તેનો કંઠ મધુર હતો, તેમ જ ગાવાની કળામાં પ્રવીણ હોવાથી જ્યારે તે કોઈ વિરામસ્થળમાં બેસીને આનંદના ઉદ્ગારોને ગાનરૂપે બહાર કાઢતો, ત્યારે પવન અને પક્ષીઓ પણ સ્થિર બની જતાં હોય, તેવી રીતે સર્વત્ર શાંતિ અને શાંતિ જ વ્યાપ્ત થયેલી જોવામાં આવતી.

ચાલતાં ચાલતાં જળઝરણ પાસે આવી પહોંચતાં તેને ત્યાં થોડી વાર વિરામને માટે થોભવાનું ઉચિત લાગ્યું. પવનની મંદ મંદ લહરિથી નજીકનાં ખેતરોમાંના છોડવા નીચા નમીને પુનઃ ઉન્નત થતા હતા. વૃદ્ધ અણુાજીને તે દેખાવ અતિરમ્ય લાગ્યો. જાણે કે તે પોતાનો સત્કાર કરતા હોયની, તેવી રીતે થોડી વાર નીચા નમીને પુનઃ ઊભા થતા છોડવાઓ જોઇને અણુાજી આનંદથી આકર્ષાયો અને અને થોડી વાર તે સુંદર પ્રદેશ નિહાળતો બેઠો. તેના ગંભીર ચહેરાપર બુદ્ધિમત્તા અને શૂરતાની છાપ ખુલ્લી રીતે જોવામાં આવતી હતી.

મનુષ્ય જ્યારે નિશ્ચલ સ્થિતિમાં બેસે છે, ત્યારે તેને ભૂતકાળનું સ્મરણ થયા સિવાય રહેતું નથી. પોતાના ભૂતકાળના આયુષ્યક્રમમાં બનેલા અનેક સારા-નરસા પ્રસંગોનાં ચિત્રો તેની આંખોની સામે તરવરી રહે છે. અણુાજીની પણ તેવી જ સ્થિતિ થઇ. તે એક વૃક્ષની નીચે બેઠો કે તરત જ ચિત્તની પ્રસન્નતાથી ઉત્પન્ન થએલી આનંદની છટા તેના ચહેરાપરથી અદૃશ્ય થઈ અને તે સ્થળે ગંભીરતાની છાપ આવી બેઠી. ત્યાર પછી દુઃખની છાયા દર્શન દેવા લાગી. તે દુઃખિત મુદ્રાથી આમ તેમ જોતો બોલ્યો: "કેટલે-કેટલે દિવસે મને આ બહારની સ્વચ્છ હવા મળી ? આ લીલાં ક્ષેત્રો, વૃક્ષો, આ મન્દ મન્દ વહતું ઝરણ, આ ટેકરીઓ, આ જાનવરો, આ ખેડૂતો, આ આનંદી રબારીઓ એ સઘળું અત્યારે મને કેટલું રમણીય લાગે છે ? જાણે કે મેં પૂર્વે કોઈ વાર તે સઘળું ન જ જોયું હોયની ? ! અહાહા ! પોતાનાં જાનવરોને તેમના કામમાં ઉત્તેજન આપવાને ગાવામાં આવતાં ખેડૂતોનાં ગાયનો, ભોંયને ખોદી કાઢતા હળનો કરકરાટ, ચિલબિલ કરતાં પક્ષીઓનો કલરવ, એ સઘળું કાનને કેટલું આનંદદાયક લાગે છે ? !

આ પ્રદેશમાં હું કેટલીએ વાર આવ્યો હોઇશ, ફર્યો હોઇશ અને રહ્યો પણ હોઇશ, પણ તે વખતે મેં આ એકકે બાબત ઉપર લક્ષ આપ્યું હતું ? તે વખતે એક પણ વસ્તુ મને સુંદર લાગતી હતી શું ? આજે પ્રત્યેક વસ્તુમાં મને કાંઇક અજબ જાદૂ ભરેલો લાગે છે. આ સંધ્યાની વાયુલહરિ મારા શરીરને કેટલું સુખ આપે છે ? આ ખેતરોને પણ તે વાયુલહરિથી આનંદ થતો હોય તેમ લાગે છે, કારણકે તે સુદ્ધાં તેનાથી ડોલી રહ્યાં છે ! સ્વચ્છંદી પક્ષીઓ પોતાના માળા તરફ દોડી રહ્યાં છે ! તે કેટલાં આનંદી દેખાય છે ? તુરંગમાં–બાદશાહ ઔરંગઝેબના નરકાવાસમાં હું હતો, ત્યારે મારા માથાપર થઇને હજારો પક્ષીઓ ઉડી જતાં મેં જોયાં હશે, પણ તે વખતે તેમને જોઇને મને આનંદ થતો ન હતો, કારણકે હું પરતંત્ર હતો–નરકાવાસમાં હતો; પણ આજ હું આ આકાશમાં સ્વચ્છંદવિહારી વિહંગોના જેવો સ્વચ્છ છું. હું મુક્ત છું, તેથી જ મને તે સઘળું જોવામાં આનંદ થાય છે. પાંજરામાંનાં પક્ષીઓની શું સ્થિતિ થતી હશે તે હવે હું સારી પેઠે સમજી ચૂક્યો. માત્ર ફેરફાર એટલો જ કે પક્ષીઓને પાંજરામાં ખાવા-પીવાનું સુખ હોય છે, ત્યારે કેદીઓને તો તે સુખ પણ હોતું નથી; પરન્તુ પાંજરામાં રહ્યાં રહ્યાં દાડમના દાણા તેમને પણ મીઠા લાગતા નથી તથા પાણી વિષના જેવું લાગે છે ! તે પાંજરૂં તેને મૃત્યુના જેવું દુ:ખકર ભાસે છે. બરાબર છે. સ્વતંત્રતામાં જે કાંઇ સુખ રહેલું છે તે પાંજરામાં મળતું નથી. ધીમે ધીમે વહેતાં ઝરણાંનાં પાણી, જંગલમાંનાં ફળ અને બીયાં તેમને સ્વર્ગીય અમૃત કરતાં પણ મીઠાં લાગે છે. તેથી જ પુરાએલાં પક્ષીઓ પાંજરામાંથી છૂટી જવાને–નાસી છૂટવાને ફાંફાં માર્યા કરે છે. તુરંગમાં મારી પણ તેવી જ સ્થિતિ હતી, પરન્તુ ઇશ્વરની કૃપાથી હું આ ભૂલોકના નરકાવાસમાંથી છૂટો થયો ! પુન: તેમાં ન સપડાઉં એટલે થયું. આજે હું સ્વતંત્ર છું એટલે પ્રત્યેક વસ્તુ મને રમણીય લાગે છે. એ જ મારી સ્વતંત્રતા કાયમ રહો ! અહાહા ! આ પોપટનું યૂથ ! આકાશમાં કેવું આનંદથી દોડ્યું જાય છે ? ! જાઓ, જાઓ, વિનોદી પક્ષીઓ, હમેશાં એવાં જ સ્વતંત્ર રહેજો !"

આનંદના ઉદ્‌ગારો કાઢતા અણ્ણાજીનું હૃદય વિશેષ આનંદી થયું અને પોતાની આસપાસની સઘળી સૃષ્ટિ તેને ફેરવાઇ ગએલી લાગી. આકાશમાં અસ્ત પામતા સૂર્ય તરફ જોઇને તે બોલ્યો: "હે સૂર્ય નારાયણ ! આજસુધી કેદમાં રહીને કેવળ નિત્ય કર્મ જાણીને તને અર્ઘ્ય આપતો હતો, પરંતુ આજ આ ઝરણામાં બેસીને સંધ્યાકાળની સ્વચ્છ હવાનું સેવન કરતાં હું તને આનંદ સાથે અર્ઘ્ય આપું

છું." એમ બોલતો તે ઉઠયો અને તેની મુખમુદ્રા પુનઃપ્રસન્ન થઇ. તે ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યો તો એક ખેતરની વાડમાં એક ઘોડેસવાર તરફડતો તેના જોવામાં આવ્યો ! તેના માથામાં એક ઘા પડેલો હતો અને પગ કેવળ તૂટીને છૂટો પડયો હતો. લોહીથી તેનાં સઘળાં કપડાં ભીંજાઈ ગયાં હતાં. તેના પ્રાણના ઉત્ક્રમણની વેળા કેવળ નજદીક આવી હોય તેમ લાગતું હતું. તેનો ઘોડો તેની પાસે દેખાતો નહોતો. તે ઘોડેસવારને આ સ્થિતિમાં જોઇને અણ્ણાજી ચકિત થઇને ક્ષણભર સ્તબ્ધ ઊભો રહ્યો. તે તે સવારની તદ્દન નજીકમાં ગયો, એટલામાં તે સવારે "યા અલ્લા" કરીને પ્રાણ છોડયો. અણ્ણાજીએ વિચાર્યું: "અહો ! કોઈ મુસલમાન જણાય છે ! કાંઇ પાપનું ફળ જ તેને મળ્યું હશે !" એમ વિચારતાંની સાથે અણ્ણાજીએ તે સવારનાં લોહીથી ખરડાએલાં કપડાં કાઢીને ફેંકી દીધાં અને તેની અંદરનાં બીજાં કપડાં કાઢીને પોતે પહેરી લીધાં. પાસે પડેલી તે સવારની તલવાર તેણે પોતાના હાથમાં લીધી, હાથમાં તલવાર આવતાં જ અણ્ણાજીની મુખમુદ્રાપર કાંઇ અલૌકિક તેજ ચમકવા લાગ્યું.

એટલામાં પાછળથી કોઇએ આવી કહ્યું: "અલ્યા ઓ જમાદાર ! યાર ! આ તારો ઘોડો તો સંભાળ ! મારૂં આખું ખેતર ખરાબ કરી નાંખ્યુંને?" અણ્ણાજીએ પાછળ ફરીને જોયું તો એક ખેડૂતને તેના હાથમાં ઘોડાની લગામ પકડીને ઊભેલો દીઠો.

"વારૂ, વારૂ, અહીં લાવ." અણ્ણાજીએ કહ્યું. ખેડૂત ઘોડાને દોરી નજીક આવતાં જ સવારનું મુડદું જોઇને ચમક્યો. તે અણ્ણાજીને ડરાવતો બોલ્યો: "હાં, બદમાશ ! તેં ખૂન કર્યું છે?"

"અણ્ણાજીએ આંખો કાઢીને કહ્યું: "ચૂપ રહે, નહિ તો તેના જેવા જ—"

ખેડૂત જરા ગુસ્સાથી બોલ્યો: "અરે લુચ્ચા ! યાદ રાખ—"

"કેમ રે ? તારી ઇચ્છા પણ તે સ્થિતિએ પહોંચવાની છે કે શું ?" એમ કહીને અણ્ણાજીએ જોરથી તે ખેડૂતના પડખામાં એક ગુસ્તો માર્યો. બિચારો ખેડૂત બેવડ વળીને ભોંયપર બેસી ગયો ! હાથમાંથી ઘોડાની લગામ છૂટી ગઈ. અણ્ણાજીએ સત્વર તે ઘોડાપર સવારી કરી અને તેને દોડાવી મેલ્યો. ખેડૂત તેની તરફ જોતો જ રહ્યો અને અણ્ણાજીના ગુસ્તાની કળ વળતાં પોતાને કામે લાગ્યો.

ઘોડો ઘણી વાર સુધી ખેતરમાં ચરીને તાજો થયો હોવાથી અણ્ણાજીની મુસાફરીમાં તે બહુ જ મદદગાર થઇ પડયો. પહેલાં અણ્ણાજીનો વિચાર કોઈ ગામડામાં એકાદ બે દિવસ રોકાવાનો હતો,

પણ હવે ઘોડો મળી જવાથી તેણે પોતાનો પ્રવાસ આગળ ચાલુ જ રાખ્યો. પોતાના સંરક્ષણને અર્થે હાથમાં તલવાર હોવાથી હવે તેને કોઈનો ભય રહ્યો નહોતો.

સૂર્યાસ્ત થયાને ઘણો વખત વ્યતીત થઈ ગયો હતો. અતિગાઢ અંધકાર ફેલાએલો હતો, તોપણ અણ્ણાજીએ આગળ ને આગળ ચાલ્યા કર્યું. ઘોડાની ગતિ કિંચિત્ મંદ થઈ હતી. થોડી વારમાં એક ગામના દીવા તેણે દૂરથી દેખ્યા અને ત્યાં આગળ રાત્રિવાસ કરવાનો અણ્ણાજીએ વિચાર કર્યો. આ વખતે તે પોતાના ઘોડાને કેવળ શાંતપણે ચલાવતો હતો. એટલામાં બાજુની ઝાડીમાંથી એક ઘોડેસવાર આગળ ધસી આવ્યો અને તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી. તે બોલ્યો: "ચાલ, સામો થા, ડોકરા! હવે હું તને અહીંથી જીવતો જવા દેનાર નથી."

ધસી આવનાર ઘોડેસવાર એક મરાઠો હતો. અણ્ણાજીએ જાણ્યું કે પોતે પહેરેલાં મુસલમાન સિપાઈનાં કપડાં ઉપરથી આ મરાઠી સવાર લડવા તૈયાર થયો છે, પણ તેને ખરી હકીકતથી જાણીતો કરવો જોઈએ. તે બોલ્યો: "મને વૃદ્ધને લડવાનું તું આમંત્રણ કરે છે, પણ મહારાજા **શિવાજી**ની વૃદ્ધાવસ્થાને શું તું ભૂલી ગયો છું?"

પેલો સવાર બોલ્યો: "શું તમે મરાઠી સિપાઈ છો?"

"તેનું તારે શું કામ છે? હું મરાઠો હોઉં તોપણ શું? સઘળા મરાઠાઓ કાંઈ સરખા હોતા નથી!"

"નહિ, નહિ, તમારા પોશાક ઉપરથી હું તમને મુસલમાન માનું છું, પણ તમારૂં બોલવું-ચાલવું એક મરાઠાના જેવું જ છે."

"ત્યારે સાંભળ, હું એક મરાઠો બ્રાહ્મણ છું; સદ્ભાગ્યે સુવર્ણગઢના કેદખાનામાંથી નાસી છૂટયો છું અને હવે મરાઠી રાજ્યની સેવા બજાવવાને ઉત્સુક છું. મારૂં નામ **અણ્ણાજી** પંત છે."

"ઓહો! મહારાજા **રાજારામ**ના વફાદાર સેવક **અણ્ણાજી** પંત આપ જ કે? ધન્ય છે આપની સ્વામિભક્તિને! જીવને જોખમે પણ આપે મહારાજા **રાજારામ**ને મદદગાર રહ્યા હતા અને વૃદ્ધ થયા છતાં પણ મરાઠી રાજ્યની સેવા બજાવવાને તૈયાર છો! આપના જેવા સ્વામિભક્તો સિવાય મરાઠી હકુમતનો ફેલાવો કદાપિ થાય નહિ અને મોગલોને મ્હાત કરી શકાય નહિ!" તે સવાર બોલ્યો.

"તું ક્યાં જાય છે?" **અણ્ણાજી**એ એક સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"હું **પન્હાળગઢ** તરફ જઉં છું. ત્યાં હાલમાં ગાદી રાખવામાં આવી છે. અમાત્યનો હું એક વિશ્વાસુ નોકર છું. તેમણે મને **સતારા**

આતે તપાસ કરવાને મોકલ્યો હતો. મહારાણી **તારાબાઇનો** વિચાર **સતારા** ઉપર ચડાઈ કરવાનો છે એટલે હું **સતારાની** સ્થિતિ તપાસવા ગયો હતો."

"કેમ? ત્યાંની સ્થિતિ કેવી છે?" **અણ્ણાજીએ** પૂછ્યું.

"બંદોબસ્ત ઘણો સખ્ત છે. લશ્કર મોટું પડ્યું છે. હુમલો લઇ જઇએ તો ફાવી શકીએ તેમ નથી. પણ જે સરદાર હાલમાં ત્યાં છે તે બાદશાહ તરફ ગયો છે અને નવો સરદાર આવનાર છે, તેનો બંદોબસ્ત કેવો રહે છે, તેના ઉપર મરાઠી લશ્કરે વિચારવાનું છે."

"**સતારાવાળો** સરદાર બાદશાહ તરફ ક્યારે ગયો?"

"હું અને તે સરદાર બન્ને સાથે નીકળ્યા. માર્ગમાં તેના એક સિપાઇને મારાપર વ્હેમ આવ્યો એટલે તે મારી પાછળ પડ્યો. છેવટે એક ખેતરમાં અમારા વચ્ચે લડાઈ થઇ અને હું તેને ઘાયલ કરીને નાસી આવ્યો. તમારો પોશાક અને ઘોડો તે સરદારના જેવો જ છે, એટલે મેં ધાર્યું કે તે સિપાઇ ફરીથી મારી સાથે લડવા આવ્યો."

"ઠીક! તે મરેલા સિપાઇનો પોશાક જ મેં પહેરી લીધો છે! પણ સાંભળ, હું તને એક શિખામણની વાત કહું છું. તું શૂરો હોવા છતાં અવિચારી છે. વિચાર કર્યા વિના તું મારી સાથે એકદમ લડવાને તૈયાર થયો અને વિચાર કર્યા વિના તેં મહારાણી **તારાબાઇની** સઘળી ગુપ્ત વાત તથા ગોઠવણ મને કહી દીધી! તું દૂત છે. દૂતે તો પોતાનો ભેદ સગ્ગા બાપને પણ કહેવો ન જોઇએ. મને પણ તેં જે આ વાત કરી છે તે તેં ઠીક કર્યું નથી. હું તો મરાઠી રાજ્યનો સેવક છું એટલે તેં મને કહેલી વાત ઉપરથી કાંઈ નુકસાન થવાનો સંભવ નથી, પણ તારે તારી ફરજને અનુસરીને મને પણ તે વાત કહેવી જોઇએ નહિ. સામા માણસ સંબંધે પૂરતી માહિતી મેળવ્યા વિના તેને વાત કરવાથી ભવિષ્યમાં કદાચ તે જ આપણો શત્રુ થઇને નાશ કરનાર નીવડે છે. તેટલા માટે જ્યારે તું મરાઠી રાજ્યનો વિશ્વાસુ નોકર છે, ત્યારે હું તને સૂચના કરૂં છું કે જેમ બને તેમ તારે તો મૌન જ રહેવું જોઇએ."

"ખરેખર, આપનું કથન સત્ય છે. મેં ભૂલ કરી છે અને તે હું કબૂલ કરૂં છું. આપ હવે ક્યાં જશો?"

"તે હું તને કહીશ નહિ; જા, મહારાણી **તારાબાઇને** કહેજે કે **અણ્ણાજી** છૂટો થયો છે અને તે મરાઠી રાજ્યની સેવા બજાવવામાં જ પ્રવૃત્ત થએલો છે." એમ કહીને **અણ્ણાજી** ચાલતો થયો. તેણે **પંઢરપુર** તરફ પોતાની ગતિ કરવા માંડી.

## પ્રકરણ ૨૨ મું.

### ખેડૂતની ઝુંપડીમાં રાજદ્વારી મસલત.

સીતા સતીની ધવલ કીર્ત્તિના જેવું સુરમ્ય પ્રભાત ખીલી નીકળ્યું હતું. ઠંડીની ઋતુ ચાલી ગઈ હોવાથી મંદમંદ વહતા શીતલ વાયુએ ઠંડીનું સ્થાન લીધું હતું. અત્યારે અણ્ણાજી પોતાના ઘોડાપર આખી રાત મુસાફરી કરી એક રમ્ય પ્રદેશમાં આવી પહોંચ્યો. આ પ્રદેશ પહેલાંના પ્રદેશ કરતાં વિશેષ રમણીય હતો. ઠેકાણે ઠેકાણે લીલાં ખેતરો કુદરતના સૌંદર્યમાં વૃદ્ધિ કરતાં હતાં. કોઇ ખેડૂતો પોતાના ખેતરમાં કોઈ ન પેસી જાય તેટલા માટે થોરની વાડ કરતા જણાતા હતા, ત્યારે કોઈના ખેતરમાં અનાજ લણવાનું કામ ચાલતું જણાતું હતું. કોઇ તો પોતાના માળાપર બેસીને ગોફણવડે પથરા ફેંકીને પોતાના ખેતરનું પંખીઓના બગાડમાંથી રક્ષણ કરતા હતા જ્યારે કોઇ પોતાના લાડકા બળદોને થાબડતા થાબડતા પ્રભાતિયાં ગાઇને તેમને ઉત્તેજન આપતા હતા. એકંદર રીતે પ્રત્યેક જણ કામમાં ગુંથાએલા જોવામાં આવતા હતા. પ્રભાતનો સમય હોવાથી દરેકની મુખમુદ્રા ઉપર પ્રસન્નતા જ જોવામાં આવતી હતી, તથા પ્રત્યેક જડ વસ્તુ રમણીય દેખાતી હતી. અણ્ણાજીના ચિત્તમાં અત્યારે પહેલાંના જેટલો આનંદ નહોતો, કારણકે મરાઠી રાજ્યની સ્થિતિ જાણવામાં આવ્યાથી તેની કાંઈ પણ સેવા બજાવવાની ચિંતા તેના ચિત્તમાં જન્મ પામી હતી. કેદમાંથી છૂટવાથી તેને અવર્ણનીય આનંદ થયો હતો, પણ તે આનંદ અત્યાર સુધી તેના ચિત્તમાં ટકી રહેલો જણાતો નહોતો. સ્વધર્મ અને સ્વરાજ્યના ખરા અભિમાનવાળા મરાઠાને તેની દુર્દશા થએલી સાંભળતાં કેમ આનંદ થાય? અણ્ણાજી એક ખરો ધર્મભક્ત અને સ્વરાજ્યભક્ત હતો. પન્હાળગઢ જેવા ગામડામાં રાજ્યગાદી છે અને સતારા મેળવવાને ફાંફાં મારવામાં આવે છે, એટલા ઉપરથી જ તે તેની દુર્દશા સમજી ચૂક્યો હતો. આ કારણથી તે આજુબાજુની સૃષ્ટિસુંદરતા ઉપર નજર ન કરતાં કાંઈ વિચાર કરતો ગંભીરપણે આગળ વધતો હતો.

એ પ્રમાણે ચાલતાં ચાલતાં તેણે સહજ પાછળ જોયું તો કેટલેક અંતરે ધૂળના ગોટા ઉડતા જોયા, અને તે સાથે ઘોડાના દાબડા પણ સાંભળવામાં આવ્યા. અણ્ણાજીએ થોડી વાર થોભીને પાછળ દૃષ્ટિ કરી તો એક ઘોડેસવારને આવતો જોયો. ઉડતા ધૂળના ગોટામાં ઘોડાપર બેઠેલા સવારને જોઈ શકાતો નહોતો. તેને જોતાં જ અણ્ણાજી

એકાએક ભડકયો અને આમ તેમ નજર કરી. થોડે છેટે એક ખેડૂતની ઝુંપડી તેના જોવામાં આવી. ઘોડાને ત્યાં આગળ છૂટો મૂકી દઇને અણ્ણાજી પેલા ખેડૂતની પાસે દોડી ગયો અને દીન વાણીથી બોલ્યો: "ભાઈ, તું હિંદુ દેખાય છે. હું એક ગરીબ બ્રાહ્મણ છું અને કૃપા કરીને સંતાવા માટે જગ્યા આપીશ ?"

ખેડૂત પોતાની કડબ કાપતો અટકયો અને અણ્ણાજીની સામે જોઇને બોલ્યો: "શું કહે છે ભાઈ! તારે સંતાવું છે શામાટે ?"

"મારી પાછળ એક મુસલમાન લશ્કર—" એમ કહીને તેણે પાછળ જોયું અને ગભરાતો ગભરાતો "અરે એ તો આવ્યો–" એમ બોલીને ખેડૂતની પરવાનગીની રાહ ન જોતાં ગભરાટ સાથે ઝુંપડીમાં પેસી ગયો. ખેડૂત દયાળુ હતો એટલે તેણે તેને રોકયો નહિ, તેમ જ તેને માંહે પેઠા પછી ફજેતી કરીને બહાર કાઢયો નહિ. એટલામાં પેલો ઘોડેસવાર આવી પહોંચ્યો અને તે ખેડૂતની ઝુંપડી પાસે જ પોતાના ઘોડાને ઊભો રાખીને ખેડૂતને પૂછવા લાગ્યો: "કેમ ભાઈ! અહીંથી એકાદું ગામડું કેટલું દૂર હશે ?"

ખેડૂત પોતાની કડબ કાપતો પુનઃ થોભ્યો. ઘોડેસવારને જોઇને તેણે માન્યું કે ઝુંપડીમાં સંતાએલા બ્રાહ્મણની પાછળ તે પડયો હશે. તે બોલ્યો: "આસપાસમાં આઠ–દસ કોસથી નજીક એકકે ગામડું નથી."

"વારુ, ત્યારે હવે આગળ વધવું ઠીક નથી" એમ મનમાં બબડીને તે સવારે ખેડૂતને કહ્યું: "ત્યારે મહેરબાની કરીને તારા ખેતરમાં થોડી વાર રહેવા દઇશ ? બપોર વીતશે એટલે હું મારે રસ્તે પડીશ."

પહેલાં તો તે ખેડૂતને તે સવાર અણ્ણાજીની પાછળ પડેલો જણાયો, પણ તેની મુખમુદ્રા, બોલવા ચાલવાની રીત વગેરેમાં સભ્યતા જોઇને અને તેનો પહેરવેશ મુસલમાન જેવો નહિ પણ હિંદુ જેવો જણાવાથી તથા તેની સાથે બીજું કોઈ માણસ કે લશ્કર નહિ જણાવાથી તેને પોતાની શંકા ખોટી લાગી. તે કોઈ કપટી માણસ હશે એમ તેને લાગ્યું નહિ. તેની વિનતિનો શું પ્રત્યુત્તર આપવો તેની મોટી પંચાત તે દયાળુ ખેડૂતને માથે આવી પડી. આ સઘળી વાતચીત ઝુંપડીમાં સંતાએલો અણ્ણાજી સાંભળતો હતો. તેણે એક બાંકામાંથી ગુપ્ત રીતે નજર કરીને જોયું તો તેને આશ્ચર્ય થયું! તે સવારને તેણે ઓળખ્યો હતો.

છેવટે લાંબો વિચાર કરીને તે ખેડૂત બોલ્યો: "ના ભાઈ, અહીં જગ્યા મળશે નહિ."

"કેમ વારુ ?" તે સવાર કિંચિત્ દુઃખી થઇને બોલ્યો: "મારો

"ત્યારે શું તમને કેદખાનામાં પડેલા સંકટનો બદલો તમે નહિ લો?" સાગરસિંહે કિંચિત્ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"મારે ઠેકાણે તમે હો તો શું કરો?" અણ્ણાજીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"મરાઠી રાજ્યમાં જઇને તેની મદદથી સુવર્ણગઢ લેવાની ખટપટ કરી મૂકું!" સાગરસિંહે અણ્ણાજી તરફ બારીકાઇથી જોતાં જોતાં કહ્યું.

"વારુ, હું તમને મળ્યો ન હોત તો તમે શું કરત?"

"હું મરાઠી રાજ્યના લસ્કરમાં નોકરી કરવાનો પ્રયત્ન કરત અને હજી પણ મારો તે જ નિશ્ચય છે. મોગલોનો સમાગમ ઇચ્છિવાયોગ્ય નથી અને હિંદુના પગની રજ પણ માથે ચડાવવી તે અમારો રજપૂતોનો પરમ ધર્મ છે. પરન્તુ આ વાતમાં મને જરા મુસ્કેલી દેખાય છે."

"શું મુસ્કેલી?" અણ્ણાજીએ પ્રશ્ન કર્યો.

"મને મરાઠાઓ પોતાની નોકરીમાં રાખશે કે નહિ તે એક વિચારવાજોગ પ્રશ્ન છે; કારણકે આજકાલ એવો મામલો ચાલી રહ્યો છે કે કોઇ કોઇના પર વિશ્વાસ રાખતું નથી."

"વારુ, હું તમને એકાદી મહત્ત્વની નોકરી બતાવું તો?"

"મારા પર તમારો વિશ્વાસ છે?" સાગરસિંહે એકદમ પૂછ્યું. ઉત્તરની રાહ ન જોતાં તે આગળ બોલ્યો: "પહેલાં મને કસોટીમાં લાવી જુઓ, અને પછી નોકરીની વાત. નોકરીના કાંઈ પણ બદલાની મને અપેક્ષા નથી. મુસલમાનો વિરુદ્ધ હિંદુઓની સેવા બજાવવી તે જ મારો હેતુ છે, અને બસ તે જ હેતુ પૂરો કરવાને આ સાગરસિંહનું જીવન છે, પંત!" છેલ્લા શબ્દો સાગરસિંહ મોટા જુસ્સાથી બોલ્યો. અણ્ણાજીને તેના પર કાંઇક વિશ્વાસ બેઠો.

"મરાઠી રાજ્યની નોકરી કરવાની આપની અત્યુત્કટ ઇચ્છા છે? અને કદાચ કાંઈ ભયંકર સંકટો આવ્યાં, તો?"

"તો હું તે આનંદથી સહન કરીશ."

"વારુ, ત્યારે સાંભળો. હવે હું તમારી સાથે વિશ્વાસપૂર્વક વાત કરું છું. પ્રથમ આપણે વેશ બદલાવવો જોઇશે અને પછી હું કહું તેમ તમારે કરવું પડશે. થોડા વખતમાં હું એક મોટું કામ હાથમાં લેનાર છું અને તેમાં તમારે પૂર્ણ સાહાય્ય કરવી જોઇશે."

"આપનું સઘળું કથન મારે કબૂલ છે. તમે ગુરુ અને હું ચેલો. પણ સાંભળો! એકાદો લડવાનો પ્રસંગ તો અવશ્ય લાવવો, હો!"

"વારૂ, તમારા હાથને લાંબા વખત થયાં લડવાની ચેળ થઇ આવી હશે, તે આ રીતે પૂરી થઇ શકશે." અણ્ણાજીએ હસતાં હસતાં કહ્યું. ત્યારબાદ બન્નેએ મુસલમાન ફકીરનો વેશ લીધો અને આગળ પ્રયાણ કર્યું. સાગરસિંહે પોતાનો ઘોડો તે દયાળુ ખેડૂતને તેણે કરેલી મેમાનગીરીના બદલામાં ભેટ આપી દીધો.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### નમ્યો અને નાઠો!

Kaum Bukhsh * * * now contrived to obtain the Emperor's consent for opening a nagotiation with Dhunnajee Jadow. * * * * He broke off the negotiation, and recalled his ambassador, who was attacked soon after he left the Mahratta camp.

*Grant Duff*

પ્રતિદિવસ મોગલ લશ્કર વધારે ને વધારે મુશ્કેલીમાં સપડાતું જતું હતું. રામચંદ્ર પંતે બાદશાહ ઔરંગઝેબના લશ્કરની પાછળ ને પાછળ મુસાફરી કરવા માંડી હતી અને છૂટી છવાઈ મોગલ ટુકડીઓને લૂંટી લેવાનું પોતાનું કામ ચાલુ રાખ્યું હતું. પૈસાના લોભથી મરાઠાઓની જાળમાં ફસેલા કેટલાક મોગલ સરદારો બાદશાહની હીલચાલના ખબર પંતને આપી જતા હતા અને તેથી પંતને પોતાના સૈનિકોની સગવડ રાખવાનું તથા લૂંટફાટ ચલાવવાનું ઠીક અનુકૂળ પડતું હતું. ભેટો અને નજરાણાથી ખુશ કરવામાં આવેલા મોગલ સરદારે મરાઠાઓ સાથે સલાહ કરવાની વાતચીત પણ ચાલુ કરી હતી. તે સરદાર શાહજાદા કામબક્ષનો મિત્ર અને માનીતો હતો. રોજ ને રોજ, મરાઠાઓ સાથે સલાહ કરવાથી આપણને લાભ છે અને કેટલાક મરાઠાઓ તારાબાઇથી નાખુશ થયા છે, તેઓ આપણી સાથે જોડાઈ જશે, એવી એવી સૂચનાઓ તે કામબક્ષના મગજમાં ઠસાવવા લાગ્યો. પોતાની મુશ્કેલીમાં ધીમે ધીમે વધારો થતો જોઇને અને નાના મોટા કિલ્લાઓ મરાઠાઓ પુનઃ પોતાને કબ્જે કરી લેતા જોઇને કામબક્ષને છેવટે તે સરદારની સલાહ રૂચી. તેણે બાદશાહને સમજાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

શરૂઆતમાં બાદશાહને તે રૂચ્યું નહિ. તેણે કહ્યું: "કામબક્ષ! આજસુધી મેં જે કાંઈ રચ્યું છે તેમાં હવે ધૂળ ભેળવવાની મારી ઇચ્છા નથી. મરાઠાઓ દગાબાજ છે. તેઓ આપણે શરણે આવવાની વાત

"નહિ, નહિ, ત્યારે તો તે કારણ મારે અવશ્ય જાણવું જોઇએ. બોલ, તું કેમ રડે છે ? શું હું કામબક્ષને કેદ કરવાનું કહું છું તેથી તું રડે છે ?"

"નહિ, ખુદાવિંદ ! મને એ જ વિચાર થાય છે કે આજકાલ વીશ વીશ વર્ષ થયાં આપ નામવર મરાઠી મુલકમાં પડયા રહ્યા છો અને અમે તમારી સાથે જ ભટક્યાં કરીએ છીએ. આપ નામવરે લડાઇઓની ચિંતામાં ને ચિંતામાં આપના શરીરને સૂકવી નાંખ્યું અને નિરાંતે ઉંઘ પણ લીધી નહિ ! નામવર, આપ એટલું તો વિચારો કે શું આ જીંદગી હમેશાં લડાંઇટંટામાં પસાર કરીને ચિંતામાં, શોકમાં અને હારજીતના આવેશોમાં જ ગાળ્યાં કરવી ? હું શાહનશાહે-હિંદોસ્તાંની એક માનીતી બેગમ બની, છતાંએ શું ? અને આપ શાહનશાહ બન્યા, છતાં શું આપના નસીબમાં નિરાંતે ઉંઘવાનું તો કદાપિ નહિ જ ?! આમ ને આમ હાય-અફસોસ કરતાં મરી જઇશું અને ભવિષ્યમાં શું થશે-હાય અફસોસનું સારૂં ફળ આવશે કે ખરાબ, તે જોવાને આપણે ક્યાં બેસી રહેવું છે ? માટે મારા પર મહેરબાની કરીને હવે કાંઇક સમાધાની થાય તેમ કરો અને દિલ્હી તરફ પાછા ફરો !"

ઉદયપુરીબાઇએ આંખમાં આંસુ સહિત બાદશાહને કહેલી વાત તેના હૃદયમાં કાંઇક ઠસી ખરી. તેને બેગમનું કહેવું સાચું જણાયું. લડાઇથી, એક વાર હાથમાં આવેલા કિલ્લા ફરીથી મરાઠાઓના હાથમાં જવાથી, મરાઠાઓની લૂંટફાટ, પંજવણી અને છાવણીમાં આવતા ખોરાકી સામાનની અટકાયતથી અને પોતાના સૈનિકોમાં પણ આ લાંબા વખતના વિગ્રહથી આગળ પાછળ ઉત્પન્ન થએલો અસંતોષ તેના જાણવામાં આવી ચૂક્યો હોવાથી ઔરંગઝેબ હવે થાક્યો હતો. બીજાને મ્હોંએ તે હિમ્મતભર્યા શબ્દો ઉચ્ચારતો અને બોલતો કે "શું હું કાયર થયો છું ? શું હું નામર્દ છું ?" પરન્તુ અંતરમાં તે પોતાની ખરી સ્થિતિ સમજતો હતો. પોતાના અંતરની સ્થિતિને બેગમનું કથન પુષ્ટિ આપતું જણાવાથી ઔરંગઝેબને તે ગમ્યું. તેણે ગંભીર અને ચિંતામગ્ન વદન સાથે બેગમને પૂછ્યું :-"કેવી રીતે સમાધાની કરવાની તું સલાહ આપે છે ?"

બાદશાહની પ્રકૃતિ ઉપર પોતાની દલીલોનો વિજય થએલો જોઇને ઉદયપુરીબાઇમાં વધારે બોલવાની હિંમત આવી. તે બોલી: "જહાંપનાહ ! મરાઠાઓના દેશમાં આવીને આપણે હેરાન હેરાન થઇ ગયા છીએ. થોડો વખત મરાઠાઓનો સદંતર નાશ થઇ ગએલો જોવામાં આવે છે, ત્યારે તરત જ તેઓ તીડનાં ટોળાંની માફક ઉભરાઈ નીક-

જીને લૂંટફાટ કરવા તથા બાદશાહી લશ્કરને પજવવા લાગે છે. તેમની આ અકળ કળા આપણાથી સમજી શકાતી નથી. જીંજીનો કિલ્લો આપણે જીત્યો અને શંભાજી મૂઓ એટલે આપે જાણ્યું કે હવે મરાઠાઓનો અંત આવ્યો અને આપે મને વચન પણ આપ્યું કે હવે આપણે આ ચિંતામાંથી છૂટાં થયાં હોવાથી થોડા વખતમાં દિલ્હી તરફ પાછાં ફરીશું. પણ નામવર! એ વચનને આજકાલ પાંચ-છ વર્ષ વીતી ગયાં અને મામલો તો દિવસે દિવસે ઉલટો વધારે બગડતો ચાલ્યો છે. જો આ ને આ સ્થિતિ ચાલુ રહેશે તો આ વિગ્રહમાંથી ક્યારે છૂટા થવાશે તે કહી શકાય નહિ, અને અમારા નસીબમાં તો આ કાફરોની નાપાક ભૂમિમાં જ દટાવાનું થાય. માટે નામવાર! હરકોઇ રીતે, મરાઠાઓને કાંઇક આપીને પણ તેમની સાથે સુલેહ કરો તો સારૂં. ખંડણીનો કાંઇ ભાગ તેમને આપવો પડે, થોડા ઘણા કિલ્લા તેમને પાછા સોંપવા પડે તો તેમ કરીને પણ હવે ચિંતામાંથી છૂટા થાઓ અને દિલ્હી તરફ પાછા ફરો તો સારૂં!! ગએલો મુલક તો આપણા બેટાઓ ભવિષ્યમાં જીતી શકશે પણ આપણી જીંદગી આપણને ફરીથી મળવાની નથી! માટે મરાઠાઓ સાથે સુલેહને લગતો પત્રવહેવાર ચલાવવાને કામબક્ષને મંજુરી આપો!"

બેગમના શબ્દોના વિજયમાં ને વિજયમાં બાદશાહ ખેંચાતો ગયો. તેનું તેજ તે સમયે ચિંતા અને આગળ-પાછળના વિચારોમાં નષ્ટ થયું હતું તેથી બેગમે કહ્યું તે તેણે કબૂલ રાખ્યું. સ્હવાર થતાં જ કામબક્ષને ધનાજી જાધવ સાથે સુલેહને લગતો પત્રવહેવાર ચલાવવાની મંજુરી આપી.

કામબક્ષ મરાઠાઓ સાથેના વિગ્રહથી લાંબા વખત પહેલાં કંટાળ્યો હતો અને તેથી તેણે સુલેહનું કામ આગળ ચલાવવામાં જરા પણ વિલંબ કર્યો નહિ. એકાદ માસ સુધી વીજાપુર ખાતે રહેલા ધનાજી સાથે કામબક્ષે પત્રવ્યવહાર ચલાવ્યો. છેવટે એ પ્રમાણે નક્કી થયું કે સંભાજીના દિકરા શાહુને બાદશાહે છૂટો કરવો; દક્ષિણના છએ સુબાની આવકમાંથી મરાઠાઓને સરદેશમુખી તરીકે બાદશાહે સેંકડે દશ ટકા આપવા અને મરાઠાઓએ તે આવક ઉઘરાવવામાં તથા લોકોને શાંત કરવામાં બાદશાહી ઉઘરાતદારને મદદ કરવી. કેટલાંક કિલ્લાઓ મરાઠાઓને પાછા સોંપવાનું પણ ઠરાવવામાં આવ્યું અને સુલેહ કરવાને માટે ગરીબ બની ગએલા ઔરંગઝેબે સઘળાને માટે હાએ હા ભણ્યા કરી.

સલાહના કરાર ઉપર સહી કરવાનો અને ધનાજી સાથે હાથે હાથ મેળવવાનો સમય હવે કાંઇ બહુ દૂર રહ્યો નહોતો. બાદશાહનું

લશ્કર ધીમે ધીમે કૂચ કરતું વીજાપુરની નજીક આવી પહોંચ્યું હતું અને આખા દક્ષિણમાં "સુલેહ થઈ, સુલેહ થઈ, મરાઠાઓને સરદેશમુખી આપવાનું બાદશાહે કબૂલ કર્યું!" એવી બૂમ પડી રહી. છૂટી છવાઈ મરાઠી ટુકડીઓએ પોતાનું કામ બંધ કરી વાળ્યું અને તે સઘળી ધનાજીના લશ્કરમાં જોડાઇ ગઇ. રામચંદ્ર પંત પણ સુલેહ થવાની ખબર મેળવતાં ખુશ થયો અને તેણે હવે બાદશાહની પૂંઠે જવાનું છોડી દઇને વીજાપુર ખાતે ધનાજીની સાથે મળી જવાનું વાજબી માન્યું. આ કારણથી નિંબાળકરને થોડાં માણસો સાથે રહેવા દઇને પંતે વીજાપુર તરફ પ્રયાણ કર્યું. મરાઠાઓમાં સર્વત્ર આનંદ આનંદ છવાઇ ગયો અને લડી લડીને થાકેલા મોગલ સિપાઇઓ પણ આનંદની મીજલસો કરવા લાગી ગયા.

ઔરંગઝેબે પોતા તરફના એક સરદારને ધનાજી પાસે મોકલ્યો અને જે શરતો નક્કી થઈ હતી, તે પ્રમાણે કરારનામું લખાવી કાઢ્યું. તેની નકલો બાદશાહને પૂરી પાડવામાં આવી અને તે તેણે ફરી ફરીને વાંચી. બીજે દિવસે સ્હવારે ઔરંગઝેબે મરાઠાઓની છાવણીમાં જઇને તે કરાર ઉપર સહી કરી આપવી એમ ઠર્યું. પોતાની માંગણીનો છેવટે બાદશાહને સ્વીકાર કરવો પડ્યો અને તે પોતાના મનમાનતા કરાર ઉપર સહી કરવાને તૈયાર થયો છે, એમ જાણી મરાઠાઓ આનંદથી અને ગર્વથી ફુલાવા લાગ્યા. કેટલાક મરાઠી સરદારોએ ધનાજી જાધવને સૂચવ્યું કે જ્યારે ઔરંગઝેબ આટલો નમ્યો છે, ત્યારે તેણે અમને શામાટે પોષાક બક્ષવા ન જોઇએ? ધનાજીને સરદારોની આ માંગણી ગેરવાજબી લાગી નહિ; તેણે બાદશાહને કહેવરાવ્યું કે–" કરાર ઉપર સહી કરવા ઉપરાંત બાદશાહે અમારા સીત્તેર સરદારોને પોશાકની નવાજેશ કરવી પડશે."

આ માંગણી બાદશાહના સાંભળવામાં આવતાં જ તેના મગજનું ભૂત ઉછળી આવ્યું. તે ગુસ્સાથી બોલી ઉઠયો: "શું મરાઠાઓ એટલા બધા છકી ગયા છે કે મારી પાસેથી પોષાકની માંગણી કરે છે? તેઓ જેટલું માંગે એટલું શું મારે તેમને આપવું જ જોઇએ? નહિ, નહિ, આમાં કાંઈ તરકટ હોવું જોઇએ!"

બાદશાહે તપાસ કરાવી તો જણાયું કે "મરાઠાઓની સઘળી ટુકડીઓ ધનાજીના લશ્કરને આવી મળી છે અને મરાઠાઓનું બળ બહુ વધી ગયું છે. તેઓ અભિમાન સાથે બોલે છે કે બાદશાહ અમને નમ્યો છે અને જો તે અમારા સરદારોને પોશાક એનાયત નહિ કરે, તો અમે તે સુલેહ કબૂલ રાખીશું નહિ." આ ખબર મળતાં જ બાદશાહને

ચોક્કસ જણાયું કે "મરાઠાઓ કપટ રમે છે અને મારૂં અપમાન કરવા અગર ખૂન કરવા તેઓ ધારે છે." મરાઠી લશ્કર વધી ગયું છે તે ખબર મળતાં જ તે ડર્યો અને સુલેહના કરાર ઉપર સહી કરવાનું માંડી વાળી પોતાના સરદારને મરાઠી છાવણીમાંથી પાછો બોલાવી લીધો. બાદશાહ કરારનો ભંગ કરવા ધારે છે, એમ જાણીને મરાઠાઓ ચમક્યા, તેઓ વધારે ગુસ્સે થયા અને બાદશાહની છાવણી ઉપર હલ્લો કરવાનો વિચાર કરવા લાગ્યા. પણ પાછળથી તેઓને જણાયું કે બાદશાહ છાવણી ઉઠાવીને ક્યારનોએ પલાયન કરી ગયો હતો!

બાદશાહ પૂર્વ દિશા તરફ નાઠો અને થોડું મરાઠી લશ્કર તેની પાછળ પડયું. કેટલેક દૂર ગયા પછી ધનાજીને મળવા આવતા રામચંદ્ર પંતનું લશ્કર મરાઠી લશ્કરમાં ભેળાયું અને બાદશાહના લશ્કરને પકડી પાડયું. સખ્ત ઝપાઝપી થઈ અને સંખ્યાબંધ મોગલ સિપાઇઓ કપાઇ ગયા. તેના પ્રમાણમાં મરાઠાઓને પણ કેટલુંક નુકસાન સહન કરવું પડયું. લડતા સિપાઇઓને તેમ ને તેમ રહેવા દઇને ઔરંગઝેબ ભયનો માર્યો નાસતો જતો હતો. મરાઠાઓના હાથમાં સપડાવાને તેને હવે બહુ વાર નહોતી. પરન્તુ તેને સદ્ભાગ્યે મરાઠાઓના હાથમાંથી તે સહીસલામત નાસી છૂટયો અને મરાઠાઓના હાથ માત્ર મોગલ સૈનિકોના લોહીથી જ ખરડાએલા રહ્યા.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### મોગલ છાવણીમાં.

Having fallen in with a party of Moghul infantry marching to relieve the garrison of Satara, Annajee Punt amused them with the stories and songs, obtained alms from them and so ingratiated himself with all, that they brought him with them, admitted him into the fort, and, on account of the amusement he afforded, allowed him to live there.

*Grant Duff.*

**જા**હેર રીતે કપટ કરીને જેટલું કોઈ મેળવી શકાય છે, તેટલું ગુપ્ત રીતે ચોરી કરવાથી મેળવી શકાતું નથી. **અણ્ણાજી** અને **સાગરસિંહે** જાહેર રીતે કપટ કરવાની જ રીતિ પસંદ કરી અને તેમણે પોતાના વેશ બદલીને ફકીર બનવાનું વાજબી માન્યું. **અણ્ણાજીએ** **સાગરસિંહને** પોતાની કપટરીતિની સઘળી માહિતી આપી અને તદનુસાર વર્ત્તન કરવાનું **સાગરસિંહે** માન્ય રાખ્યું. તેઓ બન્ને વાતચીત

કરતા કરતા જતા હતા, એટલામાં કેટલેક દૂર પડેલી એક મોગલ છાવણી તેમના જોવામાં આવી. અણ્ણાજીએ તે તરફ આંગળી કરીને કહ્યું: "જુઓ, આપણને જેની જરૂર હતી, તેની નજીક આપણે આવી પહોંચ્યા છીએ. હવે સાવધ રહેજો." એમ કહીને અણ્ણાજીએ પોતાની ઝોળીમાંથી એક લીલા મણકાની માળા કાઢી અને મહંમદ પેગંબરનું નામ જપવા માંડ્યું. સાગરસિંહે પણ તેનું અનુકરણ કર્યું. બન્ને જણ છાવણીની નજીક આવ્યા એટલે અણ્ણાજીએ ઉતાવળે ટેલ નાંખવા માંડી:—

"ખૈર હો બાબા ખુદાકી ખૈર હો।
"ફિરતે હૈં દરએશ મિસ્લ તૈર હો,
"હમ ફકીરોંકો નહીં દુનિયાકી હોશ,
"સેર આટેસે ગદાકી ખૈર હો।"

તેની પાછળ સાગરસિંહ પણ "ખૈર હો બાબા ખુદાકીખૈર હો" એમ બોલીને બંધ રહેતો અને પુનઃ અણ્ણાજી ટેલ નાંખતો. એમ બોલતા તેઓ બન્ને છાવણીના દરવાજાની પાસે આવી પહોંચ્યા. પેહેરેગીર સિપાઇએ તેમને રોકતાં કહ્યું: "કિધર જાતા હૈ? ખડે રહો."

"ખુદા તેરા ભલા કરે" એમ કહીને અણ્ણાજીએ આશીર્વાદ આપવા સરખું કર્યું. એટલામાં પંદર વીશ સિપાઇઓ "ક્યા હૈ? ક્યા હૈ?" કરતા એકઠા થઇ ગયા. આ ગરબડ જોઇને સાગરસિંહ જરા ગભરાયો અને તેણે અણ્ણાજી તરફ જોયું, પણ તેનો ચહેરો કેવળ શાંત જોવામાં આવ્યો. અણ્ણાજીએ શાંતતાથી સિપાઇઓને કહ્યું: "ભાઇ, અમે તો ખુદાના નોકર, અમને હેરાન કરશો નહિ. મહંમદ પયગમ્બરના નામને જે માને નહિ, તેના ધર્મને જે માન આપે નહિ, તેમને તમે ગમે તેમ કરો, પણ અમારા સરખા ફકીરોને ત્રાસ દેવાથી શું ફાયદો? ખુદાના નામને સંભારો, તેને ભજો, તેના નોકરોની ખબર રાખો, અને તેના હુકમ પ્રમાણે ચાલીને તેનો ડર રાખો. તેથી જ તમારી તરક્કી થશે." આટલું ટૂંકું ભાષણ અણ્ણાજીએ એવી તો શાંતતા અને ગંભીરતાથી આપ્યું કે સઘળા સિપાઇઓ તદ્દન ચૂપ થઇને ઊભા રહ્યા. અણ્ણાજીએ આગળ બોલવા માંડ્યું: "એક ઇન્સાન જેવાં કામો કરે છે, તેનાં તેવાં જ ફળ તે ઇન્સાનને ભોગવવાં પડે છે. આજકાલ આપણા મુસલમીન ભાઇઓ ધર્મ કર્મને બિલકુલ વિસરી ગયા છે. ફકીર, દરવેશ, ઓલીયાને કોઇ ધર્મના સવાલો પણ પૂછતા નથી અને જ્યાં ત્યાં મોજશોખ જ ઉડી રહ્યો છે. વખતસર કોઇ નિમાજ પણ પઢતું નથી. આજ તમારામાંથી કેટલા જણાએ સવાર અને બપોરના નિમાજ

પઢયા છે, કહો જોઇએ ?" એમ કહીને અણુાજીએ પ્રત્યેકના ચહેરા તરફ નજર કરી.

તે વીશ–બાવીશ સિપાઇઓમાં નિમાજ પઢનારા માત્ર થોડા જ હતા. અણુાજીના ભાષણથી શરમાઇને કેટલાકે તેમનાં માથાં નીચાં ઘાલ્યાં. તે જોઇને અણુાજી આગળ બોલ્યો: "કેવી શરમની વાત છે ભાઇઓ ? પણ કાંઈ હરકત નહિ. ગઈ વાતને ફરીથી સંભારવી નહિ. જાગ્યા ત્યારથી સવાર ગણીને ચાલો મારી સામે સૌ સાંજના નિમાજ પઢો. થઇ ગએલી ભૂલ બદલ હું તમારી તરફથી ખુદાની માફી માંગું છું. જો તમે ખરા મુસલમાન હશો અને મહંમદ પયગમ્બરને માન આપતા હશો, તો તમે મારી આજ્ઞાને જરૂર કબૂલ રાખશો."

તે સિપાઇઓમાંથી એક જણ બોલી ઉઠયો: "સાંઇજી ! આપનો હુકમ અમારે કબૂલ છે."

અણુાજી બોલ્યો: "ના, ભાઇ ! હુકમ ખુદાનો છે. હું તો માત્ર તેનો નોકર છું અને તમને આજ્ઞા કરૂં છું–હુકમ નહિ. જાઓ, ત્યારે હાથપગ ધોઇને તૈયાર થાઓ." પોતાના ભાષણની સારી અસર થઈ જાણી અણુાજીને આનંદ થયો. સાગરસિંહ તો અણુાજીના વાક્ચાતુર્યથી ચકિત જ થઈ ગયો હતો.

એક સિપાઈ બોલ્યો: "ત્યારે, સાંઇજી ! અમારા ખાનસાહેબ પાસે આવશો ? ત્યાં સૌ સાથે જ નિમાજ પઢીશું."

"અલબત્ત, ચાલો, આવું. મારે આપણા ધર્મની તરક્કી કરવી છે તો મને તમારા ખાનસાહેબ જેવા અમલદારની મદદની જરૂર છે." એમ કહીને સિપાઇઓના ટોળાંથી વીંટળાએલા અણુાજી અને સાગરસિંહે મોગલ સરદારના તંબૂ તરફ ચાલવા માંડયું. થોડા વખતમાં આ બન્ને ફકીરોની ચર્ચા આખી છાવણીમાં ચાલી રહી.

મોગલ સરદારે સાંઇજીની તત્કાળ મુલાકાત લીધી. મુલાકાત વેળાએ અણુાજીએ એક મનોહર ગઝલ ગાઇને ખાનને આશીર્વાદ આપ્યો. ખાન તેથી ખુશ થયો અને સૌ અણુાજીની સમક્ષ નિમાજ પઢયા. સૌ નિમાજ પઢતા હતા, તે વખતે અણુાજીએ સાગરસિંહને હળવેથી કહ્યું: "આ નિમાજની તાલિમ લક્ષપૂર્વક જોઇ લેજો હો ! આપણે પણ થોડા દિવસ એવું કરવું પડશે. નિમાજ પઢી રહ્યા પછી ખાને તે બન્ને ફકીરોને પોતાની સાથે ભોજન કરવા આવવા કહ્યું; એટલે અણુાજીએ ગંભીરપણે કહ્યું: "ખાન, તમારી એ વાત હું કબૂલ કરી શકતો નથી. બીજાના હાથનું રાંધેલું હું ખાતો નથી, અને

ન ખાવા માટે મેં ખુદાની પાસે કસમ લીધા છે. તે વાત સાંભળવા જેવી છે." એમ કહીને અણ્ણાજીએ દુઃખિત મુખમુદ્રાથી કહ્યું: "એક વાર હું મક્કે જતો હતો; ત્યારે એક હિંદુને ઘેર રસ્તામાં મારે તરવું પડયું. તેણે મારી મશ્કરી કરવાને કહ્યું કે હું મુસલમાન છું એટલે મેં તેનું કહેવું સાચું માન્યું, અને હું તેને ત્યાં જમવા રોકાયો. તેણે મારૂં તથા આપણા ધર્મનું અપમાન કરવાને ડુક્કરનું માંસ મંગાવ્યું, પણ હું તેનું એ કપટ જાણી ગયો. ત્યારથી મેં એવા કસમ લીધા છે કે પારકા હાથનું રાંધેલું ખાવું નહિ, પછી ભલે તે હિંદુ હોય કે મુસલમાન હોય."

મોગલ સરદારે તે વેશધારી ફકીરનું કહેવું ખરૂં માન્યું અને પોતાની સાથે જમવા બદલ આગ્રહ કર્યો નહિ. ફકીરે પોતાની મેળે જ માંગી લીધું કે, "અમારે માટે સીધાનો બંદોબસ્ત થાય તો બસ છે. અમને બીજી કાંઇ પણ જરૂર નથી. અમારે માટે રહેવા કરવાની ગોઠવણ પણ સૌથી અલગ થાય તો વધારે સારૂં, કારણકે અમે તો ઓલીયા મંડળી કહેવાઇએ. અમારે કોઇનો વિશેષ સહવાસ ન જોઇએ."

તે મોગલ સરદાર કે જેનું નામ સલાબતખાન હતું, તેણે અણ્ણાજીના કહ્યા પ્રમાણે સઘળી ગોઠવણ કરી આપી. અણ્ણાજીમાં લોકપ્રિય થવાના બે ઉમદા ગુણો રહેલા હતા. એક તો તેને સંગીત કળાનું સારૂં જ્ઞાન હતું અને બીજું વાર્તાઓ કહેવામાં તે અતિચતુર હતો. આથી રોજ રાત્રે છાવણીમાં સિપાઇઓને એકઠા કરીને તે સુંદર લાવણીઓ, ગઝલો અને બેતો લલકારતો તથા વાર્ત્તાઓ કહેતો અને કોઇને પણ એવી શંકા ઉત્પન્ન થવા ન દેતો કે તેઓ બન્ને વેશધારી ફકીર છે. પણ માંસ ન ખાવાને લીધે તથા દારૂ ન પીવાને લીધે તેમનું વર્તન એક સિપાઇને શંકાશીલ જણાયું. તેણે સલાબતખાનને એક વાર પ્રસંગ જોઇને કહ્યું: "ખાવિંદ! આપણી સાથે પેલા બે ફકીરો આવે છે તેમના ઉપર પાકી દેખરેખ રાખવાની જરૂર છે હો! તેમની ચાલચલગત હિંદુના જેવી દેખાય છે."

બન્ને ફકીરો ઉપર સલાબતખાનનો અતિ પક્ષપાત થયો હતો. આથી તે પેલા સિપાઇ તરફ ચીડાઇને બોલ્યો: "મૂર્ખા! હઝરત મહંમદનો હુકમ શું હતો તે શું તું જાણતો નથી? દારૂ પીવો એમ કયા કુરાનમાં કહ્યું છે? તે માંસ ખાતા નથી, તેનું કારણ તો એ છે કે તેઓ ઘરડા હોવાથી પચતું નથી! શું એટલું પણ તું સમજતો નથી? જા, સાંઇજીને અહીં બોલાવી લાવ." તે સિપાઇ ગભરાયો. તે મુંગો મુંગો સાંઇજીને તેડવા ચાલ્યો ગયો. કવેળાએ પોતાને બોલાવવામાં આવ્યો

તેથી અણ્ણાજી સમજી ગયો કે કોઇએ સલાબતખાનના કાન ભંભેર્યા હશે. અણ્ણાજીએ તંબૂમાં પ્રવેશ કરતાં જ કહ્યું: "કેમ, ખાન! હું કહેતો હતો તેવો વખત આવ્યો કે નહિ?"

"કેવો વખત?" સલાબતખાને આશ્ચર્યથી પૂછ્યું.

"મારા ઉપર–મારી ચાલચલગત ઉપર તને કાંઈ શંકા—"

સલાબતખાન ડોકું હલાવતો બોલ્યો: "નહિ નહિ, સાંઇજી! તેમ કાંઈ નથી. એકાદી સારી ચીજ ગાઓ તેટલા માટે જ તમને તસ્દી આપી છે."

અણ્ણાજીનું તો તે જ કામ હતું. નીચે બેસીને સૌ કોઈ શાંત થઇ જતાં વૈરાગ્યરસથી ભરપૂર એક ગંઝલ ગાવાનું તેણે શરૂ કર્યું.

"અઝીઝો આલમે ફાનીસે જબ અપના ગુજર હોગા,
"નિકલ ઇસ મુલ્કસે ઝેરે જમીં જંગલમેં ઘર હોગા!
"અઁધેરાતંગ વોહ ઘર હૈ, ન તકયા હૈ ન બિસ્તર હૈ,
"મકાં વોહ પુર ખાતર હોગા, ન આંગન ઔર ન દર હોગા.
"ન જાને હમ કિસીકો વહાં, ન કોઈ હમકો જાનેગા,
"નહીં પહેચાન માલિકસે, કહો ક્યું કર ગુજર હોગા?
"હુઆ હૈ દિલે મેરા ઝેરો ઝબર ઉસ દિનકી આફતસે,
"કે જિસ દિન યહે જમીનો આસમાં ઝેરો ઝબર હોગા!
"તુમ ઇન બાતોંપે ભૂલે હો, તો યહે બાતેં નહીં ઉસજા,
"નયા આલમ, નયા નકશા, નયા હી વોહ નગર હોગા!
"બકે તૂ કયા હૈ અય હમઝા, ન હો માયુસ રહમતસે,
"તેરે સરપર શફીએ આસમાં ખૈરુલ બશર હોગા!"

અત્યંત મધુર સ્વર, શાંત ઉપદેશ અને અણ્ણાજીનો ગંભીર ચહેરો જોઇને સલાબતખાન ક્ષણભર ભક્તિમાં લીન થઈ ગયો. તે બોલ્યો: "સાંઈજી! આપનામાં એવો તો કેવો જાદૂ ભરેલો છે કે જ્યારે હું આપનાં ગાયનો સાંભળું છું, ત્યારે મારૂં ધ્યાન એક ખુદા તરફ જ રહ્યા કરે છે! આપના મધુર સૂરમાં તો હું ગરક જ બની જઉં છું."

અણ્ણાજીએ હસીને કહ્યું: "ઓહ, ખાન! મારા ગાયનથી જ્યારે તું આટલો ખુશ થયો છે, ત્યાને મારો એક બીજો જવાન શાગીર્દ (ચેલો) છે, તેનું ગાયન સાંભળીને તો તું ઘેલો જ બની જાય; હું વૃદ્ધ થઈ ગયો હોવાથી મારો અવાજ જરા બગડ્યો છે, પણ મારો ચેલો તો જવાન છે અને તેથી તે મજાનું ગાઇ શકે છે."

સલાબતખાને ઉતાવળે પૂછ્યું: "તે ક્યાં છે?"

"તે મારા સરખો આનંદી છે. હું ફકીર થયો છું, પણ તે ફકીર

થયો નથી. તેની સાથે બીજા પાંચ પચાસ માણસો પણ છે અને મોટા મોટા રાજા રજવાડાઓમાં ખેલ કરી ખૂબ પૈસા કમાય છે. "

"ત્યારે તેનાં ગાયન સાંભળવાનો લાભ મને મળી શકે ખરો ?"

"હા, જરૂર. આપણે **સતારા** ખાતે પહોંચ્યા પછી તેને બોલાવીશું, પછી શું ?" **સલાબતખાન**ને તે સાંભળી આનંદ થયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પાપનું પ્રાયશ્ચિત્ત.

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।**

અર્થ—કરેલાં શુભ કે અશુભ કર્મો મનુષ્યોને અવશ્ય ભોગવવાં પડે છે.

*    *    *    *    *    *

**બંધુ**રૂપ **ધીરસિંગ** અને ભગિનીરૂપ **ગુલબહાર**ના ભાઇબ્હેનના જોડા તરફ હવે આપણે નજર કરીએ. **રહમખાને** તેમને કેદમાં નાંખ્યાને આજે પાંચ દિવસ થયા હતા; પરન્તુ વિચિક્ષણ **અમિના**એ એક પણ દિવસ પોતાને દુઃખ થયું છે એમ દર્શાવ્યું નહોતું. આ જોઇને **નૂર**ને બહુ જ આશ્ચર્ય થયું. તેણે **અમિના**ને એકલી જોઇને પ્રશ્ન કર્યો: "અરે **અમિના**! બાઇસાહેબ ઉપર કયા લુચ્ચાએ કપટ રચ્યું વારૂ ?" **નૂર** દુઃખી વદન કરીને આગળ બોલી: "મને તો બાઇ, હાલતાં ચાલતાં રડવું આવી જાય છે." એમ કહીને તેણે ડબડબ આંખમાંથી બે આંસુ ટપકાવ્યાં.

ધીરસિંગ અને ગુલબહારને કેદમાં પાડવાનું કારણ **નૂર** જ છે એમ **અમિના** સારી પેઠે જાણતી હતી, એટલે **નૂર**નું કૃત્રિમ દુઃખ જોઇને **અમિના** ઠગાઇ નહિ. તે બોલી: "ના રે, મને તો કાંઇએ એટલું ખોટું લાગતું નથી ! એમાં શું ? જેવું કરે તેવું ભરેસ્તો ?!" **અમિના**નું આ બોલણું સાંભળીને **નૂર**ને બહુ આશ્ચર્ય થયું. ગુલબહાર અને **અમિના** પરસ્પર પ્રેમ ધરાવે છે એવી તેની ખાત્રી હતી અને તેથી હું જે કોઈ બોલું તે ગુલબહારને અનુકૂળ જ હોય તો ઠીક એમ તેને લાગ્યું પણ **અમિના**નો તદ્દન જૂદા જ પ્રકારનો જવાબ સાંભળીને **નૂર**ને પોતાનું માનવું ભૂલભરેલું લાગ્યું. તેણે આશ્ચર્યથી પૂછ્યું: "એટલે ? બાઈસાહેબના વર્તન વિષે તને પણ શું શંકા છે ?"

"એમાં શો શક ?" **અમિના** તિરસ્કારથી બોલી: "**રહમખાન** મિયાશએ પોતાના નામ જેવો જ ગુણ ધરાવીને રહમ રાખી

અને તેને માત્ર કેદમાં જ નાંખી. મારા સરખો ધણી હોયને, તો ત્યાં ને ત્યાં માથું જ ઉડાવી દે!" અમિનાનું આ કહેવું સાંભળીને નૂર તો છક થઈ ગઈ! અમિનાના મ્હોંમાંથી ગુલબહારની વિરૂદ્ધ આવું કઠોર અને તિરસ્કારપૂર્ણ ભાષણ નીકળશે એમ તેને સ્વપ્ને પણ લાગ્યું ન હોતું; પણ આજે તેની સમક્ષ જ એ અશક્ય વાર્ત્તા શક્ય થઇ પડી. આથી તેને બહુ જ આશ્ચર્ય લાગ્યું અને અમિનાના મ્હોં સામે ટગમગ જોઈ રહી. તેના મનમાં કયો વિચાર આવવાથી નૂર પોતાની સામે જોઈ રહી છે, તે અમિના સમજી ગઈ; તે બોલી: "એમાં તને નવાઈ શી લાગે છે?"

"તારા પર ગુલબહારનો અત્યંત પ્રેમ હતો—"

અમિના વચમાં બોલી: "એટલે? એમાં પ્રેમ શાનો? સઘળી પોતાની મતલબની જ વાત! મારા જેવો તારા પર પણ તેનો પ્રેમ શું નહોતો?"

"હા, મારા પર પ્રેમ હતો એમ કહો, તોપણ મને એમ લાગતું કે મારા કરતાં તારા પર તેનો પ્રેમ વધારે છે."

અમિના કિંચિત્ હાસ્ય કરીને બોલી: "તને લાગતું હશે તેવું: બાકી મને તો એવા પ્રેમનો કાંઈ અનુભવ મળ્યો નથી; પણ—પણ—ગુલને કેદમાં પૂરી તે દિવસે શું બનાવ બન્યો તે તો કહે."

"મને પણ તેની પૂરી ખબર નથી. પહેલેથી જ બન્ને વચ્ચે કાંઇક લડાઈ જાગી હતી, પણ તેનું કારણ મારા જાણવામાં નથી. તે દિવસે ખાનસાહેબ કોઈ ફકીરને મળવા ગયા હતા. તે ફકીરે બાઈસાહેબ સંબંધે ખાનસાહેબના મનમાં કાંઈ ખોટો વહેમ ઉત્પન્ન કર્યો અને મહેલમાં આવતાં જ બાઇસાહેબને બોલાવીને તેમણે કેટલુંક પૂછ્યું; પણ બાઇસાહેબે કાંઈ બરોબર જવાબ દીધો નહિ એટલે ખાનસાહેબને વધારે ગુસ્સો ચડ્યો. પછી બાઇસાહેબ પેલું જરીનું અંગરખું ભરે છે તે મારી પાસે ખાનસાહેબે મંગાવ્યું અને જોયું તો તે અંગરખાના ગજવામાંથી એક પત્ર નીકળ્યો. તે પત્ર કોનો છે એમ પૂછ્યું એટલે બાઇસાહેબે જવાબ દીધો કે ગમે તેનો છે, તેનું તમારે શું કામ છે?"

અમિનાએ આશ્ચર્ય પામીને કહ્યું: "હેં? બાઇસાહેબે એવો જવાબ દીધો કે?" નૂરે કહેલી વાતમાં અમિનાને કાંઈ સાચું લાગ્યું નહિ, પણ તેણે પોતાના વિચારો નૂરના જાણવામાં આવવા દીધા નહિ. અમિના નૂરને સંભળાવવાને જ બોલી: "જોયું? પોતાના ધણીને કોઈ એવો ઉછાંછળો જવાબ આપે? પોતાના ધણીપર પણ જે પ્રેમ ન રાખે, તે તારા કે મારા પર પ્રેમ કેવી રીતે રાખે?"

"તારૂં કહેવું બરાબર છે. તે જવાબ સાંભળીને તો મને પણ બાઈસાહેબ ઉપર ક્રોધ ચડયો; પણ આપણે શું ? નોકરી કરવી એટલે આપણાથી બોલાય નહિ. બાઈસાહેબનો જવાબ સાંભળીને ખાનસાહેબને ઘણું દુઃખ લાગ્યું અને કહ્યું કે અહીંથી જતી રહે ! એમ કહીને તેમણે માત્ર હાથ જ ઉગામ્યો હો ! પણ બાઈસાહેબે એવી તો ભયંકર બૂમ પાડી કે ધીરસિંગ નજીકમાં ફકીરના વેશમાં ક્યાંય છુપાઈ રહ્યો હશે, તે આવી પ્હોંચ્યો. તેણે ખાનસાહેબને ધક્કો મારીને દૂર કાઢ્યા અને 'ગુલ–પ્યારી ગુલ' કરતો બાઈસાહેબની પાસે ગયો. પણ બાઈસાહેબે તો તેના ગળામાં હાથ નાંખીને રડવાનો ઢોંગ કરવા માંડ્યો અને બેશુદ્ધ થવાનો તો શું પણ એવા એવા હજાર ઢોંગ–સોંગ કર્યા!"

અમિના આશ્ચર્યથી બોલી: "અહો ! કેવી બહાદૂર સ્ત્રી ? તેને તો કેદમાં નાંખી તે જ ઠીક થયું, પણ તેથી મને એક નુકસાન થયું ખરૂં !"

"તને શું નુકસાન થયું ?" **નૂરે** આશ્ચર્યથી પૂછ્યું.

"તે મારૂં મન જ જાણે. તને કહું અને કોઇને મોઢે તું ભૂલેચૂકે બોલી જાય તો મારે નોકરી છોડી દેવી પડે."

**નૂર** બોલી: "પણ મને કહેવામાં તને શું હરકત છે ? હું કોઇને કહીશ નહિ, શું મારા પર તારો ભરોસો નથી ?" એમ બોલતાં **નૂરે** જરા કસાણું મ્હોં કર્યું.

**અમિના** બોલી: "એમાં ખોટું શું લગાડે છે ? તારા જેવી સખીથી શું હું મારી વાત છાની રાખીશ ? સાંભળ, એક વાર બાઈ સાહેબ કહેતાં હતાં–પણ **નૂર** ! કોઇને મ્હોંએ આ વાત જાય નહિ હો !"

"તેને માટે તારે ચિંતા કરવી નહિ."

"વારૂ, એમ કહેતાં હતાં કે ખાનસાહેબ ઘરડા થયા છે એટલે તેમના તરફથી આપણને જોઇએ તેવું સુખ મળતું નથી; માટે આપણે બન્ને ક્યાંય જતાં રહીએ. સઘળી ગોઠવણ થઈ ગઈ હતી; એટલામાં આવી રીતે ભંડો ફૂટી ગયો !"

**નૂર** આસપાસ જોતી ધીમેથી બોલી: "તો શું હરકત છે ? તે તો ફરીથી થઈ શકે !"

**અમિનાએ** મોટા આશ્ચર્યથી પ્રશ્ન કર્યો: "કેવી રીતે ?" **નૂર** તે પ્રશ્નનો જવાબ દેતાં અટકી ગઇ. આગળ વાત કહેવી કે ન કહેવી તેનો તેને વિચાર થયો. પણ **અમિના** પોતાની પાસે દિલ ખોલીને વાત કરે છે તો હું પણ દિલ ખોલીને વાત કરૂં તો કાંઇ હરકત નથી એમ **નૂરે** પોતાના ચિત્તમાં વિચાર્યું. એવા વિચારથી તે પોતાની વાત તેને કહેવાને તૈયાર થઇ. તે બોલી: "હું કહું, પણ હું કહું તે કામમાં મદદ કરવાનું મને વચન આપ"

"એટલું જ ને? લે આ વચન." એમ કહીને **અમિના**એ **નૂર**ને તાળી દીધી. **નૂર** આગળ બોલી: "સાંભળ, **વીજાપુર**માં **બહેરામખાન** નામના સરદાર છે ના, તેના બેટા **ફ્રેરેબીખાન** નામના છે. તે **ફ્રેરેબીખાન** આપણાં બાઈસાહેબને ન્હાનપણથી ચાહે છે. એટલે તેની પાસે ગુલબહારને પહોંચાડીએ, એટલે થયું! આ કામમાં જો તું મદદ આપે તો પહેલાં હજાર રૂપિયા મળે અને કામ પાર પડ્યા પછી—"

"પણ તે તો કેદમાં છે; ત્યાંથી તેને છૂટી કેવી રીતે કરાય?" **અમિના**એ પૂછ્યું.

"તેની તારે કાંઈ પણ ચિંતા રાખવી નહિ. તે ઓરડાની કુંચી મારી પાસે છે." એમ કહીને તેણે કુંચી બહાર કાઢીને બતાવી.

"પછી મારી મદદ તારે શા કામમાં જોઈએ છે?"

"તેને ત્યાંથી બહાર કાઢવામાં. હું રોજ તેને ખાવાનું આપવા જઉં છું, ત્યારે તે મારા પર બહુ જ ખીજાય છે અને તારા પર તેની મહેરબાની છે, તો તું ત્યાં જઈને જરા સારૂં સારૂં બોલીને તેને બહાર કાઢે તો પછી તારા હજાર રૂપિયા ખરા થઈ ચૂક્યા. પછી જે કરવાનું છે તે હું કરીશ."

"ત્યારે હું તો તૈયાર છું, પણ તે ક્યારે?"

"તું કહે તો આજે જ હું સઘળી ગોઠવણ કરી નાંખું!"

"ભલે આજે જ ત્યારે. પણ પછી શું થશે તે તો કહે!" **અમિના**એ મ્હોં ઠાવકું રાખીને પૂછ્યું.

"હું કાંઈક નિશાની લાવી આપીશ. તે નિશાની લઈને તું દરવાજાપર બતાવજે એટલે તને કોઈ પણ રોકશે નહિ. પછી કિલ્લાની બહાર નીકળતાં રસ્તાપર એક પીંપળાનું ઝાડ છે, ત્યાં આગળ ત્રણ ઘોડા ઊભા રહેલા તું જોઈશ. એક તારે માટે, એક મારે માટે અને એક તેને માટે. ત્યાર પછી તો કાંઈ હરકત નથી. માત્ર તારે એટલું કરવાનું છે કે આ વાતમાંનું કાંઈ બાઈસાહેબના જાણવામાં આવે નહિ."

"તેની તારે ચિંતા નહિ. ભલે આજ રાત્રે જ કામ કરી નાંખીશું."

"વારૂ, ત્યારે હું ઘોડા વગેરેની વ્યવસ્થા કરૂં છું." એમ કહીને **નૂર** આનંદિત થતી ચાલી ગઈ. **અમિના** પોતાના કામમાં લાગી સાંજે **અમિના**એ સઘળી તૈયારી પૂરી કરી નાંખી અને **નૂર**ને મળી. **નૂર** મહેલ નીચેના ભોંયરામાં કાંઈ કામમાં ગુંથાઈ હતી. **અમિના**એ ભોંયરામાં જઈને બારણાને મજબૂત રીતે બંધ કર્યું. ભોંયરૂં એવું તો અંધાર અને ભયંકર હતું કે તેમાં જો કોઈ શંખ ફૂંકે તોપણ તેનો અવાજ બહાર જવા પામે નહિ. **અમિના**એ જઈને **નૂર**ને પૂછ્યું: "કેમ? સઘળી તૈયારી થઈ ચૂકી?"

"હા, લે આ: જો, આ નિશાનીની મહોરો છે. આમાંથી બે મહોરો દરવાજાપર આપજે. તે વખતે દરવાજાપર એક જ પેહેરેગીર હશે. પછી આ બીજી ત્રણ મહોરો ઘોડા લઇને ઊભેલા માણસને આપવાની છે. લે આ કુંચી. બારણું ઉઘાડીને તેને બહાર કાઢજે. આજે કેટલાક દિવસ થયાં તેણે બિલકુલ ખાધું નથી, માટે લે આ ખાવાનો ડબો. હું ધારૂં છું કે તારા આગ્રહથી તે ખાશે ખરી. હવે જા. હું થોડા જ વખતમાં તારી પાસે આવી પહોંચું છું." એમ કહીને નૂરે સઘળી ચીજો અમિનાને સ્વાધીન કરી. અમિના ક્રોધપૂર્ણ વદને નૂરની સામે જોઇ રહી. નૂર ગભરાતી બોલી: "અમિના! તું ગુસ્સે કેમ થાય છે? હજાર રૂપિયા માટે જો તું ગુસ્સે થઇ હોય તો હું તને કહું છું કે તે તને પછીથી આપીશ. અત્યારે તે રૂપિયા સાથે રાખીને તું ક્યાં ફરીશ? કહે, હવે તને શું જોઇએ છે?"

અમિના લાલચોળ આંખો કરીને ગર્જના કરતી બોલી: "મને શું જોઇએ છે? ચાંડાલિણી! ઘોર પાપ કરીને વળી–" એમ બોલતાં અમિનાએ પોતાની કમરમાં સંતાડી રાખેલો જમૈયો બહાર કાઢયો. જમૈયો જોતાં જ નૂર ઠંડી થઇ ગઇ. તે થરથરતી બોલી: "અમિના! કાંઈ ચૂક થઇ હોય તો માફ—"

"ચૂકની માફી?" અમિના જમૈયો ઉગામતી બોલી: "ચાલ, મરવાને તૈયાર થા; આજે તારાં સઘળાં પાપોનું પ્રાયશ્ચિત્ત આપવાને માટે જ હું તારી પાસે આવી છું."

નૂર દીન વાણીથી કરગરતી બોલી: "અમિના! મને માફ કર–મારા પર દયા કર. મેં તારો શું અપરાધ કર્યો છે કે તું મને મારે છે?"

"મારો અપરાધ? મારો અપરાધ કર્યો હોત તો હું તને માફી આપત; પણ તેં એક સાધ્વીનો–મારી માલેકણનો ઘોર અપરાધ કર્યો છે. તેં જ આ આખું કાવતરૂં ઊભું કર્યું છે. તું અને રહિમાન તે વેશધારી ભવિષ્યવાદી ફકીર ફરેબીખાનનાં રમકડાં છો, તે હું સારી પેઠે જાણું છું નૂર! હું તમારાં સર્વ કારસ્થાનો સમજી ચૂકી છું; પણ તેનું આ પરિણામ આવશે, બાદસાહેબપર તમે આવું કરતૂત રચશો, તે મારા જાણવામાં નહોતું! જરી કામના અંગરખામાં પત્ર મૂકનાર તું હતી, તેમાંના અક્ષરો ધીરસિંગના હતા, પણ તે રહિમાને કપટ કરીને લખાવ્યો હતો, તે વાત મારા જાણવા બહાર નથી!"

"અમિના! મારા તે સઘળા અપરાધ ખરા. હવે તું કહીશ તેમ કરીશ." નૂર કરગરતી બોલી.

"તો હું કહું છું કે તું મરવાને તૈયાર થા. તારા પાપનો બદલો તને મળવો જ જોઇએ." એમ કહીને તેણે રની સામે જમૈયો

ઉગામ્યો. નૂર ગભરાતી બારણા ભણી નાઠી. બારણું અમિનાએ બંધ કર્યું હતું, તે તેના ધ્યાનમાં નહોતું; તેથી બંધ બારણા સાથે તે જોરથી અથડાઈ. ગભરાટમાં ને ગભરાટમાં બારણાં બંધ કરેલાં છે તે તે જોઇ શકી નહિ. અમિના તેની પાછળ દોડી અને બોલી: " રાંડ! એમ તે તું ક્યાં જનાર છે ? " એમ કહેતાં જ બારણા સાથે અથડાઇને ચત્તીપાટ પડેલી નૂરના પેટમાં અમિનાએ—ક્રોધથી કાળિકાના સરખા પ્રચંડ રૂપવાળી બનેલી અમિનાએ જમૈયો હુલાવી દીધો અને ભોંયરામાંથી બહાર નીકળી ચાલતી થઇ!

## પ્રકરણ ૨૬ મું.

### હરિણી પાછળ પડેલો પારધી.

અંભોધિના ક્ષિતિજમાં બિજ—ચંદ્રલેખા,
સંધ્યાસમે ઝળકતી જ્યમ રત્નરેખા;
તેને શિરે ઝઝુમતી જ્યમ મેઘમાળ,
આ પદ્મિણીપર ભમે ત્યમ—

અમરસત્ર.

ધુતારો અને નામધારી દોલતરાવ સુવર્ણદેવીને લઈ ગયો, તે તરફ હવે પ્રિય વાચકનું ધ્યાન ખેંચવાની જરૂર છે. બન્ને ઘોડા પાણીદાર હોવાથી ઝપાટાબંધ ચાલ્યા જતા હતા. સુવર્ણદેવી પાછળ કોઈ પકડવાને માટે ચડી આવે તેવા ભયથી પોતાના ઘોડાને જોરથી હાંકતી હતી, ત્યારે નામધારી દોલતરાવ સુવર્ણદેવીને જલ્દી દૂરના પ્રદેશમાં ધસડી જવાની ઇચ્છાથી પોતાના ઘોડાને જોરથી હાંકતો હતો. તેઓ સુવર્ણગઢથી દશ—બાર કોસ દૂર આવ્યા એટલે એક ગામ આવ્યું. બાકીની રાત ત્યાં જ કાઢીને પછી આગળ વધવું એવો સુવર્ણદેવીનો વિચાર થવાથી તેણે તે દોલતરાવને જાહેર કર્યો. દોલતરાવને તે વાત પસંદ પડી નહિ, એટલે તે કાંઈ બોલ્યો નહિ. તેણે ગામની બહારના એક મંદિરમાં ઉતરવા જેવી જગ્યા જોઇ, પણ તે સુવર્ણદેવીને પસંદ પડી નહિ. તેણે ગામમાં ક્યાંય જગ્યા શોધી કાઢવાનું દોલતરાવને કહ્યું, પણ તેને તે પસંદ નહિ હોવાથી વાતને ઉડાવી દીધી. છેવટે સુવર્ણદેવીએ પોતે એક મંદિરમાં જગ્યા શોધી કાઢી. સદ્ભાગ્યે મંદિરનો પૂજારી સારા સ્વભાવનો હોવાથી તેણે તે બન્નેને માટે સારી વ્યવસ્થા કરી આપી.

સાગરસિંહથી વિયોગ પડ્યા પછી આજસુધીની સઘળી રાત્રિઓ સુવર્ણદેવીએ મોટા કષ્ટથી વ્યતીત કરી હતી. પરંતુ આજની રાત્રિ તે કરતાં પણ તેને વિશેષ કષ્ટદાયિની થઇ પડી. શરીરે સુકામળ

હોવાથી ઘોડા ઉપરની મુસાફરીથી તે કેવળ થાકી ગઇ હતી. થાકના કારણથી તુરત નિદ્રા આવી જાય તે સ્વાભાવિક હતું, પરન્તુ ચિત્તની અસ્વસ્થતાથી તેને બિલકુલ નિદ્રા આવી નહિ. ઘડી-અધઘડી તે તંદ્રામાં પડતી, તો ભયંકર અને વિચિત્ર સ્વપ્નોથી તેનો પણ ભંગ થતો અને ચિત્તને ક્યાંય પણ ચેન પડતું નહિ. પોતાનો પતિ પોતાની પાસે નહિ હોવાથી અને તે અજાણ્યા માણસ સાથે એકલી મુસાફરી કરતી હોવાથી તેનું ચિત્ત અસ્વસ્થ બન્યું હતું. પતિ કેવા દુઃખમાં કયે સ્થળે હશે તે પણ તે જાણતી નહોતી. કોઈ કોઈ વાર ઘણાં વર્ષો પૂર્વે ખોવાએલી તેની એકની એક પુત્રી પણ તેને યાદ આવતી અને અંતરમાં અસ્વસ્થતાનું સામ્રાજ્ય ફેલાવતી. કોઈ વાર તે પોતાના પર ઉપકાર કરનાર ગુલબહાર અને અમિના તથા રહમખાન ઉપર પોતાના પલાયનથી બાદશાહ તરફની કાંઇ આફત ન આવી પડે તેટલા માટે ઇશ્વરપ્રાર્થના કરતી. ઉંઘ ન આવતી ત્યારે તે વારંવાર નિઃશ્વાસો મૂકતી અને પોતાની દુર્દશાનો વિચાર કરતાં બોલતી કે "હે ઇશ્વર! અમે એવાં તે શું પાપ કર્યા હશે કે અમને તું આટલો ત્રાસ આપે છે? અમે પાપી નહિ હોઇએ એમ નહિ, પણ અમારા કરતાં વધારે પાપી આ પૃથ્વીમાં ઘણા લોકો છે, તો પછી અમને જ તું કેમ આટલું કષ્ટ આપી રહ્યો છે? હે દેવ! તું દયાળુ છો! અમે ગરીબો તારે જ આધારે છીએ. સર્વ મનુષ્યો તારાં બાળકો છે, તો પછી અમારો વિલાપ શું તારા સાંભળવામાં નથી આવતો? અમારાં દુઃખોને શું તું નથી જોઇ શકતો? મારી ચાર વર્ષની એકની એક બાળકીને મારી પાસેથી ગુમ કરવામાં, હે દેવ! તને શું આનંદ પડ્યો? વનલતા! તું આ પૃથ્વીપર છે કે નહિ. અને છે તો ક્યાં છે, તેની માહિતી પણ તારી આ દુર્ભાગી મા ધરાવતી નથી! જ્યાં હો ત્યાં ઇશ્વર તારૂં રક્ષણ કરો." બાર વર્ષ પહેલાં સુવર્ણદેવીની એક બાળકી ખોવાઈ ગઈ હતી, તેનું સ્મરણ થઈ આવતાં તેની આંખો આંસુથી ભરાઇ ગઇ અને હૃદયનું દુઃખ અનિવાર્ય થયું. પુત્રીપ્રતિનો તેનો સ્નેહ હૃદયમાં ઉભરાઇ આવ્યો અને બાળકીના વિયોગનું દુઃખ આ ક્ષણે જ ઉત્પન્ન થયું હોય તેવી રીતે સુવર્ણદેવીનું ચિત્ત દુઃખના આવેશથી આંદોલાયમાન થઇ રહ્યું.

સુવર્ણદેવી આ દુઃખથી ભરપૂર વિચારોમાં નિમગ્ન હતી, એટલામાં કોઇનો પગરવ સંભળાયો. પોતે પકડાઇ જવાના મોટા ભયમાં મુસાફરી કરતી હતી તે સુવર્ણદેવી સારી પેઠે જાણતી હતી. તેનું ધ્યાન તરત જ આ અવાજ તરફ ખેંચાયું. એટલામાં કાંઇ વાતચીત પણ કાને આવી. સુવર્ણદેવી ચુપચુપ તે સાંભળી રહી.

"પણ એવી રમણી તને ક્યાંથી મળી ગઇ તે તો કહે!" એક અવાજ આવ્યો.

"તેનું તારે શું કામ છે?" બીજો અવાજ આવ્યો. સુવર્ણદેવીએ તે અવાજ ઓળખ્યો કે તે બોલનાર દોલતરાવ હતો.

"પણ તારૂં નામ દોલતરાવ છે અને તું હિંદુ તો જણાતો નથી!"

"હા, હું હિંદુ નથી એ વાત ખરી છે અને મારૂં નામ દોલતરાવ નથી એ વાત પણ ખરી છે. એ નામ તે રમણીએ જ મને આપ્યું છે અને પ્યારીએ પાડેલું નામ મને મારા ખરા નામ કરતાં પણ વધારે પ્યારૂં છે."

ઉપરનું ભાષણ સાંભળતાં જ સુવર્ણદેવી ગભરાઇ. પોતે જેને 'દોલતરાવ' સમજે છે તે ખરો દોલતરાવ નથી અને તે હિંદુ પણ નથી, તેમ જાણીને તેના ગભરાટનો પાર રહ્યો નહિ. પોતાની આ ભૂલ કેવી રીતે થવા પામી અને અભિના પણ કેવી રીતે ઠગાઈ તેનો તેને મોટો વિચાર પડ્યો. ખરો દોલતરાવ ક્યાં ગયો, હવે શું કરવું, ભવિષ્યમાં શું શું સંકટો આવી પડશે ઈત્યાદિ અનેક વિચારો એક ક્ષણમાં તેના મગજમાં થઇને પસાર થઇ ગયા. પોતાની પાસે કાંઇ પણ હથિઆર નહોતું, ઘોડા પણ દોલતરાવના તાબામાં, વગેરે વિચાર કરતાં તે ગાંડા સરખી બની ગઇ. એટલામાં પુનઃ વાતચીત સાંભળવા લાગી. સુવર્ણદેવી ઉત્કંઠ બની તે સાંભળવા લાગી.

દોલતરાવ બોલ્યો: "પણ આપણે માંહે પેસીશું તો કોઈ જાગશે તો નહિ?"

"તેની ચિંતા કાંઈ કરવા જેવું નથી. મારા બાપ ક્યારનાએ ઉંઘી ગયા છે અને છેલ્લા ઓરડામાં સૂતા છે એટલે કાંઈ બૂમ પડશે તોપણ સાંભળી શકશે નહિ. મારે મા તો છે જ નહિ. એક બ્હેન છે પણ તે આંધળી અને બ્હેરી છે, એટલે કાંઇ ચિંતા કરવા જેવું નથી. પણ આપણે ક્યાં થઇને માંહે પેસીશું? રાંડે માંહેથી બારી બારણાં સઘળું બંધ કર્યું છે!" સુવર્ણદેવીએ અનુમાન કર્યું કે આ બોલનાર મંદિરના પૂજારીનો છોકરો હોવો જોઇએ.

"ઉપરથી છાપરૂં તોડીને કૂદી પડીએ. માંહેથી બારણું ઉઘાડીને નાસે નહિ માટે બહારથી બારણાની સાંકળ ચડાવી દઇએ."

"હા, હા, એ વાત ખરી." એમ કહીને પૂજારીનો છોકરો છાપરાપર ચડવાનો લાગ શોધવા લાગ્યો. સુવર્ણદેવી પોતાના પાતિવ્રત્યપર એક ભયંકર હુમલો થતો જોઇને ગભરાઈ. તેણે સત્વર ઓરડીની પછીતની બારી ઉઘાડી અને પાછળ મંદિરના વાડામાં કૂદી પડી.

બન્ને ઘોડાને ત્યાં બાંધવામાં આવેલા તેણે જોયા અને તેને આનંદ થયો. તેમાંના એક ઘોડા ઉપર સવારી કરીને તે ત્યાંથી નાઠી. નામધારી દોલતરાવને કાંઇ ખબર પડી શકી નહિ અને તે પોતાના સાથી પૂજારીના છોકરાની સાથે છાપરૂં ફાડીને અંદર ઉતર્યો. અંદર તપાસ કરતાં જ બન્ને નિરાશ થયા. દોલતરાવ ચમકીને બોલ્યો: " હાય, હાય, શિકાર તો છટકી ગયો ! "

" શું રાંડ નાસી ગઈ? હવે શું કરવું ? " પૂજારીનો છોકરો બોલ્યો.

દોલતરાવ સામેની બારીને ઉઘાડી જોતાં જ કળી ગયો કે તે વાડામાં થઇને પલાયન કરી હોવી જોઇએ. બારીમાંથી બહાર કૂદીને તેણે જોયું તો એમાંથી એક ઘોડો મળે નહિ. ઘોડાપર બેસીને નાઠી હોવાથી હવે તે હાથ આવશે નહિ એમ માનીને તે વધારે નિરાશ થયો. તોપણ તે બહુ દૂર નહિ ગઇ હોય એમ માનીને તે પણ બીજા ઘોડાપર સવારી કરીને નાઠો.

સુવર્ણદેવી મંદિરમાંથી બહાર પડી ખરી, પણ જાય ક્યાં ? સતારા કે પન્હાળગઢ ક્યાં છે તેની તેને ખબર નહોતી. તેણે પહેલાં તો ઘોડાને જોરથી દોડાવી મૂક્યો પણ માર્ગની ખબર નહિ હોવાથી છેવટે અટકવું પડ્યું. પરોઢિયું થયું હતું તેથી સ્હવાર પડતાં સુધી રોકાઇને પછી કોઇને માર્ગ પૂછી આગળ વધવું એવો વિચાર કરીને તે એક વૃક્ષ નીચે ઉતરી અને ઘોડાને વૃક્ષના થડ સાથે બાંધ્યો. ગરીબ બિચારી હરિણી જાણતી નહોતી કે તેની પાછળ પારધી પડ્યો છે!

---

## પ્રકરણ ૨૭ મું.

---

### અમિના અને ગુલબહાર.

પતિવ્રતા ગુલબહારને કેદમાંથી મુક્ત કરવી તે એક અગત્યનું કામ હજી અમિનાને કરવાનું હતું. નૂરે સળગાવેલા અગ્નિમાં નૂરનું બળિદાન દેવાથી–તેનું ખૂન કરવાથી પોતે ખોટું કામ કર્યું–ભયંકર પાપ કર્યું એમ તેને બિલકુલ લાગ્યું નહિ. ભોંયરામાંથી બહાર નીકળતાં તે જરા ગભરાયા સરખી થઈ ગઈ પણ બહારની ઠંડી હવા લાગતાં જ તેનું ચિત્ત શાંત થયું અને તે ગુલબહારના કેદખાનાના ઓરડા તરફ વળી. ગુલબહારે કેટલાક દિવસ થયાં કાંઈ ખાધું નથી, એમ નૂરે તેને કહ્યું હતું તેનું તેને સ્મરણ થયું. તે પુનઃ ભોંયરામાં જઇને ખાવાનાનો ડબો લઇ આવી; પણ પુનઃ તેને એક શંકા આવી. નૂરે આપેલું ખાવાનું માદક કિંવા ઝેરી તો નહિ હોય, એવી શંકાથી તેણે તેમાંનું

થોડુંએક કૂતરાને ખવરાવ્યું અને તેની કાંઇ પણ ખરાબ અસર તે કૂતરાપર નહિ થવાથી તેના ચિત્તનું સમાધાન થયું.

પાંચ જ દિવસ થયા હતા, પણ તેટલા સમયમાં ગુલબહારની સ્થિતિ બહુ ખરાબ થવા પામી હતી ! તેના મસ્તિકને શોભાવનારા કાળા રેશમ સરખા કેશ કેવળ મલિન થઇ ગયા હતા. તેનાં રમણીય નેત્રોમાંનું પૂર્વનું તેજ કેટલેક અંશે દૂર થઇને તેને સ્થાને અશ્રુવહનથી રક્તતા પ્રસરી હતી. ગાલપરની પૂર્વની ગુલાબી છટા દૂર થઇને તે અશ્રુથી મલિન થયા હતા. તેની સુંદર મુખમુદ્રા કેવળ ફિક્કી જણાતી હતી. અત્યારની તેની સ્થિતિ કેવળ કરૂણાજનક હતી. બાહ્યત: તેની સ્થિતિ એવી હતી, પરન્તુ તેના નિર્મળ હૃદયમાં કેવા દુ:ખદાયક વિચારો ભડભડ બળી રહ્યા હતા ?

"મારા પતિનો મારા પર કેટલો પ્રેમ ? અહા ! તે સઘળો પ્રેમ એક ક્ષણમાં દૂર થયો ! તેનું મન મારા માટે બહુ જ કલુષિત થયું ! શું હવે તે કદાપિ મારે માટે સારો વિચાર ધરાવશે ? હાય, હાય, હવે ક્યાં જવું અને આ દુ:ખ કોને કહેવું ? બિચારા ધીરસિંગની શુ સ્થિતિ થઇ હશે, તે ખુદા જાણે ! મને કેદમાં નાંખી તે સાથે તેને પણ કેદમાં નાંખેલ હશે કે તેને મારી નાંખ્યો હશે, તે શી ખબર ? અરેરે ! તે બિચારો રજપૂત મારા સગા ભાઇ કરતાં પણ વધારે હિતચિંતક નીવડ્યો, પણ તેને માથે કેવડું મોટું કલંક ? ! ધીરસિંગ ! ધીરસિંગ ! તારા ઉપકાર અને આત્મભોગનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? !" એમ વિચારતી ગુલબહાર રડી રડીને છેવટે બેશુદ્ધ થઇને પડી; એટલામાં કોઇએ કારાગૃહનું બારણું ઉઘાડ્યું. ગુલબહારે માન્યું કે તે નૂર હશે અને તેથી ક્રોધાવેશથી તેની બેશુદ્ધિ ઉડી ગઇ અને બારણાભણી નજર કરી તો અમિનાને હાથમાં ખાવાનું લઇને આવતી દીઠી. અમિના એક ખૂણામાં પોતાના હાથ માંહેનો દીવો મૂકીને ખાવાનું લઇ ગુલબહારની પાસે આવી, તથા ગુલની દુ:સ્થિતિ જોઇ અંતરથી ખેદ પામી બોલી: "બાઇસાહેબ, બાઇસાહેબ ! આ તમારી શી સ્થિતિ ? !"

"અમિના ! અમિના ! આ દુ:ખ હું કેવી રીતે સહન કરૂં ?" એમ બોલીને તે અમિનાને ગળે બાઝી પડી અને તેની છાતીમાં મસ્તિક ઘાલીને રડવા લાગી. ગુલબહારનું દુ:ખ જોઇને અમિનાથી પણ રહેવાયું નહિ અને તેણે પણ ચક્ષુદ્વારા દુ:ખના ઉભરાને બહાર કાઢ્યો. બન્નેનાં ગભરાએલાં અંત:કરણ એટલાં તો ભરાઇ ગયાં હતાં કે કેટલીક વાર સુધી તો એકકેથી કાંઇ પણ બોલાયું નહિ. છેવટે અમિના હૃદયને કિંચિત્ શાંત કરીને બોલી: "બાઇસાહેબ, હવે થયું તે ન થયું થનાર નથી, માટે જરા હિંમત રાખો !"

અમિનાએ એક વાર રહિમાનને પૂરો ફજેત કર્યો હતો, તે રહિમાન ભૂલી ગયો નહોતો; પણ અત્યારે તેને અમિનાની ગરજ પડી હોવાથી તે ગઇ-ગુજરીને વિસરી ગયો હતો. ફરીથી પણ અમિના એવું કરશે એમ તે માનતો ન હતો, છતાં ફરીથી તેવી ફજેતી ન થાય, તેટલા માટે તે સાવધ રહ્યો હતો.

અમિનાએ તેની પાસે આવીને પૂછ્યું: "કેમ? શું હુકમ છે?"

રહિમાન બોલ્યો: "પ્યારી! હું શું હુકમ કરૂં? તારા હુકમની જ આ નોકર રાહ જુએ છે." એમ બોલીને તે અમિનાનો હાથ પકડવા લાગ્યો.

અમિના આંખો નચાવતી જરા છણકો કરીને બોલી: "અહીં તે હોય? ગાંડા થયા છો? જરા બાજુએ તો ચાલો."

"તારો હુકમ, પ્યારી!" એમ કહીને અમિનાનો હાથ પકડીને એક બાજુની કોટડીમાં લઇ ગયો. માંહે જઇને તેણે એક દારૂની બાટલી અને પ્યાલો અમિનાની સામે ધર્યાં અને કહ્યું: "લે, પ્યારી! ચલાવ હવે!" અમિનાએ પહેલાં રહિમાનને જ પ્યાલો ભરી આપ્યો અને રહિમાન ગટગટાવી ગયો: "પ્યારી! તારા હાથનો પ્યાલો બહુ મીઠો લાગે છે, હો!" રહિમાને દારૂ પીને પ્યાલો નીચે મૂક્યો પણ નહોતો એટલામાં અમિનાએ પોતાની ભેટમાંથી છરો કાઢ્યો અને તે રહિમાનની સામે ઉગામ્યો તથા તે સાથે ઘા પણ કર્યો!"

"આ શું? આ શું?" એમ બોલતો-જરા સ્વસ્થ થતો રહિમાન ગભરાયો.

અમિના દાંત પીસતી બોલી: "લુચ્ચા! તને શરમ આવતી નથી? શું તું તારા માલેકથી પણ બેઇમાન થયો? આની નિમકહરામી! લે, આ મેં તને તે નિમકહરામીનું જ ફળ આપ્યું છે. તને ઠાર જ કરવો જોઇતો હતો; પણ ના, તું થોડી વાર સુધી તો જીવતો રહે. તને જે જખમ થયો છે તેથી જ તું મરણ પામશે. તારી જાળમાં તું જ પકડાયો છે. લુચ્ચા! હવે તેનાં ફળ ભોગવ. નૂરનું મુડદું મહેલના ભોંયરામાં પડ્યું છે અને હું તથા ગુલબહાર તેના મામાને ત્યાં જઇએ છીએ. જા, ખાનસાહેબ આગળ તારા સઘળા ગુન્હા કબૂલ કરજે અને તેટલા માટે જ મેં તને જીવતો રાખ્યો છે. આ છરાને મેં ઝેર પાયું છે અને તે ઝેરની અસરથી કાલે સાંજે તું ખુદાના દરબારમાં જઇ પહોંચીશ; જા, હવે ખુશીથી મરી જા." અમિના રહિમાનને તરફડતો મૂકીને ગુલબહારની પાસે ચાલી આવી અને રહિમાનના ખૂનની વાત તેને કહી. તે સાંભળીને ગુલબહાર ગભરાતી બોલી: "અમિના! તેં આ શું મચાવ્યું છે? હજી તું કોનો કોનો પ્રાણ લેનાર છે?"

"ના. હવે તો કોઇનો નહિ." એમ કહીને અમિના ચાલવા લાગી. ઠરાવ્યા મુજબ બન્ને ઝાડની નીચે જઇ પહોંચી, ત્યાં એક માણસ ત્રણ ઘોડા લઇને ઊભો હતો. તેને અમિનાએ તે મહોરો આપી અને ચાલ્યા જવાને કહ્યું. તે માણસ ચાલ્યો ગયો. તેઓ ઘોડાપર બેસતી હતી, એટલામાં પાસેની ઝાડીમાંથી કોઇ માણસ બહાર આવ્યું. તેને જોતાં જ અમિના સાવધ થઇ અને તેણે પોતાની ભેટમાંથી જમૈયો બહાર કાઢ્યો; પણ પેલા માણસે તેને યુક્તિપૂર્વક ઝૂંટવી લીધો અને બાકી રહેલા ત્રીજા ઘોડાપર બેસીને સત્વર પલાયન કરી ગયો. અમિના અને ગુલ તે જોઇને ચકિત થયાં.

---

## પ્રકરણ ૨૮ મું.

### ખરો દ્દોલતરાવ.

ત્રસ્ત થએલી હરિણીના સરખી સુવર્ણદેવી તે ઝાડ તળે વિરામ લેવાને થોભી. ભૂત અને ભવિષ્યના અનેક વિચારતરંગોમાં તેનું મગજ રમી રહ્યું. પોતે પોતાના પતિની પાસે જવાને કેવી રીતે બહાર પડી—કેટલું સંકટ વેઠ્યું, તોપણ છેવટે આવું વિઘ્ન ઉપસ્થિત થયું. પોતાની અને પતિથી ભેટ થશે કે નહિ? શું તે દિવસની ભેટ છેલ્લી જ? પોતે જેને દ્દોલતરાવ માનતી હતી તે દ્દોલતરાવ નથી બલકે હિંદુ પણ નથી, તો અમિના તેને કેમ ઓળખી શકી નહિ હોય? કે પછી આ જ ખરો દ્દોલતરાવ હોવા છતાં પોતાની દુષ્ટ ઇચ્છા પૂરી કરવાને હું દોલતરાવ નથી, એમ તો નહિ કહ્યું હોય? અને જો આ ખરો દ્દોલતરાવ ન હોય તો પછી ખરો દ્દોલતરાવ કયે રસ્તે ગયો હશે? હરિ! હરિ! જો મારામાં આટલું સૌંદર્ય ન હોત તો અત્યારે આ નામધારી દ્દોલતરાવ કે પૂજારીના છોકરાના સંમોહનું કારણ હું થઇ પડી હોત? આવા આવા અનેક વિચારો તેના ચિત્તમાં આવ્યા અને ગયા. તે વિચારમાં તે એટલી તો લીન થઇ ગઈ હતી કે સ્હવાર પડી અને પાછળ પડેલો પારધી આવી પહોંચ્યો, તેની પણ તેને ખબર પડી નહિ! તેના ઘોડાના દાબડાનો અવાજ પણ અભાગિની સુવર્ણદેવી સાંભળી શકી નહિ!

"ઓહો! પરી જાન!" દ્દોલતરાવ નજીક આવીને બોલ્યો. તેનો શબ્દ સાંભળતાં જ સુવર્ણદેવી ચમકી અને તેણે પોતાના ધ્યાનમાંથી ઉંચું જોયું તો પોતાની સામે ઘોડાપર બેઠેલા દ્દોલતરાવને તેણે જોયો. તે ક્ષણભર તો ગભરાઈ પણ તત્કાળ ધૈર્ય રાખીને તે

એકદમ ઘોડાપર સવાર થઇ અને નાસવાનો પ્રયત્ન કર્યો, પણ તેનો તે પ્રયત્ન વ્યર્થ હતો. દોલતરાવે તેના ઘોડાની લગામ એકદમ પકડી લીધી અને કહ્યું: “શામાટે આટલી તકલીફ લે છે?”

“દુષ્ટ! આવી રીતે પરાઇ સ્ત્રીને ફસાવી લાવવામાં તને શરમ નથી આવતી? છોડી દે લગામ!” સુવર્ણદેવી ક્રોધથી બોલી.

દોલતરાવ હસીને બોલ્યો: “ઓહો! પણ મેં તને મારી સાથે આવવા ક્યાં કહ્યું હતું? તું તારી પોતાની મેળે જ મારી સાથે ચાલી આવી છું! બસ, માટે હવે તું મને વશ થા, એટલે થયું!”

“દૂર રહે નિર્લજ્જ! મુંગો મર, નહિતો—”

“નહિતો શું કરીશ?” દોલતરાવે હસીને પૂછ્યું.

“બૂમ પાડીશ–લોકોને બોલાવીશ–તને અપરાધી ઠરાવીશ; નહિતો છેવટ હું મારો પ્રાણ આપીશ.”

દોલતરાવ હસતો હસતો બોલ્યો: “પ્રાણ આપીશ? પણ તારા રૂપથી અને આંખોના કટાક્ષથી હું પોતે જ અધમૂઓ થઇ ગયો છું તે?”

હજી તે બોલી પણ રહી નહોતી, એટલામાં ઘોડાના ડાબડાનો અવાજ સાંભળવામાં આવ્યો, અને થોડી વારમાં એક ઘોડેસવાર આવી પહોંચ્યો. દોલતરાવ તેની સામે કાંઇક ચિંતા અને ભયથી નજર કરી રહ્યો. તે સવાર નજીક આવતાં જ ગર્જના કરતો બોલ્યો: “ઓહો! ફરેબીખાન! અરે દુષ્ટ–” એમ બોલતાં જ તેણે પોતાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢી.

આપણો આ નામધારી દોલતરાવ બીજો કોઇ નહિ પણ ફરેબીખાન જ હતો. ફરેબીખાને વ્યર્થ ઝપાઝપી કરવાનું વાજબી માન્યું નહિ, કારણકે સુવર્ણદેવી કરતાં પણ એક વધારે અચ્છો શિકાર–ગુલબહારને પકડીને તેમાંથી સુખ મેળવવાની તેને અભિલાષા હતી. ખરું રત્ન લેવાની લાલસાથી, ખોટા રત્નને લેવામાં પ્રાણ ગુમાવવો અને લડવું તે તેને વાજબી લાગ્યું નહિ. પેલો સવાર કે જે ખરો દોલતરાવ હતો, તેણે પોતાની તલવાર મ્યાનમાંથી કાઢતાં જ ફરેબીખાન પોતાનો ઘોડો દોડાવીને સત્વર અદૃશ્ય થયો. દોલતરાવે સુવર્ણદેવીને પોતાની ઓળખ આપી અને કહ્યું: “હવે આપ નિર્ભય રહેજો. હું આપને મરાઠી રાજ્યમાં પહોંચાડવા ધારું છું. બે દિવસની વાટ છે, પછી પન્હાળગઢ આવશે.” એમ કહીને બન્નેએ પન્હાળગઢ તરફ પ્રયાણ કર્યું.

ફરેબીખાનની ધાપ ગુલબહારને જ પકડવા તરફ હતી. રહિમાન અને નૂરને તે કારણથી ફોડયાં હતાં અને કથાની શરૂઆતમાં શ્રીરંગસિંગને કાળી આકૃતિ સંબંધે જે કાંઇ વહેમ પડયો હતો, તે ફરેબીખાન

પોતે જ હતો. તે ત્યાં ગુલબહારને પકડી લેવાને કાવતરું કરવા આવેલો હતો. ધીરસિંગના મકાનમાં જ્યાં ત્યાં ચિઠ્ઠી મોકલવાનું કામ તે નૂરની માર્ફતે કરતો હતો. ફકીરનો વેશ તેણે રહમખાનને ગુલના સંબંધમાં ખોટો વિચાર ઠસાવવાને જ લીધો હતો. ગુલબહારને કેદ કરવામાં આવે ત્યારપછી તેને ઉપાડવી, તેવો તેનો વિચાર હતો, પણ રહમખાને મહેલનો દરવાજો બંધ રાખ્યાથી તે ફાવી શક્યો નહિ. મહેલમાં પેસવાનો બીજો કાંઈ રસ્તો છે કે નહિ તે જોવાને ફરેબીખાન તથા તેનો એક નોકર ફરતા હતા, એટલામાં ઘોડા લઇને ઊભેલો દોલતરાવ તેના જોવામાં આવ્યો. તેને પકડી, બાંધીને ફરેબીખાન શું થાય છે તે જોવાને તે ઝાડ તળે ઊભો રહ્યો. દોલતરાવનાં કપડાં કાઢી લઇને તેણે જ પહેર્યાં હતાં એટલે અંધકારમાં અમિના તેને ઓળખી શકી નહોતી. અમિનાનો સ્વર ફરેબીખાને ઓળખ્યો હતો. એ ઉપરથી સુવર્ણદેવીને ગુલબહાર સમજીને તે ખુશ થયો હતો, પણ પાછળથી તે ગુલબહાર નથી એમ જાણવામાં આવ્યાથી તેણે પૂજારીના છોકરાની મદદથી સુવર્ણદેવીને ખરાબ કરવાની જ દુષ્ટ વાંચ્છના માત્ર રાખી હતી. પણ તેમાં તે નિષ્ફળ ગયો અને ખરો દોલતરાવ આવી પહોંચવાથી સુવર્ણદેવીનો બચાવ થયો. ગુલબહારના ગુલબદનમાં ગાંડો થએલો ફરેબીખાન સુવર્ણગઢ તરફ નાસી ગયો.

---

## પ્રકરણ ૨૯ મું.

### રહમખાનનો પશ્ચાત્તાપ.

જે સત્ય જાણ્યા વિણ આચરે છે, વિચાર વિના સહસા કરે છે,<br>
તે મૂર્ખ શીર્ષે દુઃખઓઘ જાસ્યો, નકૂલથી બ્રાહ્મણ દુઃખ પામ્યો.

સુભાષિત.

**નો**કરી કરવા તરફ હવે રહમખાનનું બિલકુલ ધ્યાન રહ્યું ન હોતું, કારણકે ગુલબહાર સંબંધી ચિંતાઓના કિલ્લાથી તે એવો તો ઘેરાઇ ગયો હતો કે તેને આખો દિવસ કાંઇ પણ ગમતું નહોતું. જેના પર પોતે આટલો પ્રેમ કર્યો, જેના પર પોતે અત્યંત વિશ્વાસ રાખ્યો, જેની ક્ષુલ્લક ઇચ્છાઓને પણ પરિપૂર્ણ કરી, તે પોતાની પત્ની આવી બેઇમાન નીકળી એમ વિચારતાં જ રહમખાનના ચિત્તમાં મોટો ઉદ્વેગ પેઠો. આથી તેણે લાંબો વિચાર કર્યા વિના ગુલ અને ધીરસિંગને કેદમાં નાંખ્યાં. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તેનું અંતર્ તેને દંશ દેવા લાગ્યું. 'મેં કરેલું આ કામ શું વાજબી છે?' એવી શંકા વારંવાર તેના ચિત્તમાં આવવા લાગી. હું માનું છું તે પ્રમાણે તેઓ બન્ને ખરેખરા અપરાધી હશે કે મેં અવિચારી કાર્ય કર્યું છે

એવો પ્રશ્ન વારંવાર તેના મનમાં ઉદ્‌ભવવા લાગ્યો. તે બન્નેએ અમે અપરાધી નથી એમ વારંવાર કહેવા માંડયું પણ તેમને મે સાંભળ્યાં નહિં એ કાંઇ ઠીક કર્યું નહિ એમ તેને લાગવા માંડયું. "તે ફકીરે કેવળ મારી અને ગુલની વચ્ચે વેર પડાવવાને પણ શા-માટે ન કહ્યું હોય? હું જેમ તે ફકીરનું બોલવું શાંતપણે સાંભળતો હતો, તેવી રીતે તે બન્નેને શાંતતાથી સાંભળવાં જોઇએ અને તેમ જ ખરેખરો ઇન્સાફ થયો ગણાય; પણ મેં તેમ કર્યું નહિ, એ ઠીક થયું નહિ; ન્યાયની દૃષ્ટિથી એ એક મોટી ચૂક થવા પામી." એવા વિચારો રહી રહીને તેના મગજમાં ઊભા થયા, પરન્તુ બીજી જ ક્ષણે તેને એમ લાગ્યું કે "તેઓએ ગુન્હો કર્યો જ હોવો જોઇએ અને ફકીરે કહેલી વાત ખરી જ હોવી જોઇએ. મારી અને મારી પત્ની વચ્ચે વેર પાડવામાં તે ફકીરને શું ફાયદો હોય? ધીરસિંગ યુવાન્ છે, શૂરો છે, રૂપાળો પણ છે અને ગુલ તેના પર ફિદા થઈ હોય તો તે કાંઇ નહિ બનવાજોગ નથી. વળી ધીરસિંગનો પત્ર ગુલની પાસે ક્યાંથી આ-વ્યો અને ગુલની વીંટી ધીરસિંગની પાસે ક્યાંથી આવી? બસ, આ એ બાબતો તેમનો ગુન્હો ખુલ્લી રીતે પુરવાર કરે છે." એ પ્રમાણે ઉલટા સુલટા વિચારોથી તેનું મગજ ભરાઇ ગયું. ખરેખર, તેનું મગજ દ્વિધા થઇ ગયું હતું.

સાંજનો વખત હતો. રહમખાન ઉપર પ્રમાણે ઉલટા સુલટા વિચારોમાં ગુંથાઈ રહ્યો હતો અને મહેલમાં આમ તેમ ફરતો હતો એટલામાં એક પહેરેગીરે આવીને ખબર આપ્યા કે "રહિમાન મરણપથારીએ પડયો છે અને તે આપની ભેટ લેવા ઇચ્છે છે." રહમખાનને આ સાંભળીને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે રહિમા-નની પાસે ગયો. દરવાજા પાસેની કોટડીમાં રહિમાન તરફડતો પડયો હતો. રહમખાનને જોતાં જ તે બોલ્યો: "સાહેબ! મેં મોટો ગુન્હો કર્યો છે અને તેટલા માટે ખુદાના દરબારમાં પહોંચ્યા પહેલાં હું આ-પની માફી માંગું છું."

રહિમાનનું કથન સાંભળીને રહમખાનને બહુ આશ્ચર્ય થયું. તે બોલ્યો: "હું માફ કરીશ, રહિમાન! જે કહેવું હોય તે ખુશીથી કહે."

"આપ માફ ન કરો તેવો ભયંકર ગુન્હો મેં કર્યો છે. મેં આપની સાથે મોટી બેઈમાની કરી છે. આપનું નિમક ખાઇને હું નિમકહરામ બન્યો છું. મેં આપનું સત્યાનાશ વાળી નાંખ્યું છે!"

"અરે, પણ તું આ શું બડબડે છે? તું ભાનમાં છે કે બેભાન છે?"

"સાહેબ! હું ભાનમાં છું; સાંભળો. પેલા ફકીરે જે કહ્યું હતું તે સઘળું ખોટું છે!"

રહમખાન શંકા અને આશ્ચર્યના મહાસાગર વચ્ચે ઝોલાં ખાતો

બોલ્યો: "ગુલબહાર અને ધીરસિંગ સંબંધે તેણે જે કહ્યું હતું, તે સઘળું ખોટું?"

"જી હા, તે સઘળું ખોટું! તે ફકીર પોતે પણ ખોટો હતો કારણકે તે ફકીર નહોતો પણ ધીરસિંગનો દુશ્મન ફરેબીખાન હતો. તેણે ફકીરનો વેશ લઇને આપને ફસાવ્યા. તેનો હેતુ ધીરસિંગને મારી નાંખવાનો અને બીબીસાહેબને ઉપાડી જવાનો હતો. ફરેબીખાન અસંત દુષ્ટ, નીચ, ખૂની છે."

આશ્ચર્ય અને ક્રોધના વાયુમાં ફડફડતો રહમખાન બોલ્યો: "પણ તે હરામખોર પોતાની યુક્તિમાં ફાવ્યો કેવી રીતે?"

"તેણે કિલ્લામાંનાં કેટલાંક માણસોને ફોડ્યાં છે; તેમાં હું અને દાસી નૂર એ બે મુખ્ય છીએ. સાહેબ મને માફ—"

રહમખાન કઠોર સ્વરથી બોલ્યો: "રહિમાન! તું આટલો બધો બેઇમાન હઇશ, તે હું સ્વપ્ને પણ જાણતો ન હતો." રહમખાને એક ઉંડો-ઉનો નિઃશ્વાસ નાંખ્યો.

"સાહેબ, મેં ફીતુરી બનીને આપને અને ધીરસિંગને ફસાવ્યા છે. ફરેબીખાન અહીં આવેલ છે તેવો ધીરસિંગને સંશય પડ્યો હતો; પણ તેમણે મારા પર વિશ્વાસ રાખ્યો અને મેં તેમને ફસાવ્યા. જે પત્ર ઉપરથી બીબીસાહેબ ઉપર આપને સંશય આવ્યો છે, તે પત્ર ધીરસિંગ પાસે મેં જ લખાવ્યો હતો. તેમણે મારા પર વિશ્વાસ રાખ્યો અને મેં મારી સ્ત્રીને પત્ર લખવાનું કહ્યું તે પ્રમાણે તેમણે લખી આપ્યો. નૂરે તે પત્ર જરીકામના અંગરખાના ગજવામાં મૂક્યો અને તેમની વીંટી ચોરી લીધી. તે વીંટી કિલ્લાના બૂરજપર એક ઠેકાણે મૂકી અને મેં તે તરફ ધીરસિંગનું ધ્યાન ખેંચ્યું એટલે તે સમજ્યા કે કોઇની વીંટી પડી ગઈ હશે, તે તેમને જડી."

રહમખાન પોતાના કપાળમાં હાથ મારીને બોલ્યો: "અરેરે! ધીરસિંગ! મેં તારો નકામો તિરસ્કાર કર્યો!! અને પ્યારી ગુલ! તને પણ દુઃખસાગરમાં ડુબાવી દીધી!"

"પણ સાહેબ, મારૂં કહેવું પૂરેપૂરૂં સાંભળી લો. હવે હું વધારે વખત જીવીશ નહિ, કારણકે મારી નસો તૂટવા લાગી છે. આપના મહેલમાં જે કાંઈ વાત થતી હતી, તે ફરેબીખાન નૂર મારફતે જાણતો હતો. અમારો વિચાર બીબીસાહેબને ફરેબીખાનને હવાલે સોંપવાનો હતો, પણ આપે દરવાજા બંધ કરવાનો હુકમ આપ્યો તેથી અમારૂં કામ પાર પડ્યું નહિ. છેવટે અમિનાને ફોડીને બીબીસાહેબને કિલ્લા બહાર કાઢવાનું ઠરાવ્યું. નૂરે અમિનાને ભોળવી પણ અમિના નૂર કરતાં પણ વધારે કપટી નીવડી! તેણે પહેલાં તો બીબીસાહેબને બહાર કાઢવાનું માથે લીધું, પણ પાછળથી તેણે કપટી નૂરનું વૈર લેવાને તેનું

જ ખૂન કર્યું. તે મુડદું મહેલના ભોંયરામાં પડયું હશે. મારું પણ વૈર લેવાને અમિના મને ઝેરી છરો મારીને બીબીસાહેબને સાથે લઇને તેમના મામાની પાસે ચાલી ગઈ છે! આપને આ સઘળી વાત કહેવા માટેજ તે મને અત્યાર સુધી જીવતો રાખી ગઇ છે!"

"હેં!!" રહમખાન આશ્ચર્ય પામતો બોલ્યો: "શું પ્યારી ગુલ પણ ગઈ છે? જ્યારે અમિના આ બધું જાણતી હતી, ત્યારે તેણે મને વાત કેમ કરી નહિ?"

"આપ તેનું કહેવું ખરૂં નહિ માનો, એમ ધારીને તેણે વાત વાત કરી નહિ હોય! બસ, સાહેબ! હવે મારા પ્રાણ જાય છે!"

"રહિમાન! રહિમાન! તેં મારૂં સત્યાનાશ વાળી નાંખ્યું છે, પણ હું શું કરૂં? તું હવે મરી જાય છે, અને જા, તારા તે સઘળા ગુન્હા હું તને માફ કરૂં છું." રહમખાનનું મન કેવળ અસ્વસ્થ થઈ ગયું હતું, તેથી તે સત્વર મહેલમાં જવાને ઉઠયો. રહિમાન બોલ્યો: "માર હજી પણ આપને એક વાત કહેવાની છે."

"શું છે? જલ્દી કહે!"

"તે વાત ઘણી ખરાબ છે. હું કહું છું કે તમે હવે કિલ્લાપર રહેશો નહિ. સાગરસિંહ, સુવર્ણદેવી; પેલો ઘરડો મરાઠો કેદી એ ત્રણે નાસી ગયાની ખબરથી બાદશાહ કાંઇક વધારે ચીડાયો છે. ફરેબીખાન આપને પણ પોતાની પ્રપંચજાળમાં સપડાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તેના કાવતરાથી બાદશાહને હાથે જ આપ કેદ થવા પામશો, કારણકે એકી સામટા ત્રણ ગુન્હેગાર નાસી છૂટયા છે અને તે સઘળા આપની મદદથી નાઠા છે, એવું ભૂત બાદશાહના મગજમાં ભરાવવાને ફરેબીખાન પ્રયત્ન કર્યા સિવાય રહેનાર નથી."

આ સાંભળતાં રહમખાન ચિંતા અને દુઃખના વાદળાથી એકાએક ઘેરાઇ ગયો. રહિમાન બે ચાર ડચકાં ખાઇને તુરત મરણ પામ્યો. શું કરવું તે રહમખાનને સૂઝ્યું નહિ અને એકાએક મહેલમાં ગયો. ગુલબહારની સુંદર છબી એક દિવાલપર લટકી રહી હતી, તે સામે જોઇને, ગુલની બીજી અનેક નિશાનીઓ જોઇને, તે હૃદય ખાલી કરીને પુષ્કળ રડયો. જે મહેલમાં પોતાની પતિવ્રતા બીબી પોતાની વૃદ્ધાવસ્થામાં સુખનું અમૂલ્ય સાધન થઇ પડી હતી, તે જ મહેલને બાદશાહ તરફના ભયથી હવે સત્વર છોડવો પડશે, તેમ વિચારતાં તેનું હૃદય ફાટી જવા લાગ્યું. પણ સમયવર્ત્તી થવું તે તેને માટે અત્યારે બહુ જ અગત્યનું હતું. તેણે પોતાનો વેશ બદલ્યો અને તે તરફ એક દુઃખભરી નજર નાંખીને કહ્યું: "રહમખાન! કમનસીબ રહમખાન! તારી પાક બીબીને તેં દુઃખ દીધું છે તેનું જ આ તને પ્રાયશ્ચિત્ત મળ્યું! હાય! હાય! પ્યારી ગુલને હું ગુમાવી બેઠો, આ સઘળો વૈભવ પણ

ગુમાવી બેઠો અને ધીરસિંગ! પવિત્ર ધીરસિંગ! તારી ડહાપણભરી સલાહ પણ હવે મારા નસીબમાં ન જ રહી!" એમ વિચારીને ધીરસિંગને કેદખાનામાંથી બોલાવી તેની સલાહ લેવાનું તેને મન થયું. કારાગૃહમાંથી તેને બોલાવવા માટે માણસ મોકલ્યું તો ખબર મળ્યા કે "કારાગૃહ ખુલ્લું છે અને ધીરસિંગ ક્યાંય નાસી ગએલ છે!" રહમખાને હવે વધારે વાર સુવર્ણગઢમાં થોભવાનું ઉચિત માન્યું નહિ. તે જ રાત્રિને પરોઢીયે તેણે સાગરસિંહ, સુવર્ણદેવી, અણ્ણાજી પંત, ગુલબહાર, અમિના અને ધીરસિંગની માફક સુવર્ણગઢના કિલ્લાને છેવટના પ્રણામ કર્યા.

---

## પ્રકરણ ૩૦ મું.

### ગઢ આવ્યો પણ સિંહ ગયો!

Ah! let not Hope prevail,
Lest disappointment follow.

*Miss Wrother.*

ઉદયાસ્તનું ચક્ર એવું હોય છે કે દરેક મનુષ્ય પ્રાણી અવશ્ય તેના ચક્રમાં ફર્યા સિવાય રહેતો નથી. પરન્તુ દુઃખિયારી ગુલાબ દુનિયામાં માત્ર એકલી જ એવી હતી કે જેણે કદાપિ ઉદય જોયો જ નહોતો અને અસ્તના ચક્રમાં જ ગતિ કરવાનું જેને માટે સર્જાએલું હતું. મોતી અને તેની વૃદ્ધ માતાની ઝુંપડીમાં હિંમતરાવે પોતાના તીરથી ઘવાએલી ગુલાબને માટે રહેવાની સગવડ કરી હતી, તે બનાવ વાચક નહિ જ વિસરી ગએલ હોય. ગુલાબને માટે સર્વ પ્રકારની સગવડો કરી આપીને હિંમતરાવ કિલ્લા તરફ જવાને નીકળ્યો. વસંતગઢના કિલ્લાને ભેદભરી રીતે તાબે કરવાનું કામ હિંમતરાવ ઉપરાંત હંબીરરાવને પણ સોંપવામાં આવ્યું હતું જે હંબીરરાવ હિંમતરાવનો એક મોટો હરીફ હતો; પણ કિલ્લાની નજીકમાં જતાં એક મરાઠા ચારે હિંમતરાવને ખબર આપ્યા કે હંબીરરાવ કિલ્લામાં પ્રવેશ કરવાને ફકીરનો વેશ લઇને ગયો હતો, પણ મોગલ પેહેરેગીરોના હાથમાં સપડાઈ ગયો છે અને હાલમાં કેદખાનામાં પુરાએલો છે. પોતાનો હરીફ હોવા છતાં હંબીરરાવ આવી રીતે સપડાયો તે જોઇને હિંમતરાવને બહુ જ ખરાબ લાગ્યું, અને તેને કોઈપણ રીતે છોડાવવો તેવો તેણે નિશ્ચય કર્યો.

સૂર્યાસ્ત થઈ ગયો હતો. અત્યારે વસંતગઢનો કિલ્લેદાર અને ગુલાબનો પિતા યાકુબખાન પોતાના મહેલની પાછળના બાગમાં કોઈ અગમનિગમના વિચારો કરતો ફરતો હતો. આ વખતે તેની આસપાસ કોઈ પણ નોકર નહોતો. ગુલાબ નાસી ગઈ અને પોતાનું ખરાબ કહેવાયું તેથી ઉદ્વેગ પામેલા ચિત્તને જરા વિશ્રાંતિ આપવાને તે બાગની

હવા ખાતો હતો. તેની મુખમુદ્રા ઉપરથી તેનું ચિત્ત સ્વસ્થ દેખાતું નહોતું. તેની સ્ત્રીએ તેના મનમાં ઠસાવ્યું હતું કે ગુલાબ ખરાબ ચાલની હોવાથી તે કોઇને લઇને નાસી ગએલી હશે; પણ ગુલાબ એવી ચાલની હોય, તેમ યાકુબખાનનું દિલ માની શક્યું નહિ. પોતાની સ્ત્રીના બોલવા ઉપરથી પોતે ગુલાબનો તિરસ્કાર કર્યો એ કાંઈ ઠીક કર્યું નહિ, એમ તેને લાગ્યું. પોતાના બોલવાથી ગુલાબે કદાપિ આપઘાત તો નહિ કર્યો હોય, તેવો તેના હૃદયમાં ભય પેઠો હતો. તેની સ્ત્રીનો તેના ઉપર સખ્ત દાબ હોવાથી ગુલાબની શોધને માટે ખુલ્લી રીતે માણસો મોકલવાની હિંમત પણ તે ચલાવી શક્યો નહિ. તેણે એકાદ બે માણસોને તપાસ કરવા મોકલ્યા, જેમાં ગુલાબનો દુષ્ટ મામો પણ એક હતો, પણ તેનું પરિણામ શૂન્યમાં જ આવ્યું. ઘરમાં એક સારા સ્વભાવની દાસી હતી તે ગુલાબનો સુસ્વભાવ તથા તેની સાવકી માતાની કુટીલતાને સારી પેઠે જાણતી હતી પણ બીબીસાહેબના ડરથી અને નોકરી મૂકવી પડે તેવા ભયથી તે પણ કાંઈ બોલી નહિ. આવી રીતે યાકુબખાન પોતાની સ્ત્રીના હાથમાંનું એક રમકડું જ બની રહ્યો હતો.

ગુલાબ સંબંધી વિચારમાં ગોટવાએલો યાકુબખાન અહીં તહીં ફરતો હતો, એટલામાં આસપાસ ફેલાએલા અંધકારમાં કેટલેક દૂરથી એક કાળી આકૃતિને પોતાની તરફ ચાલી આવતી તેણે જોઇ. રાત્રિનું અંધારૂં થઈ ગયું હતું, તેનું ભાન અત્યારે તેને થયું. તે સત્વર મહેલ તરફ વળ્યો, એટલામાં પેલી કાળી આકૃતિ નજીક આવીને બોલી:

" ખાન ! ડરીશ નહિ. હું તને ત્રાસ આપવાને આવ્યો નથી, પરંતુ ઉલટું તારૂં કલ્યાણ કરવાને માટે આવ્યો છું. "

યાકુબખાન જરા ધીરજ રાખીને ઊભો રહ્યો અને બોલ્યો: " પણ તું કોણ છે ? "

" ખુદાનો સેવક. " એમ બોલતી તે આકૃતિ નજીક આવી. યાકુબખાન તેની સફેદ દાઢીને ફરફરતી જોઇ શક્યો અને તેણે માન્યું કે તે કોઈ ફકીર હોવો જોઇએ. તે ફકીર નજીક આવતો બોલ્યો: " બોલ, તને તારી પુત્રી જોવાની ઇચ્છા છે ? "

" હા, બહુ જ ઇચ્છા છે; પણ જો તમે જાણતા હો તો કહો કે તે સુખમાં છે કે દુઃખમાં છે ? "

" અરે, તેં પોતે જ તેને દુઃખમાં ધક્કેલી દીધી છે, અને પછી તે સુખમાં ક્યાંથી હોય ? પણ જો તું તેનું મ્હોં જોવા ઇચ્છતો હોય તો તારે મારી એક વાત કબૂલ કરવી પડશે. "

" શું વાત ? " યાકુબખાને જરા આતુરતા સાથે પૂછ્યું.

" ગુલાબ તારે ત્યાં દુઃખી હતી, તે હું લાંબા વખત થયાં જાણતો હતો. તેને તે દુઃખમાંથી છોડાવવાનો મારો વિચાર હતો અને

તેટલા માટે મેં મારા એક સેવકને મોકલ્યો હતો, પણ તારા માણસોએ તેને વેશધારી અને બનાવટી ફકીર માનીને કેદમાં પૂર્યો છે, તો તેને તારે સૌથી પહેલાં છોડવો જોઇશે. તું તેને છોડી દે, મારા પર વિશ્વાસ રાખ તો હું તને તારી ગુલાબ બતાવું."

**યાકુબ**ખાનને આ ફકીર કાંઇક વિચિત્ર લાગ્યો. ગુલાબની સઘળી અથેતિ તે જાણતો હોવો જોઇએ એમ તેને લાગ્યું. તે બોલ્યો: "વારૂ, ચાલો, હું તેને છૂટો કરીશ પણ કેટલા વખત પછી હું ગુલાબને જોઈ શકીશ ?"

"એટલો અધીરો ન થા, તે દુ:ખમાં હોવા છતાં બહુ ચિંતાતુર સ્થિતિમાં નથી. પણ હું તને પૂછું છું કે તને મારા પર પૂરેપૂરો ભરોસો છે ? હું તને ફસાવવા ઇચ્છિતો નથી પણ તું ફસાઇ જવાનો ડર તો રાખતો નથી ને ?"

"નહિ જી, મને આપના જેવા ઓલીયા ઉપર શામાટે વિશ્વાસ ન હોય ?"

બન્ને ચાલ્યા. કેદખાના તરફ ગયા. વાચકને કહેવાની જરૂર નથી કે આ વૃદ્ધ ફકીર **હિં**મતરાવ હતો. **હું**બીરરાવને તેણે છોડાવ્યો. **યાકુ**બખાનને ત્યાં જ ઊભો રાખીને **હિં**મતરાવ **હું**બીરરાવને ભોંયરા પાસે લઈ ગયો અને કહ્યું: "**હું**બીરરાવ ! હવે તું છૂટો થયો છે. ફરીથી આવી ભૂલ કરીશ નહિ. લે આ તલવાર અને આ ગુપ્ત માર્ગે જલ્દી કિલ્લાની બહાર નીકળી જા. આપણને જે કામ સોંપવામાં આવ્યું છે, તે પાર પાડવામાં હવે બહુ વાર લાગશે નહિ, માટે તું નિશ્ચિંત થઇને નીકળી જા." **હિં**મતરાવ—ફકીરના વેશમાં—**યાકુ**બખાન પાસે આવ્યો અને કહ્યું: "ખાન ! રાત્રિનો સમય છે; બોલ, તું અત્યારે જ ગુલાબને મળવા ઇચ્છે છે કે કાલે ?"

"અત્યારે જ. રાત્રિ છે તો શું થઈ ગયું ?"

"વારૂ, ત્યારે એક પેહેરેગીર પાસે તારી બીબીને કહેવરાવકે તું આજ આખી રાત પાછો ફરીશ નહિ, પણ રહે, તને એક વાર ફરીથી પૂછું છું કે તને મારામાં પૂરો ભરોસો છે કે ?"

"હા, પૂરો ભરોસો છે; આપે પરોપકારબુદ્ધિથી જ મારૂં કામ હાથમાં લીધું છે, તે હું જાણું છું."

"વારૂ, તો ચાલ." એમ કહી **હિં**મતરાવે ચાલવા માંડ્યું અને **યાકુ**બખાન પણ તેની સાથે સાથે ચાલ્યો. કિલ્લાનો દરવાજો ઉઘડાવીને **હિં**મતરાવ તથા **યાકુ**બખાન **મો**તીની ઝુંપડીએ આવ્યા. **યાકુ**બખાનને બહાર રાખીને **હિં**મતરાવ અંદર ગયો અને ગુલાબને જણાવ્યું કે "તારો બાપ આવ્યો છે, પણ તું મને એક ફકીર તરીકે

જ ઓળખાવજે.” ગુલાબ સમજી ગઈ. હિંમતરાવ પુનઃ બહાર આવીને યાકુબખાનને ઝુંપડીમાં લઇ ગયો. “બાપા! તમે આવ્યા?” એમ કહેતી ગુલાબ યાકુબખાનને કંઠે વળગી પડી. હાથનો પાટો છૂટી ગયો. પોતાને દુઃખ થયું તેનું ગુલાબને ભાન રહ્યું નહિ.

ગુલાબ યાકુબખાન પાસે રોઈ પડી અને પોતાને તીર વાગ્યું તેમાંથી આ ફકીરે બચાવી એમ કહીને સઘળો વૃત્તાંત કરી સંભળાવ્યો. ગુલાબ પોતાના યાર સાથે નાસી ગઇ હશે એવો વ્હેમ લાવવા માટે યાકુબખાન બહુ પસ્તાયો. તે બોલ્યોઃ “ગુલાબ! તારા વર્તન વિષે નકામો સંશય લાવીને મેં તને દુઃખમાં”—

“બાપા! જે વાત થઈ તે કાંઇ ન થઇ થનાર નથી.” એમ કહી ગુલાએ પોતાના પિતાને જરા શાંત કર્યો. યાકુબખાને ગુલાબને કિલ્લાપર લઇ જવા હિંમતરાવને કહ્યું પણ તેણે ના કહી અને જણાવ્યું કે “અત્યારે રાત્રિનો વખત છે, તથા શરીર ઘવાએલું હોવાથી જવું વાજબી નથી. કાલે ત્યાં હું પહોંચતી કરીશ.” યાકુબખાનને પણ તે પરોપકારી ફકીરનું કહેવું વાજબી લાગ્યું. પિતા પુત્રી આનંદથી મળ્યાં તેથી હિંમતરાવને પણ આનંદ થયો. પરોઢ થતાં તેણે કહ્યું: “ખાન! હવે ચાલ, હું તને કિલ્લાપર મૂકી આવું.”

યાકુબખાન બોલ્યોઃ “સ્હવારે જઇશ, કારણકે ઘેર પેહેરેગીર માર્ફતે સ્હવારે પાછા ફરવાનું કહેવરાવ્યું છે, એટલે કાંઈ ચિંતા નથી.”

“નહિ,” હિંમતરાવ બોલ્યોઃ “અત્યારે જવું, તે વધારે ફાયદાભરેલું છે; માર્ગમાં મારે તને કેટલુંક કહેવાનું છે, માટે રાત્રે ને રાત્રે જ આપણે કિલ્લામાં જઇ પહોંચવું જોઇએ.”

યાકુબખાનથી ના કહેવાઇ નહિ. બન્ને કિલ્લા તરફ પાછા ફર્યા. મહેલ પાસે આવતાં બારણાં બંધ જણાયાં. હિંમતરાવે કહ્યું: “ખાન! તારા નોકરોની વફાદારી જોવાનો આ બહુ સારો પ્રસંગ છે. પોતાના માલેકની ગેરહાજરીમાં નોકરો કેમ ચાલે છે, તે જોવાને માટે બારણાં નહિ ઉઘડાવતાં કોઇ ગુપ્ત માર્ગે જ તારે મહેલમાં જવું, એવી હુ તને સલાહ આપું છું.”

યાકુબખાને તેમ કર્યું. તે એક દિવાલ કૂદીને મહેલમાં ઉતર્યો અને હિંમતરાવ પણ તેને અનુસર્યો. મહેલમાં પેસતાં જ તે અતિ સંતપ્ત થયો. તેણે પોતાની બીબીને તેના કહેવાતા ભાઇની સાથે નિશ્ચિંત રીતે શય્યાપર પડેલી જોઇ! ફકીર હિંમતરાવ બોલ્યોઃ “કેમ, ખાનસાહેબ! જોયાં કે આ આપનાં વફાદાર માણસો?”

હિંમતરાવે યાકુબખાનના હૃદયના ભડકામાં ઘી ઉમેર્યું! એકદમ દોડીને પોતાના હાથમાંની તલવારવડે તેણે પોતાના કહેવાતા

સાળાને ખુદાની તહેનાતમાં મોકલી દીધો. બીબી ઉપર તે હાથ ઉગામવા જતો હતો, એટલામાં તે જાગી ઉઠી અને ભયભીત બની બીછાનામાંથી નાઠી. ક્રોધથી તાતોમાતો બનેલો યાકુબખાન તેની પાછળ દોડ્યો, પણ હિંમતરાવે તેને અટકાવ્યો અને તેને મારી નહિ નાંખતાં માત્ર સજા કરવાની સૂચના કરી. યાકુબખાન ક્રોધથી થરથર કમ્પી રહ્યો અને બીબી મહેલના સામેના ખૂણામાં ભયથી થરથર કમ્પી રહી.

* * * * * *

આ બાજુએ હંબીરરાવ ભોંયરામાં ઠોકરે ખાતો ખાતો જેમ તેમ કરીને બહાર નીકળ્યો. હિંમતરાવે તેનો છૂટકો કર્યો, તે માટે વાસ્તવિક રીતે તો તેણે તેનો ઉપકાર માનવો જોઇતો હતો; પણ પોતાને આવો ભોંયરાનો ખરાબ રસ્તો બતાવવા માટે ઉલટો તે હિંમતરાવ ઉપર ચીડાયો. વળી પોતે દુશ્મનના હાથમાં પકડાયો હતો, તે વાત હિંમતરાવ સૌને કહી દેશે અને પોતાની અપકીર્ત્તિ થશે, એમ લાગવાથી હંબીરરાવના મનમાં ગમે તેમ કરીને હિંમતરાવરૂપી કાંટો દૂર કરી નાંખવો તે જ વાજબી લાગ્યું. ભોંયરા બહાર નીકળતાં જ તેણે ભોંયરાના બારણા ઉપર એક મજબૂત પથરો મૂકીને દ્વાર બંધ કરી દીધું તથા જો હિંમતરાવ આવે તો તેને ધક્કો મારીને માંહે પાછો પાડી મારી નાંખવો એવો વિચાર કર્યો. એવા હેતુથી તે ભોંયરાના દ્વાર પાસે જ તે રાતની રાત પડી રહ્યો. આખી રાત વહી ગઈ પણ તે પાછો ફર્યો નહિ, એટલે હંબીરરાવે અનુમાન કર્યું કે તેનો ફકીરનો વેશ ઉઘાડો પડી ગયો હશે અને તેથી તે જરૂર દુશ્મનોના હાથમાં સપડાઈ ગયો હશે. સ્હવાર થતાં જ તે મરાઠી છાવણીમાં પુનઃ મળી જવાને પાછો ફર્યો. કેટલેક દૂર જતાં મોતીની ઝુંપડી તેના જોવામાં આવી. સખ્ત ભૂખ લાગી હોવાથી તે તે ઝુંપડી તરફ વળ્યો. ઝુંપડીમાં આ વખતે હિંમતરાવ નહોતો. હંબીરરાવે ત્યાં જઇને મોતીની વૃદ્ધ માતાને પૂછ્યું: "ડોસીમા! આટલામાં ક્યાંય દૂધ મળશે? હું આટલામાં કાંઈ કામ માટે આવ્યો હતો અને માર્ગ ભૂલી ગયો હોવાથી બહુ ભટકવું પડ્યું છે. ભૂખ લાગી હોવાથી દૂધને માટે પૂછું છું."

ડોસી સ્વભાવની બહુ દયાળુ હતી. તે આવા ભૂલા પડેલા મુસાફર ઉપર દયા લાવીને બોલી: "ભાઈ! મારી પાસે દૂધ તો નથી, પણ જો તમે થોડી વાર રોકાઓ તો હું રસોઈ કરીને તમને જમાડું."

"તેમ કરશો તો મોટી મહેરબાની થશે." એમ કહેતાં હંબીરરાવે તે ઝુંપડીમાં જ પડાવ નાંખ્યો. થોડી વારે રસોઈ થઈ. તે જમીને હંબીરરાવ માર્ગે પડ્યો, પણ હિંમતરાવ જેવા હરીફને વસંતગઢ

તાબે કરવામાં વિજય મળે તે તેનાથી સહન થઈ શક્યું નહિ. પહેલાં તેનો વિચાર પરશુરામ ત્રિંબક પાસે જવાનો અને મરાઠી છાવણીમાં મળી જવાનો હતો, પરન્તુ તે દુષ્ટબુદ્ધિનો વિચાર પાછળથી બદલાયો. તે આસપાસના જંગલમાં જ ભટકતો રહ્યો અને હિંમતરાવની સઘળી હીલચાલ ગુપ્ત રીતે તપાસતો રહ્યો.

હંબીરરાવ ગયો કે તરત જ હિંમતરાવ આવી પહોંચ્યો. અત્યારે તેના શરીરપર ફકીરનો વેશ નહોતો. તેની સફેદ દાઢી–મૂછો પણ જણાતી નહોતી. તેને આવેલો જોઇને ગુલાબને આનંદ થયો. હિંમતરાવે ફકીરનો વેશ પહેરીને કિલ્લામાં જવાનું કરેલું સાહસ ગુલાબને એટલું તો ભયંકર જણાયું કે તેને મોગલ સિપાઇઓ જીવતો રહેવા દેશે કે નહિ તેને માટે પણ ગુલાબ ચિંતાતુર હતી. તેથી હિંમતરાવને સહીસલામત પાછો ફરેલો જોતાં તેના ચિત્તનો ઉદ્વેગ દૂર થયો. હિંમતરાવે ઝુંપડીમાં આવીને કિલ્લામાં બનેલો સઘળો બનાવ ગુલાબને કહી સંભળાવ્યો અને જણાવ્યું કે " તારા દુષ્ટ મામાનો બદલો તો તેના મરણથી લેવાઈ ચૂક્યો છે. તારી સાવકી મા કેદમાં છે અને યાકુબખાન તને દુઃખમાં ધકેલી દેવા માટે મોટો પસ્તાવો કરે છે. હું ફકીર નથી પણ એક હિંદુ છું અને ગુલાબને બચાવવા માટે જ મેં વેશ લીધો હતો એમ ખાનને કહ્યું છે. હવે વસંતગઢનો કિલ્લો આપણા તાબામાં આવે, તે સમજાવવાનું કામ તારે માથે રહે છે."

" તે કામ હું મારી બનતી મહેનતથી કરીશ." ગુલાબનું મ્હોં આનંદથી ચળકવા લાગ્યું. " તો હવે આપણે કિલ્લામાં જઇશું ?"

" હા, ચાલો. પણ આટલામાં કોઇ મરાઠી સિપાઈ તારા જોવામાં આવ્યો હતો ? જે દુષ્ટ ઉપર મેં ઉપકાર કરીને છોડાવ્યો, તેણે જ પેલા ભોંયરાને બંધ કરી વાળ્યું છે અને મને ભોંયરામા જ ગુંગળાવી મારવાની યુક્તિ કરી છે. એ તો સારૂં થયું કે હું કિલ્લાના દરવાજામાંથી બહાર નીકળી શક્યો, કારણકે હવે મને ગુપ્ત માર્ગની જરૂર રહી નથી, પણ જો તે રસ્તેથી જ આવવાની મને જરૂર પડી હોત, તો અવશ્ય આજે મારૂં મરણ થનાર હતું !"

ગુલાબ ભય દર્શાવતી બોલી: " શું ? મરાઠો સિપાઇ ? તમારા જ લસ્કરનો ? તેવો તો હમણાં જ કોઇ આવ્યો હતો અને ભૂખ્યો હોવાથી જમીને ચાલ્યો ગયો છે ! શું તેણે ઉપકાર ઉપર અપકાર કર્યો ?"

" દુનિયામાં એવા પણ દુષ્ટો હોય છે. વસંતગઢને તાબે કરવાનું કામ મને તેમ જ તેને સોંપવામાં આવ્યું છે અને મને વિજય મળતો હોવાથી તેં દુષ્ટની દાનત ભ્રષ્ટ થઈ હશે. પણ તે અહીંથી નીકળીને કઇ દિશાએ ગયો છે ?"

"તે તો ખબર નથી." ગુલાબે જવાબ આપ્યો.

મધ્યાહ્ન વીતી ગયા પછી હિંમતરાવ ગુલાબને વસંતગઢમાં તેના પિતાની પાસે તેડી ગયો. અચાનક તેને આવેલી જોતાં જ નોકર–ચાકર સર્વને આનંદ થયો. પોતાની સ્ત્રી વિષે અનેક તર્ક–વિતર્ક કરતો અને ગુલાબના દુઃખને માટે સંતાપ ધરતો યાકુબખાન એક પલંગપર પડેલો હતો, તે ગુલાબને જોતાં જ આનંદથી ઉઠ્યો અને રોઇ પડ્યો! તેણે પોતાના હૃદયના દુઃખને ગુલાબની પાસે ખાલી કર્યું અને બોલ્યોઃ "બેટી ગુલાબ! હવે તારા વર્તન વિષે મને જરા પણ શંકા રહી નથી. તે રાક્ષસીએ મને–મારી જીંદગીને ખરાબ ખસ્ત કરી નાંખી છે, હવે હું શું કરૂં?" હજી તો યાકુબખાનની આંખમાં ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં, એટલામાં એકાએક એક માણસ ત્યાં આવી પહોંચ્યો. તે હાંફતો હતો અને તેનું મ્હોં ધૂળની રજથી ભરાઈ રહેલું હતું. યાકુબખાન તેને જોતાં જ રડવું ભૂલી ગયો. તે બોલ્યોઃ "કેમ દિલેર? અચાનક ક્યાંથી? શું ખબર છે? જરા ધીરો પડ!"

"ખાનસાહેબ! બહુ જ ખરાબ ખબર છે! બાદશાહ સઘળી બાજુએથી ઘેરાઇ ગયા છે! વીજાપુર ખાતે સુલેહ કરવા જતાં મરાઠાઓએ દગો દીધો છે અને મોટું મરાઠા લશ્કર બાદશાહની પાછળ પડ્યું છે! મોગલ લશ્કર પણ હવે વિશ્વાસમાં રહ્યું નથી! ખરેખર, મોટી ખુહારી થવા બેઠી છે!"

યાકુબખાન તે સાંભળી રહ્યો. હિંમતરાવને આ એક નવા ખબર મળ્યા અને તેને આનંદ થયો. "વારૂ, જા, તું જરા સ્વસ્થ થા. પછી હું સઘળા ખબર સાંભળીશ." યાકુબખાને એમ જવાબ આપ્યો, એટલે તે માણસ જતો રહ્યો. ગુલાબ પોતાના પિતાને આશ્વાસન આપતી બોલીઃ "બાપુ! જે થયું તે કાંઇ ન થયું થનાર નથી; એ સઘળો ઉપકાર મારે તેમ જ તમારે આ હિંમતરાવનો માનવાનો છે."

"હા ખરેખર, જો તેમણે આટલી તસ્દી ન લીધી હોત તો હું અંધારામાં રહેત, પાપીઓ ફાવી જાત અને તું ક્યાંય દુઃખ પામીને મરણ પામી હોત! હિંમતરાવ! તમારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળું?"

ગુલાબ બોલી: "બાપુ! તે બદલો વાળવાનો એક ઉપાય છે, તે જો આપ પૂરો કરો તો જણાવું."

"હિંમતરાવને માટે હું ગમે તેમ કરીશ; ખુશીથી કહે." યાકુબખાન આભાર દર્શાવતો બોલ્યો.

"તો આપને જણાવું છું કે હિંમતરાવ એક મરાઠી સરદાર છે અને વસંતગઢનો કિલ્લો તાબે કરવાનું કામ તેમને તેમના ઉપરી

હિંમતરાવની આ સ્થિતિના ખબર સાંભળી એકાએક દોડી આવ્યાં. ગુલાબ તો હિંમતરાવની આ સ્થિતિ જોઇને ગાંડા સરખી જ બની ગઇ. તેનાથી કાંઈ બોલી શકાયું નહિ. આંખો અને હૃદય ઉભય રડવા લાગ્યાં. હિંમતરાવે મૃત્યુ સમયે છેલ્લી આંખો ઉઘાડી અને તેની દૃષ્ટિ ગુલાબના શોકથી કરમાતા વદનપર પડી. તેના વદનના દર્શને હિંમતરાવની આંખોમાં પણ બે અશ્રુબિંદુઓ ટપકાવ્યાં અને તે સાથે આત્મા દેહથી છૂટો થઇ ગયો!!

પ્રાતઃકાળે શબની યોગ્ય વ્યવસ્થા થઈ. આખું મરાઠા લશ્કર ધ્રુશકે ધ્રુશકે રડયું. સેનાપતિ **પરશુરામે** શ્મશાનભૂમિમાં પોતાના સિપાઇઓને કરૂણાજનક સ્વરે કહ્યું કે "મારા શૂરા સિપાઇઓ! આપણો વિજય થયો પણ તે અત્યારે મને પરાજયના સરખો જણાય છે, કારણકે હંબીરરાવ સરખા કોલસાએ હિંમતરાવ જેવા હીરાને પણ બાળી નાંખ્યો! અરે રે! એ વિજય શા કામનો કે જ્યારે 'ગઢ આવ્યો પણ સિંહ ગયો?'"

---

## પ્રકરણ ૩૧ મું.

### પદ્મિનીનું સંગીત શિક્ષણ.

The man that has no music in himself,
Nor is not moved with concord of sweet sounds,
Is fit for treasons, stratagems and spoils;
* * * * * *
Let no such man be trusted. Mark the music.

*Shakespeare.*

**પદ્મિનીનું** ચિત્ત **ધીરસિંગની** કવિતાથી એટલું પરિવર્ત્તન પામી ગયું હતું કે સંગીતનો અભ્યાસ કરવાની પરવાનગી માંગવાને તેણે પોતાના પિતા **પરશુરામ** ઉપર પત્ર લખ્યો અને એક માણસ સાથે તે મોકલાવ્યો. પદ્મિનીનો પત્ર વાંચતાં જ **પરશુરામને** આશ્ચર્ય થયું. સંગીત ઉપર પદ્મિનીની રૂચિ ઉત્પન્ન થઇ છે તે જોઇ તેને આનંદ થયો અને તે સાથે ચિંતા પણ ઉત્પન્ન થઈ કે યૌવનશ્રી હવે તેના ચિત્તમાં પ્રવેશ કરી ચૂકી છે—તે હવે જ્ઞાતયૌવના થઈ ચૂકી છે અને સ્ત્રીજાતિને યોગ્ય વિધવિધ કળાઓ શીખવાની યોગ્યતા પણ તેનામાં આવી ગઇ છે, એમ **પરશુરામને** સમજાયું. તેણે તુરત પદ્મિનીના પત્રનો ઉત્તર નીચે પ્રમાણે લખી કાઢયો:

"પુત્રી પદ્મિની?

"તારો પત્ર મળ્યો અને સંગીત શીખવાની તારી અભિલાષા જાણીને આનંદ થયો. તારા ચિત્તમાં સ્વયમ્ભૂ રીતે ઉગી ની-

કળેલી વૃત્તિને રોકી રાખવી તે ઉચિત નથી. તે વૃત્તિને યોગ્ય રીતે માર્ગ આપવો જોઇએ અને તેથી તારી અભિલાષાને પરિપૂર્ણ કરવાની પરવાનગી આપતાં હું જરા પણ સંકોચાતો નથી. તોપણ તું તારો સંગીતનો અભ્યાસ શરૂ કરે તેના પહેલાં મને યોગ્ય લાગે તેવી ચેતવણી આપવાની અને એક સ્ત્રીવર્ગમાંના પાત્ર તરીકે તે કળા શીખવા સાથે તારો શું સંબંધ હોવો જોઇએ, તે દર્શાવવાની હું જરૂર વિચારૂં છું. હું ધારૂં છું કે તે સૂચનાઓ આ પ્રસંગે તને બહુ ઉપયોગી થઈ પડશે.

" સંગીત એક પ્રકારની કળા છે અને કળાકુશળ સ્ત્રીઓ પોતાના સંસારમાં વિજય મેળવી શકે છે તે જોતાં સંગીત સ્ત્રીવર્ગે શીખવું પણ આવશ્યક છે. સરસ્વતીએ પોતાના વર્ગ ઉપર પક્ષપાત કરીને સ્ત્રીવર્ગના કંઠમાં જે માધુર્ય ભર્યું છે, તેનો યથાર્થ ઉપયોગ સંગીતદ્વારા કરી શકાય છે. સંગીતનાં સુમધુર આંદોલનો જગતમાં જે અસર નીપજાવી શકે છે, તે વિષયને બાજુએ મૂકીએ, તોપણ એક સંગીતપ્રિય બાળા પોતાના સંસાર ઉપર પણ જે નિર્મળ અસર ઉપજાવે છે, તે ભૂલી જવું જોઇએ નહિ. મલિન સત્ત્વોના ગમે તેવા મલિન વિચારો તેવી બાળાના નિવાસસ્થાનમાં પરિભ્રમણ કરતા હોય, પરંતુ તેના મુખદ્વારા ઉત્પન્ન થએલો અથવા તો તેના હૃદયમાં પરિરમણ કરી રહેલો સંગીતનો તંતુ તે મલિન વિચારોને પણ મલહીન કરે છે અને સર્વત્ર નિર્મળતાનો અનુભવ કરાવે છે. સ્ત્રીવર્ગનું સંગીત એક વશીકરણ સમાન છે. સંગીતના ધંધામાંથી પોતાનું પોષણ કમાતી ગાયકાઓનો જનસમાજ ઉપર જે વિજય થઇ રહ્યો છે તેનું કારણ સંગીતમાં રહેલી મોહક શક્તિ કિંવા વશીકરણ વિદ્યા છે. ગૃહસંસારની જિજ્ઞાસુ સ્ત્રીએ પોતાના સંગીતદ્વારા સમસ્ત જનસમાજ ઉપર વિજય મેળવવાની કાંઈ આવશ્યકતા નથી, પરન્તુ તેનો વિજય તેના પતિ અને પરિવાર ઉપર થવો જોઇએ. આર્ય સંસારમાં પ્રાચીન સમયથી સ્ત્રી પુરૂષને અધિન રહેવાને બંધાતી આવી છે. પતિસેવા એક આર્ય સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય ગણાય છે અને તે કર્તવ્યને અંગે પણ સંગીતની એક સ્ત્રીને જરૂર રહે છે. હર્ષશોકના રંગીન પાટાવાળા સંસારમાં વિષાદને સમયે સ્વામીને આશ્વાસન આપવાનું કાર્ય એક સ્ત્રીનું સંગીત બહુ સારી રીતે બજાવી શકે છે, અને પુત્રી પદ્મિની ! ભવિષ્યમાં એ સઘળું કર્તવ્ય તારે શિરે પણ આવી પડશે હો ! તું શરમાઇશ નહિ. તારા પિતા તરીકે મારે તને જે ન જણાવવું જોઇએ, તે તારા શુભેચ્છક તરીકે તો મારે અવશ્ય જણાવવું જોઇએ.

" સંગીતશિક્ષણને માટે કોઈ લાયક શિક્ષકની વ્યવસ્થા ત્યાંથી

જ કરી લેવી. હું તને સૂચના કરૂં છું કે તે શિક્ષણને માટે એકલાં સ્વભાષાનાં જ પદોનો અભ્યાસ કરીને નહિ બેસી રહેતાં પરભાષાનાં પદોનો પણ આશ્રય લેવો અને બને તેટલી ઉતાવળથી તે કળા શિક્ષણુંમાં તારે પારંગત થવું. અભ્યાસને માટે એકાગ્ર ચિત્તની બહુ આવશ્યકતા છે અને તારી મતિશક્તિ ઉપર મને વિશ્વાસ છે કે તું તારા આવા પ્રિય વિષયનો અભ્યાસ ત્વરા સાથે કરી શકીશ. મને પાછા ફરતાં હજી કેટલોક વખત લાગશે અને જ્યારે હું પાછો ફરૂં, ત્યારે તારા એકાદા સંગીત આલાપથી મને આનંદ આપશે, ત્યારે મારો હર્ષ કેટલો ઉછળશે, તેની કલ્પના તારે કરવી.

"અત્ર કુશળતા છે. તારી માતા કુશળ હશે. માતુશ્રી તારાબાઇને તમારી કુશળતાના સમાચાર મોકલતાં રહેજો. લી.

"પરશુરામ ત્રિંબક."

**પદ્મિની** પિતાનો આ પત્ર વાંચીને મંદ હસી, જરા શરમાઈ અને પોતાના અભ્યાસને માટે પિતાની સંમતિ જોઇને આનંદ પામી. **સાવિત્રીબાઈ** પણ **પદ્મિની**ને આનંદ પામતી જોઈ સંતુષ્ટ થઈ. અભ્યાસને માટે એક હિંદુ ગાયક સ્ત્રીને પગાર આપીને રાખી અને **પદ્મિની**એ તુરતમાં પોતાનો અભ્યાસ શરૂ કર્યો.

પ્રિય વિષયનો અભ્યાસ માણસ ઘણી ખંતથી કરે છે અને ત્વરાથી તેમાં તે પારંગત થાય છે. **પદ્મિની**ના ભાવો અભ્યાસને માટે અતિ ઉચ્ચ હતા. તેનું હૃદય સંગીતમય હતું, પરન્તુ તે સંગીતમયતા કંઠમાં પ્રવેશ કરી નહોતી, તેથી જ શિક્ષક રાખીને તેણે તેનો અભ્યાસ શરૂ કર્યો હતો. જેમ જેમ તે અભ્યાસમાં આગળ વધવા લાગી, તેમ તેમ તેનું અંતર લાગણીઓમાં* વિલીન થવા લાગ્યું. સંગીત ઉપરની પ્રીતિ અને તેની ગ્રાહકતાએ હૃદયને વિવિધ પ્રકારની અસરવાળું બનાવ્યું. **ધીરસિંગ**ની નાની કવિતાએ **પદ્મિની**ના હૃદયમાં જે ભાવો ઉત્પન્ન કર્યા નહોતા, તે ભાવો સંગીત શીખ્યા પછી તે કવિતાના જ્ઞાનથી હવે તેના હૃદયમાં ઉત્પન્ન થવા લાગ્યા. ફુરસદના દરેક પ્રસંગે તે તે લાવણીને આલાપપૂર્વક પરંતુ ધીમે ધીમે—કોઇ ન સાંભળે તેવી રીતે ગાતી. તે એક જ લાવણીમાં હવે તે વિશેષ ને વિશેષ આનંદ મેળવવા લાગી. જ્યારે **પદ્મિની** તે ગાતી, ત્યારે **ધીરસિંગ**નું ચિત્ર તે બનાવ, પ્રસંગ અને સ્થળની આલેખના સાથે તેના ચિત્તની સમક્ષ ખડું થતું. તે સમયે તે એટલી મુગ્ધ થતી કે ભાનવિવશ રહેતી નહિ. એકાદ બે વાર તેની સખી તે સાંભળી ગઈ હતી અને તેના આગ્રહથી **ધીરસિંગ**નો પ્રસંગ પોતાના ચિત્તમાં જડાઈ

---

* Sentiments.

રહ્યો છે, તે વાત પદ્મિનીને તેની પાસે ખુલ્લી પણ કરવી પડી હતી.

મરાઠી, ગુજરાતી, હિંદી અને તે ઉપરાંત કેટલાંક ઉર્દૂ ગાયનોનો પદ્મિનીએ અભ્યાસ કર્યો. ઉર્દૂ જેવી યાવની ભાષા ઉપર પદ્મિનીને તિરસ્કાર હતો, પરન્તુ પિતાની સૂચનાને અનુસરીને તે ભાષામાંનું કેટલુંક શીખવાનો પણ તેણે દૃઢ વિચાર કર્યો. મુસલમાનોના સહવાસ પછી લોકો ઉર્દૂ ભાષાપર પ્રીતિ ધરાવતા તો થયા ન હતા, પરન્તુ કેટલેક અંશે તે સમજતા થયા હતા, એટલે પદ્મિનીને તે ભાષાનાં પદો શીખતાં પણ કાંઈ બહુ પરિશ્રમ લેવો પડ્યો નહિ. સતાર, વીણા, સુંદરી જેવાં એક સ્ત્રીના હાથમાં શોભે તેવાં વાદિત્રો વગાડતાં પણ તે શીખી અને હવે તો જ્યારે ને ત્યારે તે પેલી લાવણીને સુંદરી કે વીણા સાથે જ વગાડતી અને આનંદ મેળવતી. જ્યારે તેની સખી તેને જોતી ત્યારે પદ્મિની પોતાના બેઠકના ઓરડામાં એકલી અગર તો પોતાના શિક્ષકની સાથે કાંઇ વાદિત્ર વગાડતી સંગીતમાં જ મશગુલ હોય.

## પ્રકરણ ૩૨ મું.

### સતારાના કિલ્લાપર.

તુંગીના દિવસોમાં થઇને પસાર થતો ઔરંગઝેબ જ્યારે મરાઠાઓથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ઉઠ્યો હતો, ત્યારે મહારાણી તારાબાઇનું ચિત્ત સતારાનો કિલ્લો કેવી રીતે તાબે કરવો તેની ચિંતામાં ગુંથાયું હતું. સતારાનો કિલ્લો 'અજિમતારા' અથવા 'અજીન્ય તારા' આજ જે સ્થિતિમાં છે તેવી સ્થિતિ બસો વર્ષો પૂર્વે તેની નહોતી. તે વખતે મહારાષ્ટ્રમાં જે કાંઇ નામાંકિત કિલ્લાઓ હતા, તેમાં સતારાના કિલ્લાની ગણના થતી હતી. તે વખતે સતારાની કિલ્લેબંધી મજબૂત હોવાથી અને કિલ્લાની રચના પણ ઉત્તમ હોવાથી સતારા શહેરનું રક્ષણ કરવાને તે કિલ્લો બહુ ઉપયોગી થઈ પડતો હતો. તે સમયે ત્યાંના લોક સુખી હતા અને વ્યાપાર પણ બહુ સારો ચાલતો હતો. શહેરની આસપાસ ડુંગરાની હારની હાર આડી અવળી આવી રહેલી હોવાથી શત્રુ તરફથી એકાએક ત્રાસ ઉત્પન્ન થાય તેવી ભીતિ રહેતી નહિ. પશ્ચિમે યવતેશ્વરનું પવિત્ર સ્થાન, ઉત્તરે કિલ્લો અને પૂર્વે કિલ્લાની જ એક શાખા આવી રહેલી છે. સતારા એ ગિરિવરોની બગલમાં બેઠેલું છે. કિલ્લા ઉપરથી તેની રચના હાલની નિકૃષ્ટ સ્થિતિમાં પણ જોવાલાયક છે.

સતારાના કિલ્લાપર સલાબતખાનની સવારી આવી પહોંચ્યાને કેટલાક દિવસ પસાર થઇ ગયા હતા. અણ્ણાજી અને સાગરસિંહ ક-

ફકીરના વેશમાં લશ્કરની સાથે ને સાથે આવી પહોંચ્યા હતા. હજી સુધી સલાબતખાનને તેમના વિષે બિલકુલ સંશય આવ્યો નહોતો. તે તેમને ખરેખરા ફકીર જ સમજતો હતો. અણ્ણાજીએ તેને પોતાનો એક શિષ્ય બહુ સારૂં ગાય છે અને સતારાખાતે પહોંચ્યા પછી બોલાવીશ એમ કહ્યું હતું. સતારામાં આવી પહોંચ્યા પછી સલાબતખાને અણ્ણાજીને પોતાના શિષ્યને બોલાવવા વિષે આગ્રહ કર્યો અને અણ્ણાજીને હવે ખાનની તે ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય ચાલે તેમ નહોતું. અણ્ણાજીએ સાગરસિંહને પન્હાળગઢ ખાતે મોકલવાનો વિચાર કર્યો અને કહ્યું: “સાગરસિંહજી! આટલા દિવસ તો મેં તમને કાંઇ જણાવ્યું નથી, પણ હવે હું મૌન્યનો ત્યાગ કરૂં છું. સાંભળો, સુવર્ણગઢથી આ તરફ આવતાં રસ્તામાં મને એક મરાઠી સવાર મળ્યો હતો અને તેની પાસેથી મરાઠી રાજ્યની સઘળી હકીકત મને મળી આવી છે. મહારાણી તારાબાઇ સતારાના કિલ્લાને સત્વર તાબે કરવાની ઉત્સુકતા ધરાવતાં હોય એમ મને જણાયું છે. મહારાજા રાજારામનું મેં જે લૂણ ખાધું છે તેનો બદલો મહારાજા જીવતા હતા ત્યાં સુધી તેમની સાથે રહી, નોકરી બજાવીને આપ્યો છે અને હવે મહારાણી તારાબાઇની નોકરી બજાવીને મારે તેનો બદલો વાળવો જોઇએ. સતારાના કિલ્લાને તાબે કરવામાં મહારાણીને મુખ્ય મદદ આપવાનો મારો ઇરાદો છે. તમે તેમાં મને સારી રીતે મદદગાર થઇ પડશો. હું તમને એક પત્ર આપું છું, તે લઇને તમે કાલે સ્હવારે અહીંથી પન્હાળગઢ ખાતે જવાને રવાના થાઓ. તમારા જવાથી કોઇને કાંઈ સંશય આવનાર નથી, કારણકે પેલા શિષ્યને બોલાવવા માટે મેં તમને મોકલ્યા છે એમ હું ખાનને જણાવીશ. હું જે પત્ર આપું તે અમાત્યને આપવા અને માત્ર પચાસ માણસોને મોકલવા જણાવવું.”

“બસ, માત્ર પચાસ માણસ? તેટલાં માણસોથી શું સતારાનો કિલ્લો સર થશે?” સાગરસિંહે આશ્ચર્યથી પૂછ્યું.

“સાંભળો, તમે હજી મરાઠી યુક્તિઓથી અજાણ્યા છે. બજાણીયાનો ખેલ કરી બતાવવાનો છે. આપણા શત્રુના ગારીલ માણસોને માટે પચાસ મરાઠા સિપાઇઓ બસ છે. વધારે માણસો આવે તો મુસલમાનો સંશયગ્રસ્ત થાય અને આપણો નાશ થાય. તો પછી જ્યારે થોડા માણસોથી જે કામ થાય, તેટલા માટે વધારે માણસોનું બળિદાન શામાટે આપવું? જુઓ, માણસોને લઇને આવો, સારે પણ એકદમ કિલ્લામાં દાખલ ન થવું. મને અગાઉથી ખબર આપવી એટલે પછી હું સઘળી વ્યવસ્થા કરીશ. લો, આ પત્ર. પરોઢીયે વહેલા ઉઠીને જજો.” સાગરસિંહે પત્ર લીધો અને બીજે દિવસે પ્રભાતે પન્હાળગઢ તરફ પ્રયાણ કર્યું.

કેરાળ કાળના પંજામાં શું શું ચમત્કારિક વાતો ભરેલી હોય છે, તે મનુષ્ય જાણી શકતો નથી. સલાબતખાન સતારા ખાતે જઈ પહોંચ્યા પછી તેને લાગ્યું કે પોતાનું લશ્કર કિલ્લાના સંરક્ષણને માટે પૂરતું નથી, એટલે તેણે એક ટુકડી બાદશાહ પાસેથી મંગાવી હતી. સુવર્ણગઢના કારાગૃહમાંથી નાસી છૂટેલો ધીરસિંગ માર્ગમાં આ ટુકડીમાં મળી ગયો અને તેની સાથે સતારા ખાતે આવ્યો. સરદાર સલાબતખાન પોતે જ ગુલબહારનો મામો થતો હતો એમ તપાસ કરતાં ધીરસિંગને માલૂમ પડ્યું. બાદશાહ ઔરંગઝેબના એક વફાદાર રજપૂત સરદાર તરીકે સલાબતખાન ધીરસિંગને ઓળખતો હતો અને ગુલબહારના મામા તરીકેની એક વિશેષ ઓળખાણ નીકળતાં ધીરસિંગે સુવર્ણગઢ ખાતે બનેલો બનાવ સલાબતખાનને અક્ષરશઃ કહી સંભળાવ્યો. ખાનને તેથી બહુ દુઃખ થયું અને ગુલબહારની સ્થિતિ સંબંધે ચિંતા થવા લાગી.

અણ્ણાજી કે જે સુવર્ણગઢની કેદમાંથી નાસી છૂટ્યો હતો, તેને અહીં ફકીરના વેશમાં જોઈ તેને આશ્ચર્ય થયું. તે અણ્ણાજીને ગુપ્ત રીતે મળ્યો અને પૂછ્યું: "તમે અહીં કેવી રીતે આવ્યા?"

અણ્ણાજી કેટલીક વાર સુધી ચૂપ રહ્યો એટલે ધીરસિંગે કહ્યું: "મને તે વાત કહેવા જેવી ન હોય, તો તે જાણવાનો મારો આગ્રહ નથી."

"ના, તું વિશ્વાસપાત્ર છે; બાદશાહની નોકરીમાં હોવા છતાં હિંદુ છે તો તને હિંદુને માટે વધારે લાગી આવે છે, તે વાત મારા જાણવા બહાર નથી. પણ હું તારી તરફથી એક મદદની અપેક્ષા રાખું છું."

"મારાથી બની શકશે તો હું અવશ્ય મદદ કરીશ."

"ત્યારે સાંભળ, ધીરસિંગ! મનુષ્યપર ગમે તેટલાં સંકટ આવે, પણ જો તે સ્વકર્તવ્યને વિસારી મેલે, તો તે નકામું છે. હું અમિનાની મદદથી કેદમાંથી છૂટ્યો ખરો, પણ માર્ગમાં જ્યારે મને જણાયું કે મરાઠી રાજ્યની સેવા બજાવવાનો માર્ગ હજી મારે માટે છે, એટલે હું તે કાર્યમાં લાગ્યો. માર્ગમાં મને સાગરસિંહ સાથે મીલાપ થયો."

"ત્યારે તે ક્યાં છે?" ધીરસિંગે વચમાં પૂછ્યું.

"જેમ તેં મને મદદ કરવાનું અભિવચન આપ્યું છે, તેમ તેને પણ એક કામપર મોકલેલ છે." એમ કહીને અણ્ણાજીએ હિંદુ ધર્મનું યશોગાન કર્યું. પછી મુસલમાન લોકો પોતાના ધર્મને માટે કેવા લડે છે, તેમને પોતાના ધર્મને માટે કેટલી બધી લાગણી છે, એમ કહીને પોતે હિંદુ હોવા છતાં પોતાના ધર્મને માટે કાંઇ કરતો નથી તે સારૂં નહિ, એમ પણ ધીરસિંગને જણાવ્યું. પછી કહ્યું: "જો, પૂર્વે ઘણા

નાની હોવા છતાં ચોમાસું થોડા વખત પહેલાં જ પસાર થએલું હોવાથી પાણીનું તાણ અને જોર જરા વધારે હતાં. તોપણ ઘોડાની મદદથી તે ઉતરવામાં તેમને મુસ્કેલી નડે તેમ નહોતું.

એટલામાં વિષયલાલસામાં ઘૂમતો ફરતો ફુરેબીખાન ત્યાં આવી પહોંચ્યો ! લાંબે વખતે પણ તે પોતાના શિકારને આબાદ રીતે મેળવવા પામ્યો તે જોઇ તેને આનંદ થયો. અમિના અને ગુલબહાર તેને એકાએક આવી પહોંચેલો જોઇને ગભરાયાં. છતાં અમિના તે ગભરાટને દૂર કરીને સ્વસ્થ થઇ. ફુરેબીખાન નજીક આવતાં જ મ્હોંથી સ્મિત ફરકાવતો બોલ્યોઃ "આવ્યો છું, વ્હાલી ગુલ ! તારો સ્વાદ ચાખવાને છેવટે હું તારી પાસે આવી પહોંચ્યો છું."

અમિના સંતપ્ત થઇને નેત્રો લાલ કરતી બોલીઃ "ચૂપ રહે, નરાધમ ! તેં આટલી નીચતા કરી, ખાનસાહેબને દગો દીધો, છતાં તેમની બીબી પાસે તારૂં કાળું મ્હોં લઇને આવતાં શરમાતો પણ નથી ? જા, નીચ ! અહીંથી ચાલતો થા."

અમિનાના શબ્દો સાંભળીને ફુરેબીખાન હસ્યોઃ તે બોલ્યોઃ "કૂતરીની પેઠે ભસવા શું માંડયું છે ? તને ખબર છે કે —"

"ચૂપ રહે, કૂતરા ! કૂતરાને એક વાર 'હડ' કરીને અટકાવી શકાય છે, પણ તું તો તેના કરતાં હલકો છે કે તને ધિક્કારી કાઢ્યા છતાં હજી હેઠો બેઠો નથી, બેશરમ !"

ફુરેબીખાન જરા ગુસ્સે થયો. તે બોલ્યોઃ "અમિના ! જરા મ્હોં સંભાળ; હું બાદશાહ ઔરંગઝેબનો એક સરદાર છું. તારે કાંઇ બક્ષીસ જોઇએ છે ?"

અમિના તિરસ્કારથી બોલીઃ "તું મને શું બક્ષીસ આપીશ ? મારી પાસે જો ખંજર હોત તો તને પણ નૂર પ્રમાણે ઇનામ આપત."

"નૂર ગમે તેવી તોપણ બિચારી એક સ્ત્રી હતી. હું કાંઈ સ્ત્રી જેવો નથી. વખત આવ્યે તારી ખબર લેતાં પણ મને શું વાર લાગનાર છે ? જો, આ તલવાર જોઈ છે ?" એમ કહેતાં ફુરેબીખાને ઘોડાપર બેઠાં બેઠાં મ્યાનમાંથી તલવાર બહાર કાઢી.

"આવ, આવ, તારી તલવાર કરતાં પણ કુદરતે આપેલું વધારે સતેજ હથિયાર મારી પાસે છે." એમ કહીને અમિનાએ એક મોટો પત્થર હાથમાં લીધો. "આ પત્થર વડે તારૂં માથું ફોડીશ, ત્યારે જ હું તૃપ્ત થઇશ, સમજ્યો ઔરંગઝેબનો બહાદુર સરદાર ?" એમ કહીને અમિનાએ ગુલબહારને ધીમેથી કહ્યુંઃ "બાઇસાહેબ, તમે જલ્દી ઘોડા ઉપર ચડીને નાસો. એ દુષ્ટની ખબર લઇને હું તમારી પાછળ જ આવીશ."

ફુરેબીખાન બોલ્યોઃ "હવે શું ગુલ મારા હાથમાં છૂટનાર છે ?

જેને માટે મેં આટલી ખટપટ કરી, જેને માટે આજ બે દિવસ થયાં જંગલે જંગલ હું ઘૂમતો ફર્યો છું, તેને શું હવે હું છોડીશ ?"

અમિનાને એ વાત ખરી લાગી કે ફરેબીખાનના પંજામાંથી આ વખતે છૂટવું મુશ્કેલ છે. આથી તેણે તેની સાથે યુદ્ધમાં ઉતરવાનું પસંદ કર્યું. એક મોટો પત્થર તેણે ફરેબીખાન તરફ ફેંક્યો. તે પત્થર ફરેબીખાનને નહિ વાગતાં તેના ઘોડાના પગ સાથે જોરથી અફળાયો અને ઘોડો ચારે પગે ઉછળ્યો તથા ભયંકર બૂમ મારતો નાઠો. અમિનાએ ગુલબહારને ચેતવણી આપતાં જણાવ્યું કે "તમે સત્વર ઘોડાપર ચડીને નાસો, નહિતો આપણે બન્ને સપડાઈ જઈશું." પણ ગભરાએલી ગુલને કાંઈ પણ તાત્કાળિક મતિ સૂઝી નહિ. ફરેબીખાને ઘોડાની લગામ મજબૂત પકડી રાખીને તેને દૂર નાસી જતો અટકાવ્યો તથા થાબડીને પાછો ફેરવ્યો. તે એકદમ અમિનાપર ધસી આવ્યો. અમિનાએ ઘણાએ પત્થર ફેંક્યા પણ તેની દરકાર કર્યા વિના ફરેબીખાને તેને પકડી. પાછળથી ગુલબહારે પત્થર ફેંક્યા પણ ક્રોધમાં આવી ગએલા ફરેબીએ તેની પણ દરકાર કરી નહિ અને અમિના–એક અબળા ઉપર તલવારનો મારો ચલાવ્યો. અમિનાનો એક પગ કપાઇ ગયો અને તે ભૂમિપર પછડાઈ. પડતાં પડતાં તે બોલી: "બાઈસાહેબ! હજી કહું છું કે તમે નાસો! મરતાં મરતાં પણ હું એ દુષ્ટને ભારે પડીશ અને તમે બચી જશો." પણ અમિનાની ભયંકર ઘાયલ સ્થિતિ જોઇને ગુલબહારનું હૈયું હાથમાં રહી શક્યું નહિ. ગભરાટથી તે રડવા લાગી. અમિના બોલી: "બાઈ સાહેબ! તમે રડો નહિ. તમારૂં રૂદન મારાથી જોયું જતું નથી. મારી ચિંતાને હવે તમે છોડી દો અને હજી પણ નાસો." એમ બોલતી તે એકાએક બેશુદ્ધ થઈ ગઇ. ગુલબહારના ગભરાટમાં એકદમ વધારો થયો અને તે રડતી રડતી બોલી: "ઓ અમિના! શું તું મરી જઇશ? આમાંથી બચીશ નહિ? શું આ શાનો દીવો હોલવાઈ ગયો? અરેરે, મેં એવાં તે કેવાં પાપ કર્યાં હશે કે એક નિમકહલાલ ચાકરડી—"

ફરેબીખાન વચમાં બોલ્યો: "ગુલ! હવે એ વ્યર્થ સંતાપને છોડી દે. એવી ચાકરડીઓ તો હું તને જોઇશે તેટલી આપીશ. તેને તું નિમકહલાલ શેની કહે છે? મારી બીબી થવાથી તને જે લાભ થવાનો છે, તે લાભમાં આડો પગ ધરનાર ચાકરડી તે શું નિમકહલાલ કહેવાય? તેને ત્યાં જ મરવા દે અને તું ચાલ મારી સાથે." એમ કહીને જ્યાં ફરેબીખાન ગુલબહારનો હાથ પકડવા જતો હતો, એટલામાં અમિના શુદ્ધિમાં આવી અને તેણે પાસે પડેલો એક પત્થર લઇને ફરેબીખાનના માથામાં માર્યો. પત્થરના આઘાતથી ફરેબીખાનને ચક્કર આવી ગઈ, પણ પુનઃ સાવધ થઇને તેણે અમિનાના

હાથપગ કાપી નાંખ્યા! છતાં અમિના ક્રોધથી બોલીઃ "ભલે કાપી નાંખ, દુષ્ટ! મારામાં શક્તિ છે, ત્યાં સુધી તું મારા રાઈ રાઈ જેવડા ટુકડા કરીશ, તોપણ તારૂં વૈર લઇશ, એટલું જ નહિ પણ મૂઆ પછી પણ ભૂતયોનિમાં અવતરીને તને તેનો બદલો આપીશ."

ગુલબહાર અત્યારે મોટા સંકટમાં સપડાઇ હતી. પોતાનું શીલ-વ્રત ભ્રષ્ટ થવાનો વખત આવ્યો છે તેવા ભણકારા તેના કાનમાં વાગી રહ્યા હતા. અમિનાને આવી સ્થિતિમાં રહેવા દઇને નાસી જવું, તે પણ તેની પરોપકારબુદ્ધિને રૂચ્યું નહિ, અને હવે તો નાસી જવાનો સમય પણ રહ્યો નહોતો. તે અશ્રુથી આંખો ભરતી અમિનાના હાથપગ વિનાના શરીર પાસે બેઠી. અમિનાએ નેત્ર ઉઘાડયાં. અશ્રુ વરસાવતી ગુલબહાર તરફ જોઇને તે ક્ષીણ સ્વરે બોલીઃ "બાઇસાહેબ! ખુદાની ઇચ્છાથી મારે હાથે આપની આટલી સેવા બજાવાઈ. હવે હું જીવી શકનાર નથી. સતારા અહીંથી પંદરેક કોસ છે. બે દિવસમાં તમે જઇ પહોંચશો. તમે રડો નહિ, તેથી મને મરતાં મરતાં બહુ દુઃખ થાય છે. હું ખુદાની પાસે જઇને અવશ્ય આપને માટે બંદગી ગુજારીશ! બસ, બસ, હવે વધારે શો–ક ન ક–રો..." એટલા શબ્દોની સાથે સ્વામિભક્ત અમિનાનો આત્મા પરલોકપ્રયાણ કરી ગયો! ભલાં માણ-સોનું મૃત્યુ જ વહેલું કરવામાં કરાળ કાળને શું આનંદ મળતો હશે?!

ગુલબહારના શોકનો અતિરેક થયો. તે અમિનાના મુડદા તરફ જોતી બેસી રહી. ફ્રેબખાન બોલ્યોઃ "બસ, હવે તે તો ગઇ! ચાલ, હવે તારૂં રૂદન તો કોઈ સાંભળનાર નથી."

શોકમાંથી ક્રોધને જન્મ આપતી ગુલબહાર બોલીઃ "દુષ્ટ! મારા પતિને ફસાવ્યા, ધીરસિંગને દુઃખ દીધું, તેના પિતાનું ખૂન કર્યું, મારાં સર્વ સુખનો નાશ કર્યો, અમિનાને ગતપ્રાણ કરી, છતાં પણ તું એમ માને છે કે હું તને વશ થઇશ?"

"પણ હવે તું મારા તડાકામાંથી જનાર છે ક્યાં, તે તો કહે માટે જીદ છોડી દઇને તારી મેળે જ વશ થઈ જા! ચાલ, આપણે આનંદથી રહીશું." એમ કહીને ફ્રેબખાન ઘોડાપરથી ઉતરવા જતો હતો, તેવામાં ગુલબહાર ઉઠી અને આત્મઘાત કરવાને પાસેની નદીના વહેતા પૂરમાં તેણે પડતું મેલ્યું! ફ્રેબીખાન તેને પકડવાને નદી તરફ દોડયો, એટલામાં પાછળથી બંદૂકનો બહાર થતાં તે ચમ-ક્યો! પાછું વાળીને જોતાં જણાયું કે તે સુવર્ણગઢનો કિલ્લેદાર રહમ-ખાન હતો! રહમખાને ફ્રેબીખાનનો જીવ લેવાની દરકાર નહિ કરતાં ગુલબહારને બચાવવાને એકદમ નદીમાં પ્રવેશ કર્યો. ફ્રેબીખાન તે સઘળું જોતો ઉભો રહ્યો.

## પ્રકરણ ૩૪ મું.

### ઘેરાયો!

At last the Emperor led the dejected remnant of his once powerful army, in confusion and alarm; pursued by skirmishing bodies of exultant Marathas, back to Ahmednagar, whence more than twenty years before, he had set out full of sanguine hope, and at the head of a splendid and invincible host.

*Stanley Lane-Poole.*

અનેક દિશાએથી ઘેરાએલા ઔરંગઝેબની સ્થિતિ તરફ હવે નજર ફેરવવી તે વિશેષ ઉચિત લેખાશે. મરાઠાઓ સાથે સુલેહ કરવાની હીલચાલ ચલાવ્યા પછી તેનું કીસમત કેવળ ફેરવાઈ ગયું હતું. મરાઠાઓ પાછળ પડીને મોગલ સૈનિકોને લૂંટતા તથા મારામારી ચલાવતા, ત્યારે ઔરંગઝેબ પોતાની સલામતીને માટે દૂર ને દૂર નાઠો જતો હતો. સૈનિકો આથી બાદશાહ ઉપર બહુ ચીડાઈ ગયા હતા. ઘોડેસવાર લશ્કર કરતાં પાયદળ લશ્કર વધારે હેરાન થતું હતું અને તેઓમાં હદ ઉપરાંત અસંતોષ ફેલાઈ ગયો હતો. ઝુલફીકારખાન અને દાઉદખાન જેવા બાદશાહના મુખ્ય સરદારો લશ્કરમાં નહોતા, કારણકે એકને માળવામાં તથા બીજાને કર્ણાટકમાં તોફાન મચાવતા મરાઠાઓને હાંકી કાઢવાને બાદશાહે મોકલ્યા હતા. બાદશાહની પાસે તેના પુત્ર કામબક્ષ સિવાય અત્યારે કોઈ પણ સલાહકાર નહોતું.

જાણેકે ઘેરાવાને માટે એક જ દિશા બાકી રહી હોય, તેવી રીતે ઔરંગઝેબની નાણાં સંબંધી મુશ્કેલીમાં વધારો થવા લાગ્યો. કર્ણાટક, માળવા અને ગુજરાતમાં મરાઠાઓએ તોફાન મચાવ્યાથી જરા પણ મહેસુલ વસુલ થઈ શકી નહોતી. ઉત્તરમાં જાટ લોકોએ અને કર્ણાટકમાં પીંઢારાઓએ બળવો ઉઠાવ્યો હતો. આગ્રા અને દિલ્હીને માટે પણ ભય ઊભો થવાનાં સ્વપ્નાં બાદશાહને આવ્યા કરતાં હતાં. સૈનિકોના પગારનું દેણું બાદશાહને માથે મોટા જથ્થામાં ઊભું થવા પામ્યું હતું અને સખ્ત હાડમારી; મરાઠાઓની ખૂનખાર લડાઇઓ તથા ખાવાપીવાનાં સાંસાં વચ્ચે મુસાફરી કરનારા સૈનિકો તેથી વધારે અકળાયા હતા. તેઓ હવે બાદશાહને ખુલ્લી રીતે જણાવતા હતા કે અમારા પગાર આપો, નહિતો અમે ચાલ્યા જઇશું, પણ બાદશાહ પોતાની મુશ્કેલીસ સ્થિતિને લઇને તેનો કાંઈ પણ જવાબ વાળી શકતો નહિ. આથી દિવસે દિવસે સૈનિકો માંહેનો અસંતોષ વૃદ્ધિ પામતો ગયો.

પાછળ પડેલા મરાઠાઓ હજી જંપ્યા નહોતા. બાદશાહનો વિચાર અહમદનગરના કિલ્લામાં જઇને વિરામ લેવાનો હતો, પણ ત્યાં પહોંચ્યા

પહેલાં પોતાના લશ્કરની શું અવસ્થા થશે, તેની મોટી ચિંતા તેના હૃદયમાં પેઠી હતી. સઘળી દિશાએ તે ઘેરાઇ ગયો હતો અને હવે મરાઠાઓને પાછા હઠાવવાની તો શું, પણ પોતાના બચાવની પણ આશા તેને રહી નહોતી. અહમદનગર પંદર કોસ દૂર રહ્યું, ત્યારે તેને કાંઇક આશા ઉત્પન્ન થઇ કે હવે તે સહીસલામતીથી કિલ્લામાં જઇ પહોંચી શકશે. કામબક્ષને તેણે જણાવ્યું કે, "કામબક્ષ! જોકે મરાઠાઓ હજી આપણી પાછળ પડેલા જ છે, તોપણ હવે આપણા માટે આશ્રયનું સ્થાન બહુ દૂર રહ્યું નથી. પરન્તુ રોજ રોજ આપણા કિલ્લાઓ એક પછી એક મરાઠાઓના હાથમાં જતા જાય છે, તેથી હું આજકાલ મોટા ભયમાં છું. વસંતગઢના જેવો મજબૂત કિલ્લો અને સિંહગઢ ગયા. હજી બીજા ઘણા કિલ્લાઓને મરાઠાઓ ઘેરા ઘાલી પડયા છે. આથી આપણને મદદની ખાસ જરૂર છે. માટે અત્યારે ને અત્યારે ઝુલફીકારખાન તથા દાઉદખાનને પયગામ મોકલ કે તેઓ જેમ બને તેમ જલ્દી આપણને આવી મળે તથા બની શકે તેટલો ધનનો સંગ્રહ પણ લેતા આવે. મરાઠાઓની લૂંટફાટથી આપણી મહેસુલમાં આ વર્ષે મોટી નિરાશા ઉત્પન્ન થઇ છે." જ્યાં હજી બાદશાહ કામબક્ષને સૂચનાઓ કરતો જ હતો, એટલામાં તો એક નોકરે આવીને ખબર આપ્યા કે "આપણી કેટલીક ટુકડીઓ, વિનાલડયે મરાઠાઓને સ્વાધિન થઇ ચૂકી છે અને થોડા વખતમાં મરાઠાઓ બાદશાહી તંબૂ ઉપર પણ હલ્લો લાવશે." આ ખબર સાંભળતાં જ બાદશાહ ગભરાયો. તંબૂની બહાર આવીને જોયું તો પશ્ચિમ દિશાએ ધૂળનું મોટું વાદળું ચડેલું દેખાયું અને મરાઠાઓના છૂટા છવાયા ઘોડાઓ દોડતા જણાયા. બાદશાહ ગુસ્સે થઇને બોલ્યો: "કેવા નિમકહરામ સિપાઇઓ? વિનાલડયે મરાઠાઓને તાબે થયા અને આપણી જાત ઉપર હલ્લો લાવવામાં દુશ્મનોને મદદગાર થયા!"

બાદશાહનાં આ વચનો સાંભળીને પાસે ઊભેલા ત્રણ ચાર સરદારોમાંનો એક ગુસ્સાથી લાલચોળ થઇ ગયો. 'નિમકહરામ' શબ્દ તેનાથી સાંખી શકાયો નહિ અને તે બોલ્યો: "નામવર! એ સિપાઇઓને આપ 'નિમકહરામ' કેવી રીતે કહી શકો છો? તેઓ વિનાલડયે દુશ્મનોને તાબે થયા, તેમાં વાંક આપનો જ છે. શું તેઓની હાડમારી થવામાં કાંઇ બાકી રહ્યું છે? શું તેઓ પેટ ભરીને ખાઇ પણ શકે છે? શું તેઓને આપે ચડેલા પગાર પણ આપ્યા છે? શું મુસાફરીમાં તેમને બે દિવસનો વિરામ પણ મળ્યો છે? તેમની આવી સ્થિતિમાં લડીને જાન ગુમાવવા કરતાં દુશ્મનને તાબે થવું તે વધારે

સારૂં છે! કદર વિનાના બાદશાહની નોકરી કરવા કરતાં દુશ્મનની ગુલામગીરી ઉમદા છે, નામવર બાદશાહ!"

ઔરંગઝેબ ચીડાઇને બોલ્યોઃ "અરે ફિતુરી! તું આ શું બોલે છે?"

પાસે ઊભેલો બીજો સરદાર કે જે પણ મ્હોં સુધી ભરાઇ રહ્યો હતો, તે બોલ્યોઃ "નામવર! તે જે કહે છે, તે ખરૂં જ કહે છે! આપ હિંદુસ્તાનના શાહનશાહ છો અને અમે તો આપના નોકર છીએ. આપે પહેલાં નોકરોને સગવડથી રાખવા જોઇએ. નોકરોને આપની મુસ્કેલીનો ખ્યાલ હોઈ શકે નહિ. લશ્કરની જે હાડમારી થઇ છે તે જોતાં વિનાલડયે તાબે થનાર સિપાઇઓએ કાંઈ પણ ખોટું કર્યું નથી, નામવર!"

આ સાંભળીને ઔરંગઝેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેની આંખો ગુસ્સાથી રક્તવર્ણીય થઇ ગઈ અને તે બન્ને સરદારોના મ્હોં સામે તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો. તેના કપાળ ઉપર ચડ ઉતર થતી નસો ઉપરથી તેના ક્રોધનું પ્રમાણ વિચારી શકાય તેમ હતું. તે બન્ને સરદારોની સામે ધુરકીને બોલ્યોઃ "શું તમે સઘળા મારી સામે એકઠા મળીને પોતાની જાતે મારો તાજ દુશ્મનોના હાથમાં સોંપવા ઇચ્છો છો? શું તમારા આવા શબ્દો નિમકહરામીના ન ગણાય?"

"આપની બેકદરદાની અને ભુલો જોતાં અમારા શબ્દો નિમકહરામીના નહિ ગણાય! અમે દુશ્મનોના હાથમાં તાજ સોંપવા ઇચ્છતા નથી, પણ હા, જો અમને અમારા પગાર આપવામાં નહિ આવે તો અમે મુફતમાં અમારા જાન ગુમાવવાને પણ તૈયાર થઇશું નહિ અને લડયાવિના બાજુએ ખસી જઇશું!"

એક સરદારના મનનો આ વિચાર જાણતાં જ બાદશાહ પગ પછાડતો પોકારીને બોલ્યોઃ "જાઓ, નિમકહરામો! શું તમે મારી વિરૂદ્ધ સંપ કર્યો છે અને મને મુશ્કેલીમાં ઉતારવાની તમારી મંશા છે? જાઓ, તમને આપવાને મારી પાસે બિલકુલ પગાર નથી અને જેઓ લડવા ન ઇચ્છતા હો, તેઓને અત્યારથી જ હું મારા લશ્કરમાંથી રૂખસત આપું છું! આ પળે જ તેમને મારૂં લશ્કર છોડી જવાનું હું ફરમાવું છું, કારણકે નિમકહરામો મદદગાર થવા કરતાં દુશ્મન વધારે થઇ પડે છે! જાઓ, જેઓ જવા માંગતા હોય, તેમને અત્યારથી જ રજા આપું છું!"

'રજા આપું છું' એ શબ્દો સાથે જ બાદશાહની સાથે વાત કરતા બન્ને સરદારો ત્યાંથી ચાલ્યા ગયા અને પોતાનાં અસંતોષી માણસોની સાથે જૂદા પડયા. કંટાળેલા બીજા કેટલાક સરદારોએ પણ

બાદશાહના લશ્કરમાં વધારે વાર રહેવામાં ફાયદો માન્યો નહિ. સિપાઈઓ એમ કહેવા લાગ્યા કે "અમારા ચડેલા પગાર લીધા વિના અમે જ-ઈશું નહિ અને જો પગાર આપવામાં નહિ આવે તો બંડ કરીશું." બાદશાહ આથી વિશેષ ગભરાયો. પરંતુ સિપાઈઓને સરદારોએ બંડ નહિ કરવા માટે સમજાવ્યા અને જણાવ્યું કે જો બંડ કરવામાં આવશે તો માંહોમાંહે યુદ્ધ જાગશે અને ખુવારી થશે, છતાં બાદશાહ પાસે પૈસા નથી, તો તે ચડેલા પગાર કેવી રીતે આપી શકશે ? સિપાઈઓ સમજ્યા અને લશ્કરમાંથી ચાલ્યા ગયા. પાછળ પડેલા મરાઠાઓ આથી વધારે જોરમાં આવ્યા અને બાદશાહે તે સ્થળેથી પોતાની છાવણી ઉપાડી તથા બાકી રહેલા લશ્કરને હુકમ આપ્યો કે "હવે અહમ-દનગર બહુ દૂર રહ્યું નથી, માટે જલ્દી કૂચ કરવી."

આગળ ત્રાસ પામેલાં હરિણોના જેવા મોગલો અને પાછળ શિ-કારીના સરખા મરાઠાઓની દોડ બે દિવસ ચાલુ રહી કે જ્યારે મો-ગલો અહમદનગરના કિલ્લામાં આશ્રય મેળવી શક્યા તથા માંહે પે-સતાં જ કિલ્લાના દરવાજા ધબોધબ બંધ કરવામાં આવ્યા. પોતાનાં માણસોથી ત્યજાએલો, પગારને માટે અસંતોષ પામેલા અને બરબડતા મોગલ સિપાઈઓથી ઘેરાએલો, મરાઠાઓથી પાછળ પડાએલો અને વૃ-દ્ધાવસ્થાને પામેલો હોવા છતાં સૌ તરફ સંશય તથા અવિશ્વાસની ન-જરથી જોતો બાદશાહ ઔરંગઝેબ અહમદનગરના કિલ્લામાં પ્રવેશ કરતાં જ બોલ્યો કે "હા-શ ! હવે હું મરાઠા શિકારીઓ તરફના ભયથી આઝાદ થયો છું, પણ ખુદાના મોતરૂપી શિકારીના પડઘા હવે મારે કાને પડવા લાગ્યા છે ! અરે હા, આ તે જ અહમદનગરનો કિલ્લો છે કે જ્યાંથી એક અજીત્ય અને વિશાળ લશ્કરની સાથે આજથી એકવીશ વર્ષ પહેલાં મેં દક્ષિણ સાથેનો વિગ્રહ શરૂ કર્યો હતો અને આજે માત્ર ગણ્યા ગાંઠ્યા સિપાઈઓ સાથે, સઘળી આશાઓને, એ-કવીશ વર્ષના પરિશ્રમને, તંદુરસ્તીને અને જુવાનીને ધૂળમાં મેળવીને હું નિરાશ બનેલો, હતાશ થએલો, પરિશ્રમથી વૃદ્ધ થઈને મૃત્યુના પં-ગલાંની રાહ જોતો હિંદુસ્તાનનો બાદશાહ ઔરંગઝેબ ઉર્ફે આલ-મગીર તે જ કિલ્લામાં પાછો ફરૂં છું ! !"*

---

* Aurungzebe arrived at Ahmednagar, and on pitching his camp on the same spot which it had occupied in such splendour twenty-one years before, he predicted that his end was near, by observing that he had this day finished his campaigns, and that his last earthly journey was completed. *Grant Duff.*

## પ્રકરણ ૩૫ મું.

### સુખનો સૂર્યોદય.

**ઉપરાગાન્તે શશિનઃ સમુપગતા રોહિણી યોગમ્‌ ॥**

અર્થ–ગ્રહણને અન્તે પુનઃ રોહિણીનો સંયોગ ચન્દ્રસાથે થાય છે જ.

શાકુન્તલ.

"હરિ ! હરિ ! આ દુર્ભાગ્યમાંથી હવે હું ક્યારે મુક્ત થઇશ ? સ્વકર્તવ્ય બજાવતાં પણ આવા આપત્તિના ડુંગરો આડે આવે છે, તે હવે ક્યારે દૂર થશે ? શું હું ખોટે માર્ગે દોડું છું કે કુદરત મારા માર્ગમાં આવી અવનવી મુશ્કેલીઓ ઊભી કરીને મને હતાશ કરી નાંખે છે ?" એમ વિચારતો સાગરસિંહ પન્હાળગઢની નજીકમાં આવેલી એક ડુંગરીની તળેટીએ એક વૃક્ષના છાયડામાં પડ્યો હતો. સતારા ખાતેથી નીકળ્યા પછી માર્ગમાં તેના માથે અનેક આપત્તિઓ આવી પડી હતી. મુસલમાન સિપાઇઓ સાથે ઝપાઝપીમાં ઉતરવું પડયું હતું અને એક છેલ્લી ઝપાઝપીમાં તો તે સખ્ત રીતે ઘાયલ થવા પામ્યો હતો. તેના ઘોડાને પણ બે ત્રણ ઠેકાણે સખ્ત ઘા વાગ્યા હતા, છતાં તે નિમકહલાલ પ્રાણી પોતાની શક્તિનો સઘળો વ્યય કરીને પણ ચાલતું હતું. માર્ગમાં થએલા વિલંબથી સાગરસિંહે રાત્રે પણ મુસાફરી કરવી ચાલુ રાખી હતી અને ફરજ બજાવવાની ઝનુનમાં શરીરપર થએલા જખમોની તેણે દરકાર કરી નહિ. એટલામાં ડુંગરીની નજીક આવતાં ઘાયલ થવાથી નિર્બળ બની ગએલા તેના ઘોડાએ ઠોકર ખાધી અને તે સાથે ઘોડો તથા સાગરસિંહ જમીનપર પછડાયા. ઘોડો ગતપ્રાણ થયો અને સાગરસિંહને કપાળમાં મોટો જખમ થયો. અધૂરી રહેલી આપત્તિ પૂરી થઇ ! જૂના જખમમાં આ નવા જખમનો વધારો થવાથી સાગરસિંહ બેભાન થઇ ગયો. તે શૂરા રજપૂતને ભાનમાં લાવવાને અત્યારે તેની પાસે કોઇ પણ હાજર નહોતું ! પતિવ્રતા સુવર્ણદેવી પણ પતિની સેવા કરવાને અત્યારે પાસે ન હતી–સાગરસિંહને ખબર પણ નહોતી કે તે અત્યારે ક્યાંનાં જંગલોમાં રવડતી હશે ! આસપાસ સામ્રાજ્ય જમાવેલી અંધારી રાત્રિ, પર્વતની ગુહાઓમાંથી બોલતાં જંગલી જાનવરો, અને જાણે કે સાગરસિંહના દુઃખને જ નિશાસુંદરી રડતી ન હોય, તેવી રીતે તેના અશ્રુરૂપે ટમટમતા તારલાઓ સાગરસિંહને એટલું ભાન કરાવવાને બસ હતા કે 'હજી હું જીવતો છું !' પાસે પડેલું મરણ પામેલા ઘોડાનું શબ અને તેની પીઠપરનું પલાણ બેભાન પડેલા સાગરસિંહના બિછાનાની ગરજ સારતાં હોય, તેવી રીતે તે પડ્યો હતો, તેને ભાન નહોતું કે આ અરણ્યમાં તે એકલો અને નિરાધાર પડ્યો છે, તેમ જ એમ પણ તે જાણતો નહોતો કે કુદરતના ઉદયમાં તેના ભાવીએ હજી શું શું સુખ–દુઃખો ભરી રાખ્યાં હશે !

બાદશાહના લશ્કરમાં વધારે વાર રહેવામાં ફાયદો માન્યો નહિ. સિપાઇઓ એમ કહેવા લાગ્યા કે "અમારા ચડેલા પગાર લીધા વિના અમે જઇશું નહિ અને જો પગાર આપવામાં નહિ આવે તો બંડ કરીશું." બાદશાહ આથી વિશેષ ગભરાયો. પરંતુ સિપાઇઓને સરદારોએ બંડ નહિ કરવા માટે સમજાવ્યા અને જણાવ્યું કે જો બંડ કરવામાં આવશે તો માંહોમાંહે યુદ્ધ જાગશે અને ખુહારી થશે, છતાં બાદશાહ પાસે પૈસા નથી, તો તે ચડેલા પગાર કેવી રીતે આપી શકશે ? સિપાઇઓ સમજ્યા અને લશ્કરમાંથી ચાલ્યા ગયા. પાછળ પડેલા મરાઠાઓ આથી વધારે જોરમાં આવ્યા અને બાદશાહે તે સ્થળેથી પોતાની છાવણી ઉપાડી તથા બાકી રહેલા લશ્કરને હુકમ આપ્યો કે "હવે અહમદનગર બહુ દૂર રહ્યું નથી, માટે જલ્દી કૂચ કરવી."

આગળ ત્રાસ પામેલાં હરિણોના જેવા મોગલો અને પાછળ શિકારીના સરખા મરાઠાઓની દોડ બે દિવસ ચાલુ રહી કે જ્યારે મોગલો અહમદનગરના કિલ્લામાં આશ્રય મેળવી શક્યા તથા માંહે પેસતાં જ કિલ્લાના દરવાજા ધબોધબ બંધ કરવામાં આવ્યા. પોતાનાં માણસોથી તજાએલો, પગારને માટે અસંતોષ પામેલા અને બરબડતા મોગલ સિપાઇઓથી ઘેરાએલો, મરાઠાઓથી પાછળ પડાએલો અને વૃદ્ધાવસ્થાને પામેલો હોવા છતાં સૌ તરફ સંશય તથા અવિશ્વાસની નજરથી જોતો બાદશાહ ઔરંગઝેબ અહમદનગરના કિલ્લામાં પ્રવેશ કરતાં જ બોલ્યો કે "હા–શ ! હવે હું મરાઠા શિકારીઓ તરફના ભયથી આઝાદ થયો છું, પણ ખુદાના મોતરૂપી શિકારીના પડઘા હવે મારે કાને પડવા લાગ્યા છે ! અરે હાં, આ તે જ અહમદનગરનો કિલ્લો છે કે જ્યાંથી એક અજીત્ય અને વિશાળ લશ્કરની સાથે આજથી એકત્રીશ વર્ષ પહેલાં મેં દક્ષિણ સાથેનો વિગ્રહ શરૂ કર્યો હતો અને આજે માત્ર ગણ્યા ગાંઠ્યા સિપાઇઓ સાથે, સઘળી આશાઓને, એકત્રીશ વર્ષના પરિશ્રમને, તંદુરસ્તીને અને જુવાનીને ધૂળમાં મેળવીને હું નિરાશ બનેલો, હતાશ થએલો, પરિશ્રમથી વૃદ્ધ થઇને મૃત્યુના પગલાંની રાહ જોતો હિંદુસ્તાનનો બાદશાહ ઔરંગઝેબ ઉર્ફે આલમગીર તે જ કિલ્લામાં પાછો ફરૂં છું ! !"*

---

* Aurungzebe arrived at Ahmednagar, and on pitching his camp on the same spot which it had occupied in such splendour twenty-one years before, he predicted that his end was near, by observing that he had this day finished his campaigns, and that his last earthly journey was completed. *Grant Duff.*

## પ્રકરણ ૩૫ સું.

### સુખનો સૂર્યોદય.

**उपरागान्ते शशिनः समुपगता रोहिणी योगम् ॥**

અર્થ–ગ્રહણને અન્તે પુનઃ રોહિણીનો સંયોગ ચન્દ્રસાથે થાય છે જ.

શાકુન્તલ.

"હરિ ! હરિ ! આ દુર્ભાગ્યમાંથી હવે હું ક્યારે મુક્ત થઇશ ? સ્વકર્ત્તવ્ય બજાવતાં પણ આવા આપત્તિના ડુંગરો આડે આવે છે, તે હવે ક્યારે દૂર થશે ? શું હું ખોટે માર્ગે દોડું છું કે કુદરત મારા માર્ગમાં આવી અવનવી મુશ્કેલીઓ ઊભી કરીને મને હતાશ કરી નાંખે છે ?" એમ વિચારતો સાગરસિંહ પન્હાળગઢની નજીકમાં આવેલી એક ડુંગરીની તળેટીએ એક વૃક્ષના છાયડામાં પડ્યો હતો. સતારા ખાતેથી નીકળ્યા પછી માર્ગમાં તેના માથે અનેક આપત્તિઓ આવી પડી હતી. મુસલમાન સિપાઇઓ સાથે ઝપાઝપીમાં ઉતરવું પડયું હતું અને એક છેલ્લી ઝપાઝપીમાં તો તે સખ્ત રીતે ઘાયલ થવા પામ્યો હતો. તેના ઘોડાને પણ બે ત્રણ ઠેકાણે સખ્ત ઘા વાગ્યા હતા, છતાં તે નિમકહલાલ પ્રાણી પોતાની શક્તિનો સઘળો વ્યય કરીને પણ ચાલતું હતું. માર્ગમાં થએલા વિલંબથી સાગરસિંહે રાત્રે પણ મુસાફરી કરવી ચાલુ રાખી હતી અને ફરજ બજાવવાની ઝતુનમાં શરીરપર થએલા જખમોની તેણે દરકાર કરી નહિ. એટલામાં ડુંગરીની નજીક આવતાં ઘાયલ થવાથી નિર્બળ બની ગએલા તેના ઘોડાએ ઠોકર ખાધી અને તે સાથે ઘોડો તથા સાગરસિંહ જમીનપર પછડાયા. ઘોડો ગતપ્રાણ થયો અને સાગરસિંહને કપાળમાં મોટો જખમ થયો. અધૂરી રહેલી આપત્તિ પૂરી થઈ ! જૂના જખમમાં આ નવા જખમનો વધારો થવાથી સાગરસિંહ બેભાન થઈ ગયો. તે શૂરા રજપૂતને ભાનમાં લાવવાને અત્યારે તેની પાસે કોઇ પણ હાજર નહોતું ! પતિવ્રતા સુવર્ણદેવી પણ પતિની સેવા કરવાને અત્યારે પાસે ન હતી–સાગરસિંહને ખબર પણ નહોતી કે તે અત્યારે ક્યાંનાં જંગલોમાં રવડતી હશે ! આસપાસ સામ્રાજ્ય જમાવેલી અંધારી રાત્રિ, પર્વતની ગુહાઓમાંથી બોલતાં જંગલી જનવરો, અને જાણે કે સાગરસિંહના દુઃખને જ નિશાસુંદરી રડતી ન હોય, તેવી રીતે તેના અશ્રુરૂપે ટમટમતા તારલાઓ સાગરસિંહને એટલું ભાન કરાવવાને બસ હતા કે 'હજી હું જીવતો છું !' પાસે પડેલું મરણ પામેલા ઘોડાનું શબ અને તેની પીઠપરનું પલાણ બેભાન પડેલા સાગરસિંહના બિછાનાની ગરજ સારતાં હોય, તેવી રીતે તે પડ્યો હતો, તેને ભાન નહોતું કે આ અરણ્યમાં તે એકલો અને નિરાધાર પડ્યો છે, તેમ જ એમ પણ તે જાણતો નહોતો કે કુદરતના ઉદયમાં તેના ભાવીએ હજી શું શું સુખ–દુઃખો ભરી રાખ્યાં હશે !

પરોઢની ગુલાબી ઠંડીએ તેને જરા ભાનમાં આણ્યો. જખમો ઠર્યા એટલે વધાર પીડા કરવા લાગ્યા. પ્રભાત થયું પણ ઉઠીને ઊભા થવાની કે નજીકમાં આવેલા ગામડામાં જઇને આશ્રય લેવાની શક્તિ તેનામાં રહી નહોતી. ઉંચે આવેલું આકાશ, નીચે આવેલી ધરતી અને આસપાસ વીંટળાઈ વળેલી અષ્ટ દિશાસુંદરીઓ અત્યારે સાગરસિંહના આધારરૂપ હતાં. સભાનાવસ્થામાં પરન્તુ આંખો મીંચીને શરીરના તેમ જ અંતર્ના ઉભય દુઃખથી પીડા પામતો અને કણસતો સાગરસિંહ એકની એક જ અવસ્થામાં પડી રહ્યો હતો. આ નિર્જન અરણ્યમાં કોઈ તેની મદદમાં આવી પહોંચે અને પોતે બચવા પામે તેવી આશા પણ હવે તેને રહી નહોતી. પરિવર્ત્તન પામેલા ચિત્તવાળી, સંગીતમાં અને વાદિત્રોમાં આનંદથી દોલાયમાન થતી અને સૃષ્ટિ-સૌંદર્યના રમણીય દેખાવોમાંથી પોતાના સંગીત સ્ફુરણને પોષણ આપતી પદ્મિની અત્યારે જાણેકે સાક્ષાત્ ઇશ્વરે જ તેને સાગરસિંહની મદદ માટે મોકલી હોયની, તેવી રીતે તે ડુંગરી ઉપર ફરતી હતી અને વૃક્ષોની ઘટામાં એક સ્થળે ઊભી રહીને ઉદય પામતા સૂર્યની લીલા આનંદથી જોઈ રહી હતી. સંગીત તરફ તેની વૃત્તિ વળી. ત્યારથી કુદરતમાં રહેલાં સૌંદર્ય અને માધુર્ય તરફ પદ્મિનીનું ચિત્ત સ્વાભાવિક રીતે જ આકર્ષાવા પામ્યું હતું. પોતે અભ્યાસ કરેલાં ગાયનો અને પદો ગણગણતી ગણગણતી તે અનેક વાર સૌંદર્યના સામાન્ય દેખાવોમાં પણ એટલી લીન બની જતી કે આસપાસ શું પ્રસંગ ચાલે છે તેનું પણ તેને ભાન રહેતું નહિ. આગલે દિવસે સૂર્યોદયની લીલા જોવાનું તેને મન થઇ આવ્યું હતું અને તેથી આજ પ્રભાતે તે પોતાની એક દાસી અને એક માણસ સાથે આ ડુંગરી ઉપર ચડી ઉદય આમતા ગભસ્તિમાલીને આનંદપૂર્વક નિરીક્ષતી હતી. અરૂણોદય થઇ રહ્યા પછી સૂર્યના રક્ત બિંબની સુવર્ણમય કિનારી દૃષ્ટિગોચર થઇ. પદ્મિની આનંદથી મુખદ્વારા સંગીતને સ્ફુરાવી રહી:

"મનહર સુપ્રભાત થતું; મોદમાં મલકાતું,<br>
"રજનિ–ચંદ્ર કેરૂં મદનયુદ્ધ પૂર્ણ થાતું. મનહર.<br>
"રક્ત બિંબ ભાનુ કેરૂં, લટકયું પૂર્વમાં અનેરૂં,<br>
"તારકના જૂથમાંથી તેજ દૂર જા...તું. મનહર.<br>
"પદ્મિની પ્રફુલ્લ થાય, ગરીબ કુમુદ સંકુચાય,<br>
"રસિક, ભો...ગી ભ્રમરવૃન્દ પુષ્પ ઉપર ધા...તું<br>
"મનહર સુપ્રભાત થતું, મોદમાં મલ...કા...તું,<br>
"મોદમાં મલકા...તું, અતિ, મોદમાં મલ...કા...તું,<br>
"મનહર સુપ્રભાત થતું, મોદમાં મલકા...તું."

સૂર્યનો સંપૂર્ણ ઉદય થઇ ગયો હતો અને તેમાં તેજ વૃદ્ધિ પામવાથી દૃષ્ટિ હવે સ્થિર થઇ શકતી નહોતી. ઉદય પામતો બાલ સૂર્ય જેટલો પ્રિય લાગતો હતો, તેટલો જ હવે તે તરૂણાવસ્થામાં આવવાથી પદ્મિનીને અપ્રિય થઈ પડ્યો અને તેણે તેને જોવાનું ત્યજી દીધું.

સૂર્ય ઉપરથી દૃષ્ટિ ફેરવીને પાછી ફરતી પદ્મિનીની દૃષ્ટિ સ્વાભાવિક રીતે મરણ પામેલા ઘોડા ઉપર પડી. મોગલો અને મરાઠાઓ વચ્ચે જે ઘમસાણ મચી રહ્યું હતું તેને પરિણામે ઘોડાઓનાં કે ઘોડેસવારોનાં મુડદાં ઘણી વાર જોવામાં આવતાં, તેમ આ દેખાવ પણ પદ્મિનીને સાધારણ લાગ્યો. છતાં ત્યાં કોઈ મરાઠી સિપાઇ ઘાયલ થઇને પડ્યો હોય, મરણ ન પામ્યો હોય, તો તેને બચાવી શકાય, તેવો વિચાર સ્ફુરી આવતાં પદ્મિની બાજુએ થઇને ડુંગરી ઉતરવા લાગી. એકાએક તેની દૃષ્ટિ ઘાયલ થએલા ઘોડેસવારપર પડી. પદ્મિની અચકાઇને ઊભી રહી, પરન્તુ પીડા પામતા સાગરસિંહના કણસવાનો અવાજ સાંભળતાં જ તેને હિંમત આવી. તે મુડદું નથી પણ જીવતો માણસ છે, એમ ખાત્રી થવાથી તે તેની પાસે ગઇ. સાગરસિંહે આંખ ઉઘાડીને પદ્મિનીના વદન તરફ દૃષ્ટિ કરી, જાણેકે પોતે તેના સરલ હૃદયની દયાની માંગણી કરતો હોય, તેમ સૂચવ્યું.

પદ્મિનીએ પ્રશ્ન કર્યો: "તમે કોણ છો? ક્યાંથી આવો છો?"

સાગરસિંહ પદ્મિનીને જોતાં જ સમજી ગયો હતો કે તે કોઇ હિંદુ બાળા છે અને તેનો પહેરવેશ મરાઠી રજવાડી હોવાથી સાગરસિંહ મદદ માંગવાને માટે વધારે નિશ્ચિંત થયો. પદ્મિનીના પ્રશ્નનો ઉત્તર આપતાં તે બોલ્યો: "હું એક મરાઠી સિપાઈ છું. પન્હાળગઢ ખાતે મહારાણી તારાબાઇ પાસે જવાનો છું."

પદ્મિની જરા વિસ્મય પામતી બોલી: "મહારાણી તારાબાઇ પાસે?! ક્યાંથી આવો છો? શું કામ છે?"

"આપની ઓળખાણ મેળવ્યા સિવાય હું તે સઘળો ખુલાસો કહી શકું નહિ." સાગરસિંહે જવાબ આપ્યો.

પદ્મિનીની આતુરતા વૃદ્ધિ પામી. પોતે પરશુરામ ત્રિંબકની પુત્રી છે વગેરે પદ્મિનીએ ટૂંકામાં સાગરસિંહને કહી સંભળાવ્યું, એટલે સાગરસિંહે પણ પોતાના પ્રવાસનો હેતુ, સતારાખાતે માણસો લઇ જવાનો ઠરાવ, અણ્ણાજીની યુક્તિ વગેરે કહી સંભળાવ્યું. પદ્મિની પોતાનાં માણસોની મદદથી સાગરસિંહને પોતાને ઘેર લઇ ગઈ અને ત્વરત્વર તેના જખમ સારા થાય તેટલા માટે બે-ત્રણ વૈદ્યોને અહર્નિશ સાગરસિંહની ચાકરીમાં રાખ્યા. સાગરસિંહે પદ્મિનીને વિનવતાં કહ્યું: "બ્હેન! તમે મારો પ્રાણ બચાવવામાં જે કાંઇ શ્રમ ઉઠાવ્યો છે, તે

માટે આપનો આભારી છું, છતાં હું તમને થોડો વધારે શ્રમ આપવા ધારૂં છું. હું આ માંદગીમાંથી ક્યારે સાજો થઇશ તે કહી શકાય તેમ નથી. હું જે પત્ર લાવ્યો છું, તે તુરત જ મહારાણીને પહોંચાડવાની જરૂર છે. જો બહુ મોડું થશે તો બધો ખેલ બગડશે. તે પત્ર આપ પન્હાળગઢ ખાતે મહારાણીને આપી આવશો ?"

"હા ભલે. હું આજ કાલ માતુશ્રીને મળવા જવાનું ધારતી હતી, એમાં આ પત્ર કારણભૂત થશે." **પદ્મિની**એ જવાબ આપ્યો.

**સાગરસિંહે** પોતાની પાસેનો પત્ર **પદ્મિની**ને સોંપ્યો અને સૂચવ્યું કે "મહારાણીને એટલું કહેવું કે પચાસેક માણસ સાથે તુરત ત્યાં કોઇએ જવું. ગાતાં બજાવતાં આવડતું હોય, એવો એકાદ માણસ સાથે જાય તો વધારે ઠીક, કારણકે **અણ્ણાજી**એ એવો પ્રપંચ રચ્યો છે કે તેના એક શિષ્ય બહુ સારૂં ગાઈ શકે છે."

* * * * * * *

**સાગરસિંહ**ની ભાળ કાઢવાને **સતારા**ખાતેથી નીકળેલો **ધીરસિંગ** તપાસ કરતો કરતો **પન્હાળગઢ** ખાતે આવી પહોંચ્યો અને મહારાણી **તારાબાઇ**ને મળ્યો. **સાગરસિંહ** અહીં પહોંચેલ છે કે નહિ, તેના ખબર પૂછ્યા, પરંતુ નિરાશા મળી. **તારાબાઇ**ને **ધીરસિંગે** પોતાની અને યવનોની નોકરીમાંથી હવે પોતાનું ચિત્ત પાછું ફર્યું છે વગેરે સઘળી હકીકત કહી સંભળાવી. **તારાબાઇ**એ **ધીરસિંગ**નો સારી રીતે સત્કાર કર્યો. દોલતરાવની મદદથી **સુવર્ણદેવી**એ પણ **પન્હાળગઢ** ખાતે આવીને આશ્રય લીધો હતો. **સાગરસિંહ**ના ખબર પૂછતો **ધીરસિંગ** અહીં આવ્યો છે, તેવા ખબર કર્ણોપકર્ણ **સુવર્ણદેવી**ના સાંભળવામાં આવ્યા અને તે **ધીરસિંગ**ને મળી. **સાગરસિંહ સતારા**ખાતેથી નીકળી ચૂકેલ છે, તે ઉપરાંત બીજા કાંઈ પણ ખબર **ધીરસિંગ** તે વ્યથિત-હૃદયા દેવીને આપી શક્યો નહિ. પતિવ્રતા દેવી સ્વામીના સારા સમાચાર નહિ મેળવવાથી અત્યંત દુઃખી થઈ.

બીજે દિવસે **પદ્મિની સાગરસિંહ**નો પત્ર લઇને **તારાબાઈ** પાસે આવી અને **સાગરસિંહ**ની સ્થિતિના સઘળા સમાચાર નિવેદન કર્યા. **તારાબાઇ**એ **ધીરસિંગ** તથા **સુવર્ણદેવી**ને બોલાવીને **સાગરસિંહ**ની સ્થિતિના સમાચાર કહ્યા. **ધીરસિંગ**ને જોતાં જ **પદ્મિની** ચમકી. પળવારમાં અનેક વૃત્તિનો તેને અનુભવ થયો. **ધીરસિંગ પદ્મિની** તરફ એકી દૃષ્ટે જોઈ રહ્યો અને પોતે તાવીજના બદલામાં આપેલી મુદ્રિકા તે લાવણ્યમયીની કરાંગુલિ ઉપર હજી પણ શોભી રહી છે, તે જોઇ અનેક વિચારો કરતો આનંદ પામ્યો. **ધીરસિંગ**ની સ્નેહપૂર્ણ આંખો સામે ક્ષણ વાર જોઇને લજાએલી **પદ્મિની**એ પુનઃ પોતાની દૃષ્ટિ **તારાબાઇ** ભણી ફેરવી; છતાં **ધીરસિંગ**ની દૃષ્ટિ તો અચલ જ રહી.

તારાબાઇ સુવર્ણદેવીને આશ્વાસન આપતી બોલીઃ "તમે ચિંતાતુર થશો નહિ. હું હમણાં જ પાલખી મોકલી સાગરસિંહને અહીં મંગાવું છું."

પદ્મિની બોલી ઉઠીઃ "નહિ માતુશ્રી ! તેમના ઘા હજી સાજા થાય તેમ નથી. વૈદ્યોએ સૂચવ્યું છે કે હજી પંદર દહાડા સુધી તેમને હલાવીચલાવી શકાશે નહિ. માટે તેમને ત્યાં મોકલો તો વધારે સારૂં."

"વારૂ, એવી જ ગોઠવણ કરીશું. ધીરસિંગ! તમે દેવીને લઇને જશો ?"

સાગરસિંહને જોવાને ધીરસિંગને પણ ઇચ્છા હતી, અને તેણે હા કહી, જોકે પદ્મિનીનું વદન નિહાળવાનો લાભ હાલ તુરત પન્હાળગઢમાં જ મળે તેમ હતું. પદ્મિનીએ તારાબાઇને ઉદ્દેશીને કહ્યુંઃ "માતુશ્રી ! મારી એક વિનતિ છે, તે સ્વીકારશો ?"

મંદ સ્મિત કરતી તારાબાઇ બોલીઃ "શું છે ? તારી વિનતિ શું હું નહિ સ્વીકારૂં ?"

"ત્યારે મારી વિનતિ સાંભળો. સાગરસિંહજીએ કહ્યું છે કે અણ્ણાજી પંતે સતારામાં એવી વાત ફેલાવી છે કે તેણે સાગરસિંહને પોતાના એક ગાનવિદ્યામાં કુશળ એવા ચેલાને બોલાવવા માટે મોકલ્યો છે તથા સાગરસિંહજીએ પણ સૂચવ્યું છે કે જે માણસોને મોકલવામાં આવે તેમાં એકાદ સારાં ગાયનો ગાનાર હોય તો વધારે સારૂં. માતુશ્રી ! આપ જાણો છો કે થોડા વખત થયાં મેં સંગીતનો અભ્યાસ કરવા માંડ્યો છે અને જો આપની અનુમતિ હોય તો હું સતારાખાતે પચાસ માણસો લઇને જઉં."

તારાબાઈ વિસ્મિત થતી અને હસતી બોલીઃ "પદ્મિની ! પદ્મિની ! શું તું લડવા જાઇશ ? તારાથી તે કામ થશે ખરૂં ? તું એક બાળા છે, પુરૂષ નથી."

પદ્મિની લજ્જા પામતી બોલીઃ "હું બાળા છું તેથી શું ? શું પુરૂષનો વેશ હું ધારણ ન કરી શકું ? પિતાજીએ શસ્ત્રાસ્ત્રવિદ્યાનું મને જે કાંઇ જ્ઞાન આપ્યું છે તેનો ઉપયોગ શું હું ન કરી શકું ?"

તારાબાઇ ખડખડ હસી પડીને બોલીઃ "વાહ ! વાહ ! મારી પદ્મિની શું પુરૂષ બનશે ? દિકરી ! કઠીન હૃદયના પુરૂષોનો વેશ, તારા કોમળ હૃદયને શોભશે કે ?"

પદ્મિની શરમથી નીચું જોઇ રહી. તેના ગુલાબી ગાલમાં શરમના શેરડા પડ્યા. મુખમાં દશ્ય અદશ્ય સ્મિત સ્ફુરી રહ્યું હતું. તારાબાઇએ કહ્યુંઃ "પુત્રી ! તારી મોટી અભિલાષા જોઇને હું આનંદિત થઇ છું. લડવાનું કામ સહેલું નથી, તેમાં વળી આ તો મોટી મુસ્કેલીનું કામ છે, કારણકે પચાસ માણસોવડે સતારાનો કિલ્લો સર કરવાનો છે. તને તારી શક્તિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય, તો ભલે; જા, મારી અનુમતિ છે."

તારાબાઇની અનુમતિથી હર્ષ પામતી પદ્મિની બોલી: " મને વિશ્વાસ છે કે હું ફત્તેહ પામીશ. આપની અનુમતિની જ અપેક્ષા હતી અને તે મળી જવાથી હવે આનંદ સાથે હું તે કાર્ય પાર પાડીશ."

તે દિવસે સાંજે સઘળી તૈયારીઓ કરીને પદ્મિની 'પદ્મસિંહ' નામ ધારણ કરીને મર્દાની પોશાકમાં સતારાનો કિલ્લો સર કરવાને પચાસેક માણસની ટુકડી સાથ નીકળી

* * * * * * *

પોતાના સ્વામીને સખ્ત જખ્મો થયાથી પાસેના ગામડામાં તે બિમારી ભોગવે છે, તેવા ખબર મળતાં જ સુવર્ણદેવીનું ચિત્ત વ્યાકુળ થયું. સ્વામીને હું ક્યારે જોઉં તેવી ચિંતાએ તેના મગજમાં તોફાન મચાવી મૂક્યું. ધીરસિંગે સાથે જવાનું કહ્યું હોવાથી બન્ને જણ પદ્મિનીને ગામડે જવાને નીકળ્યાં. સાંજે તેઓ ઇષ્ટ સ્થળે પહોંચ્યાં અને સાવિત્રી બાઇનાં અતિથિ થયાં. સાગરસિંહની સેવામાં બે ત્રણ વૈદ્યો ઉપરાંત બીજાં પુષ્કળ માણસો હતાં. મરણની આશામાંથી બચવા પામેલા સાગરસિંહને, સુવર્ણદેવીને પોતાની સામે ઊભેલી જોતાં જ હર્ષનાં અશ્રુ આવ્યાં. દેવીના હર્ષનો શું પાર?

સાવિત્રીબાઇ બહુ સુશીલ હતી. તેણે સુવર્ણદેવીને સંપૂર્ણ રીતે આશ્વાસન આપ્યું અને કહ્યું: " બ્હેન! તમે જરા પણ ગભરાશો નહિ! વૈદ્યોએ સારી આશા આપી છે, એટલે કાંઇ ચિંતા જેવું નથી, જો કે મહિનો–માસ સાગરસિંહજીને બિછાનાવશ તો રહેવું પડશે. તમારે સંતોષ માનવો કે તમારા પતિને માથે આવેલી આફત એક હિંદુ રાજ્યની સેવા બજાવતાં આવેલી છે."

સાવિત્રીબાઇના નમ્ર શબ્દોથી સુવર્ણદેવીને આશ્વાસન મળ્યું. ધીરસિંગે સાગરસિંહને સુવર્ણગઢની સ્થિતિના અને ત્યાં ચાલતા મામલાના સઘળા સમાચાર કહ્યા અને હાથ જોડીને કહ્યું: " સાગરસિંહજી! હું તમારો જ આભાર માનું છું કે તમે એક રજપૂત તરીકેનું મારૂં કર્તવ્ય મને સમજાવ્યું! બંદીખાનામાં દેવીએ ગાએલી ગરબીએ જો મારા ચિત્તપર અસર કરી ન હોત, તો મોગલ રાજ્યના બંધનમાંથી હું મુક્ત થવા પામ્યો ન હોત! તે સઘળો આપનો જ ઉપકાર છે!"

ધીરસિંગે હાથ જોડયા, કે તરત જ સાગરસિંહની દૃષ્ટિ તેના કાંડાપર બાંધેલા એક તાવીજ ઉપર પડી. તાવીજ જોતાં જ સાગરસિંહ ચકિત થયો અને બ્હાવરો બની ધીરસિંગને પૂછવા લાગ્યો: " ધીરસિંગ! આ તાવીજ તમારી પાસે ક્યાંથી? કૃપા કરીને મને તેનું કારણ કહો! મારી એક મોટી આશા, મારા વિષમય જીવનનું સઘળું અમૃત તે તાવીજમાં સમાએલું છે, કૃપા કરીને સત્વર કહો."

**સાગરસિંહ**ના પ્રશ્નનો ઉત્તર આપતાં **ધીરસિંગ** શરમાયો. **સાગ**રસિંહની આશાતુરતાને કેવી રીતે સંતુષ્ટ કરવી તેની મોટી મુસ્કેલીમાં તે આવી પડ્યો. **સાગરસિંહ**થી આટલો વિલંબ સહન થઈ શક્યો નહિ. તે બોલ્યો: "**ધીરસિંગ**! શું તે વાત ગુપ્ત છે કે તમે ઉત્તર આપતાં અચકાઓ છો? તમે એટલો ખુલાસો કરી શકશો કે તે તાવીજ તમારૂં જ છે કે તમને કોઇની પાસેથી મળેલું છે?"

"તે મને એક બાળા તરફથી મળેલું છે!" **ધીરસિંગે** ઉત્તર આપ્યો અને તે સાથે બીછાનામાં પડેલો **સાગરસિંહ** ચમકીને મૂર્ચ્છિત થઈ ગયો. તેની આ સ્થિતિ જોઇને **ધીરસિંગ** ગભરાયો. દૂર વાતો કરતા બેઠેલા વૈદ્યાને તેણે ગભરાઈ ગએલા સ્વરે બોલાવ્યા અને તે સાથે પાસેના ખંડમાંથી **સુવર્ણદેવી** તથા **સાવિત્રીબાઈ** પણ દોડી આવ્યાં. **ધીરસિંગ** પોતાના કાંડાપરનું તાવીજ બતાવીને બોલ્યો: "મારા કાંડાપરનું આ તાવીજ જોઇને **સાગરસિંહ** મૂર્ચ્છિત થએલ છે!"

**સુવર્ણદેવી** તે તાવીજ સામે આંગળી કરીને બોલી: "શું આ તાવીજ?" તે તાવીજની સામે એકી દૃષ્ટે નિહાળી જ રહી. **સાવિત્રીબાઇ** તે જોઇને બોલી: "મારી **પદ્મિની** પાસે એક તાવીજ છે, તેના જેવું જ આ તાવીજ છે!"

**ધીરસિંગ** જરા શરમાતો શરમાતો, આ પ્રસંગે આ વાત ગુપ્ત રાખવા જેવી નથી એમ માનીને બોલ્યો: "આ તાવીજ તે જ છે; મને તેમના તરફથી જ મળેલું છે!"

**સુવર્ણદેવી** બોલી: "શું **પદ્મિની** તરફથી? હેં! મારી વનલતા—" એમ બોલતી તે અચકાઈ અને **ધીરસિંગ**નું કાંડું હાથમાં લઇને પ્રેમભરી દૃષ્ટિથી તાવીજને નિહાળી રહી.

**સાવિત્રી** બોલી: "હા, **પદ્મિની** પાસે કેટલાક દિવસ થયાં તે તાવીજ હું જોતી નથી, એટલે તે તમારી પાસે જ આવ્યું હશે! જ્યારે અમને **પદ્મિની** મળી આવી, ત્યારે તેની કોટમાં જ આ તાવીજ હતું."

**સુવર્ણદેવી** આશ્ચર્યથી બ્હાવરી બનતી બોલી: "શું? **પદ્મિની** તમારી પોતાની પુત્રી નથી?"

"ના, તે તેના પિતાને એક યુદ્ધપ્રસંગે નિરાધાર દશામાં જડી આવી હતી! અમે તો તેનાં પાળક માતાપિતા છીએ."

"અહો! પ્રભુ! તે જ મારી **વનલતા**! એ મારી **વનલતા**! આજ બાર વર્ષે તું અમને મળી હેં!"

બેભાન દશામાં પડેલો **સાગરસિંહ** એકાએક આંખો ઉઘાડી બોલ્યો: "શું મારી **વનલતા** મળી? ક્યાં છે?"

"નાથ! આપના ઉપર ઉપકાર કરીને આપના પ્રાણ બચાવનાર

આનંદ માનતી હતી, પણ તેમના પગમાં બેડી ઘાલવામાં આવી હોવાથી તેમનું દુઃખ મારાથી જોયું જતું નહિ. છેવટે આ ધીરસિંગજીની કૃપાથી તે નાસી છૂટ્યા પરન્તુ હું રહી ગઈ. તેમની મને ચિંતા થવા લાગી અને મારી ચિંતા તેમને પણ થતી જ હશે. થોડા વખત પછી હું પણ સુવર્ણગઢના કિલ્લેદાર રહેમખાનની સુશીલ પત્ની ગુલબહારની મદદથી નાસી છૂટી. માર્ગમાં મારે માથે ઘણી ઘણી આફતો આવી, પણ દોલતરાવ નામના એક નિમકહલાલ મરાઠા સિપાઈની મદદથી હું પન્હાળગઢ ખાતે પહોંચી. આજે મારા સુખનો સૂર્ય ઉગ્યો કે હું તેમનું મ્હોં જોવા પામી અને તે સાથે એ ખબર પણ મેળવવા પામી કે મારી વનલતા હજી જીવતી છે અને તે પણ તમારા આશ્રય નીચે રહીને અનેક પ્રકારનું શિક્ષણ મેળવવા પામી છે.”

સાવિત્રીબાઈ આ દુઃખી વૃત્તાંત સાંભળીને અંતરથી અતિ વ્યથિત થઇ. તેને સુવર્ણદેવી અને સાગરસિંહ ઉપર બહુ જ દયા આવી. કેવા રાજવૈભવમાંથી તેઓ એક ભિક્ષુકની દશાને પ્રાપ્ત થયાં, તેનો વિચાર કરતાં સાવિત્રીબાઇની આંખોમાં જળજળીયાં ભરાઈ આવ્યા સિવાય રહ્યાં નહિ.

સુવર્ણદેવી બોલી: “પણ બ્હેન ! અમારૂં ભાગ્ય કેવું અવળું કે જે વખતે વનલતાની ભાળ લાગી તે જ વખતે તે એક જોખમભરેલા યુદ્ધમાં ભાગ લેવાને ચાલી ગઇ છે ! ખરેખર હો, હું તેનું મ્હોં જોવાને બહુ આતુર થઇ રહી છું, પણ શો ઉપાય ! હે ઇશ્વર ! મારી વનલતાને તું કુશળક્ષેમ રાખજે !”

સાવિત્રીબાઇ તેને આશ્વાસન આપતી બોલી: “જ્યારે દૈવે કૃપા કરીને અત્યાર સુધી તેને સુરક્ષિત રાખી છે, ત્યારે તે એટલો નિર્દય નહિ જ થાય કે તમે તેને ક્ષેમકુશળ જોવા નહિ પામો. ચાલો, હવે સૌ નિદ્રાધિન થાઓ ! હું આ આનંદના ખબર કાલે સ્હવારે જ મહારાણી તારાબાઇને અને વસંતગઢખાતે સેનાપતિને કહાવીશ.”

## પ્રકરણ ૩૬ સું.

### ગુલનો દીવો ગુલ !

મહારાણી તારાબાઈની સંમતિથી પદ્મિની ઉર્ફે વનલતા પુરૂષના પોશાકમાં સજ્જ થઇને ‘પદ્મસિંહ’ નામ ધારણ કરીને સતારા તરફ થોડાં માણસો સાથે કૂચ કરી રહી હતી. ચાલતાં ચાલતાં તે એક નદી પાસે આવી પહોંચી કે જે નદી પાસે અમિના અને ગુલબહાર વિરામ લેવાને થોભ્યાં હતાં તથા ફેરોઝખાને અમિનાને મરણશરણ કરી હતી. પદ્મિની પોતાના અશ્વને ધીરે ધીરે ચલાવતી ચાલતી

હતી અને ધીરસિંગે તેના તરફ જે નિર્મળ દૃષ્ટિ નાંખી હતી, તે દૃષ્ટિના માધુર્યમાં તે વિલીન બની ગઇ હતી. તે વિચારવા લાગી : "તેનું નામ ધીરસિંગ છે! અહા! કેવું અર્થસૂચક નામ? ખરેખર, તે ધીર પુરૂષ છે એટલું જ નહિ પણ ધૈર્યની આબેહૂબ છાપ તેની મુખ-મુદ્રા ઉપર પડેલી છે! ઔરંગઝેબના અંધાધુંધીવાળા રાજ્યમાં તે હવે રહ્યો જણાતો નથી, કારણકે તે અત્યારે મરાઠી રાજ્યને મદદગાર હોય તેમ જણાય છે! તે રજપૂત છે એ પણ વધારે સારૂં." ઇત્યાદિ વિચારો કરતી તે ચાલતી હતી, એવામાં કોઈ વટેમાર્ગુ એ હાથ જોડીને તેના ઘોડાનો માર્ગ રોકીને ઊભો. પદ્મસિંહે કહ્યું: "કેમરે, અલ્યા! તારે શું જોઇએ છે?"

"મહારાજ! દાદ છે, ફરિયાદ છે! આપના જેવા પરોપકારી પુરૂષની મદદની મને જરૂર છે!" તે વટેમાર્ગુએ કહ્યું.

"શું મદદની જરૂર છે? બોલ, જો બનશે તો તને મદદ કરીશ." પદ્મસિંહે કહ્યું.

"અરેરે! હું એટલો દુર્દૈવી પ્રાણી છું કે મારાથી મારૂં દુઃખ કહ્યું જતું નથી. હું પૈસાની લાલચથી ધર્મભ્રષ્ટ થયો, મેં મારા હિંદુ ધર્મને તિલાંજલિ આપી; પણ તમે મારો તિરસ્કાર કરશો નહિ!"

પદ્મસિંહે આશ્ચર્ય પામતાં પૂછ્યું: "શું ત્યારે તું હિંદુ છે? તારો પોશાક તો મુસલમાનના જેવો છે; વારૂ, તારૂં નામ શું?"

"મારૂં નામ રહેમખાન."

"રહેમખાન? તેવું નામ હિંદુનું હોઈ શકે નહિ."

"ના, તે મારૂં મુસલમાન નામ છે; હું હિંદુ હતો ત્યારે મારૂં નામ રામસિંહ હતું."

"વારૂ, તારી સઘળી વાત કહે જોઇએ, તને શું મદદ જોઇએ છે?"

વટેમાર્ગુ બોલ્યો: "હું પૂર્વે દરિદ્રાવસ્થામાં હતો. એક લડાઇમાં મારા શૂરત્વ ઉપર ખુશ થઇને એક રજપૂતે મને પોતાની પુત્રી પરણાવી. તેનું નામ ગુલબહાર."

"ગુલબહાર?" પદ્મસિંહ ચકિત થતો તે વટેમાર્ગુ તરફ જોઇને બોલ્યો: "તો પછી તું સુવર્ણગઢનો કિલ્લેદાર હોવો જોઇએ!"

આ પ્રશ્ન સાંભળીને વટેમાર્ગુ જરા ગભરાયો. તે ગભરાતો અને અચકાતો બોલ્યો: "હા, પહેલાં હતો. મેં બાદશાહની નોકરી કરવાને માટે મુસલમાની ધર્મ સ્વીકાર્યો હતો; પણ મારા એક મુસલમાન શત્રુએ મને જંપવા દીધો નહિ. તેણે બાદશાહને એવું સમજાવ્યું કે હું ફીતુરી બન્યો છું, એટલે બાદશાહે મને પકડવાનો હુકમ કાઢ્યો! હું

સુવર્ણગઢપરથી મારી સ્ત્રીને લઇને નાઠો, પણ મારા શત્રુએ મારો પીછો છોડયો નહિ, કારણકે તેનો ઇરાદો મારી સ્ત્રીને પોતાના તાબામાં લેવાનો હતો. મારી સ્ત્રી બિચારી બહુ જ પવિત્ર છે. તેણે મને અગાઉ પણ કહેલું કે એ દુષ્ટ તેના પર ચોટ મારવાની તૈયારીમાં છે પણ મેં તે માન્યું નહિ ! આ નદી આગળ નાસતાં નાસતાં અમે આવ્યાં એટલામાં મારો શત્રુ આવી પહોંચ્યો ! મને તેણે કેદ કર્યો અને મારી સ્ત્રીએ પોતાની આબરૂ જાળવવાને આ નદીમાં પડતું મેલ્યું. પેલો દુષ્ટ મારી સ્ત્રીની પાછળ નદીમાં પડયો અને હું છૂટો થઇ મારી સ્ત્રીની શોધ કરવા લાગ્યો, પણ તે–"

"શું તેનો પત્તો લાગ્યો નહિ ?" પદ્મસિંહે દુઃખિત મુદ્રાથી વચમાં પૂછ્યું.

"લાગ્યો, પણ મારૂં દુર્દૈવ ! બીજું શું ? નજીકમાં એક દહેરૂં છે, ત્યાં તે પડેલી છે; પણ પેલો દુષ્ટ–મારો શત્રુ–પચાસ વરસનો ડોકરો પણ તેની સાથે છે ! જે માણસોની મદદથી તેણે તેને નદીમાંથી બહાર કાઢી છે, તેમને તે દુષ્ટે એમ કહ્યું છે કે 'આ મારી સ્ત્રી છે.' તે માણસો પણ એ વાત ખરી માને છે !"

"પણ તારી સ્ત્રી કાંઇ બોલી નહિ ?" પદ્મસિંહે પૂછ્યું.

"ઓહો ! તે તો બિચારી બેશુદ્ધ થઇને પડી છે !" તે વટેમાર્ગુએ દુઃખિત સ્વરે કહ્યું: "મેં તેને હાથ જોડીને કહ્યું કે, ભાઈ ! તે તારી દીકરીના જેવી ગણાય; માટે પરસ્ત્રીને હરી જવાનું પાપ કર નહિ. પણ તે લુચ્ચો ગુસ્સો કરીને બોલ્યો : 'ખબરદાર ! ફરી જો એમ બોલ્યો તો ! તે સ્ત્રી મારી છે ! પરસ્ત્રીને પોતાની સ્ત્રી કહેતાં શરમ નથી આવતી ? જા, ચાલતો થા, નહિ તો ઠાર કરીશ ! તેણે આમ કહ્યું એટલે હું શું કરૂં ? મુંગો મુંગો સ્ત્રીને દુશ્મનના હાથમાં મૂકીને હું કોઈની મદદ મેળવવાની તજવીજ કરવા લાગ્યો, એટલામાં મારા ભાગ્યે તમ જ આવી પહોંચ્યા !"

વટેમાર્ગુનું દુઃખ જોતાં જ પદ્મસિંહને બહુ લાગી આવ્યું. તેણે કહ્યું: "ચાલ, હું તને મદદ કરૂં છું ! હું તે લુચ્ચા ડોકરાને બરાબર ભણાવીશ અને તું તેને તેના પાપનું પ્રાયશ્ચિત્ત આપજે."

"વારૂ, ચાલો," એમ કહી વટેમાર્ગુ આગળ થયો. અત્રે ખુલાસો કરવાની જરૂર છે કે આ વટેમાર્ગુ બીજો કોઇ નહિ પણ ફેરેબીખાન જ હતો ! ગુલબહારને મેળવવામાં અત્યાર સુધી નિષ્ફળતા મળ્યા છતાં, એક વધારે યુક્તિ તેણે યોજી અને પોતે રહમખાન છે, તથા ગુલબહાર પોતાની સ્ત્રી છે, એમ ઢંગથી પદ્મિનીની મદદ મેળવવાનો પ્રયત્ન કર્યો. પદ્મિનીએ સાગરસિંહ પાસેથી રહમખાનની ઉદા-

રતા તથા ગુલબહારની પવિત્રતા વિષે કેટલુંક સાંભળ્યું હતું, પણ રહમખાન વૃદ્ધ અને ગુલબહાર એક નવયૌવના બાળા છે એમ તેના જાણવામાં નહિ આવ્યું હોવાથી આ વેશધારી રહમખાનને મદદ કરવવામાં પદ્મિની ઠગાઈ.

આ બાજુએ સુદૈવથી રહમખાન કેટલાંક માણસોની મદદથી ગુલબહારને નદીના પૂરમાંથી કાઢી શક્યો હતો અને નજીકમાં આવેલા એક દહેરામાં તેને લઇ જઇને તેના શરીરમાં ગરમીનો સંચાર કરવાને અગ્નિ સળગાવી ધીમે ધીમે શેકતો હતો. હજી સુધી તે શુદ્ધિમાં આવી નહોતી. આ સઘળો પ્રકાર ફ઼ુરેબીખાને દૂરથી જોયો હતો, પણ ગુલને નદીમાંથી કાઢનાર બીજાં માણસો રહમખાનની મદદમાં હોવાથી તે રહમખાનની સામે થઈ શક્યો નહોતો. છેવટે પદ્મસિંહને જોતાં તેણે આ પ્રમાણે કપટ નાટક ભજવી ગુલબહારને પોતાને તાબે કરવાને એક વધારે યુક્તિ યોજી.

દેહેરાની નજીક આવતાં પદ્મસિંહે કહ્યું: "આ જ તે દેહેરૂં કે ?" ફ઼ુરેબીખાને હા કહી. પદ્મસિંહે કહ્યું: "વારુ, તમે જરા અહીં ઊભા રહો. જ્યારે હું હાક મારૂં, ત્યારે ઉઘાડા પડજો અને મારી પાસે આવજો !" એમ કહી પદ્મસિંહ તે દેહેરા પાસે ગયો, અને ફ઼ુરેબીખાન એક ઝાડની ઓથે સંતાઇ રહ્યો. પદ્મસિંહ દેહેરામાં ગયો, તો એક અતિહૃદયદ્રાવક દેખાવ તેની દૃષ્ટિએ પડ્યો.

ગુલબહાર બેશુદ્ધ થઇને પડેલી હતી. રહમખાન અને તેની મદદમાં રહેલાં બીજાં માણસો તેને શેકતા હતા. નદીના વહનમાં કૂદકો મારતાં ખડકો સાથે પછાડ વાગવાથી ગુલબહારને બે ત્રણ અંગે વાગ્યું હતું, તેમાંથી હજી પણ લોહી વહ્યું જતું હતું. પદ્મિની પોતે સુંદર હતી, પરન્તુ ગુલબહારના સૌંદર્ય આગળ પોતાનું સૌંદર્ય ફીકું પડી જતું હોય તેમ દેખાયું. ગુલનું સૌંદર્ય જોઇને પદ્મિની કાંઇક શરમાઇ પણ ખરી. ગુલબહાર આટલી સ્વરૂપવતી અને રહમખાન કેવળ સાદો તથા ઘરડો હતો, એટલે પદ્મિનીને ફ઼ુરેબીખાનની કપટવાર્ત્તા ખરી લાગે તેમાં શું નવાઇ? તેણે રહમખાનને એકાદ બે પ્રશ્નો પૂછીને પછી સવાલ કર્યો: "એ ગુલબહાર તારે શું થાય ?"

તે વખતે રહમખાન અંતરમાં અતિ દુઃખ પામતો હોવાથી તેણે આ પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. પદ્મસિંહે પુનઃ તે જ પ્રશ્ન કર્યો અને રહમખાને ટૂંકામાં સઘળી ખરી વાત કહી, પરન્તુ પદ્મસિંહને તેમાં પણ સત્ય જણાયું નહિ. તેણે રહમખાનને કહ્યું: "તેં પાપ કર્યું તે કર્યું, પણ હવે જૂઠું બોલીને વધારે પાપ ન કર ! એ સ્ત્રી તારી નથી પણ બીજાની છે." એમ કહીને તેણે ફ઼ુરેબીખાનને આગળ આવવાને

સૂચવ્યું. ફ્રેબીખાન આગળ આવ્યો, તેના તરફ આંગળી કરીને પદ્મસિંહ બોલ્યો: "આ માણસની તે સ્ત્રી છે, ઝટપટ તેને તે સોંપી દે!"

"કોણ ફ્રેબીખાન?!" રહમખાન ક્રોધથી ગર્જના કરીને બોલ્યો: "અરે મહેરબાન! તે દુષ્ટે તમને ભ્રમાવ્યા છે; આ સ્ત્રી મારી છે!"

પદ્મસિંહ જોરથી બોલ્યો: "કેવળ ખોટું! તું વૃદ્ધ છે અને તારી તો તે પુત્રી હોય તો જ શોભે!" એમ કહેતાંની સાથે તેણે ફ્રેબીખાનને સૂચવ્યું: "લે તેને તારા તાબામાં, જોઉં છું કે તને કોણ અટકાવે છે?"

રહમખાન ગભરાયો! તે નિરાધાર હતો! પોતાની મદદમાં બે ત્રણ માણસો સિવાય બીજું કોઇ નહોતું અને પદ્મસિંહ સાથે તો એક નાનું લશ્કર હતું. શું થશે, ગુલબહારને તે દુષ્ટ પોતાના તાબામાં લેશે તો મારે જરૂર પ્રાણ આપવો પડશે, એવા વિચારમાં રહમખાન ખિન્ન થતો હતો અને પદ્મસિંહને વિનવતો હતો, પણ પદ્મસિંહે તે માન્યું નહિ. ફ્રેબીખાન ગુલબહારને અડકવાને આગળ જતો હતો, એવામાં રહમખાનનાં નેત્રોમાંથી ક્રોધાગ્નિ વરસવા લાગ્યો. ગુલબહારનું મસ્તિક તેના ખોળામાં હતું, તે તેણે નીચે મૂકી દીધું અને મ્યાનમાંથી તલવાર કાઢતો સત્વર ઊભો થઇ ગયો. તે ગર્જના કરતો બોલ્યો: "ફ્રેબીખાન! તેં મને ખરાબખસ્ત કરી નાંખ્યો છે અને મારા દુઃખના વખતમાં પણ તું છાનો રહ્યો નથી; પણ યાદ રાખજે કે પવિત્ર ગુલના બદનને અડકવાને તું કદી શક્તિમાન્ થઇશ નહિ. હું નિરાધાર છું, એટલે શું કરૂં? તું આ બિચારા ભોળા મરાઠી સરદારને ઠગીને તારી મદદે તેડી લાવ્યો છે, પણ—"

ફ્રેબીખાન સામો ગુસ્સો કરીને બોલ્યો: "ચૂપ રહે, બદમાશ ડોકરા! તારૂં કપટ હવે વધારે વાર ચાલશે નહિ. ખુદા માયાળુ છે અને તેણે જ આ મરાઠી સરદારને મારી મદદે મોકલેલ છે, નહિતો મારી પવિત્ર ગુલની જીંદગીને તું ખરાબ કરી નાંખત."

"હા, ફ્રેબીખાન, હા! તારા કપટપૂર્ણ શબ્દોને હું જાણુંછું, પણ આવ સામો અને મારી સાથે લડ. તારી મદદે આવેલું લશ્કર પણ ભલે હું એકલાની સામે થાય! આવા દુઃખમાં હું વહેલું મરણ આવે તે જ ઇચ્છું છું, પણ યાદ રાખજે કે હું મરણ પામું, ત્યાર પહેલાં આ બેશુદ્ધ પડેલી મારી પવિત્ર ગુલના ગળાપર તલવાર ફેરવી વાળતાં હું અચકાઇશ નહિ! એ સુકુમાર ફૂલ ઉપર હું એટલો ઘાતકી તો જરૂર થઇશ!" એટલું કહેતાંમાં રહમખાનની આંખમાંથી આંસુ ટપક્યાં અને તે સાથે તેણે પોતાની તલવારને ઉંચી કરી. ફ્રેબીખાન તથા તેના મદદગારોને લડવાનું આહ્‌વાહન કર્યું. હથિયારો ખખડી રહ્યાં.

પરન્તુ દૈવને તે લડાઈ થવા દેવાની ઇચ્છા નહોતી! રમખાણ શરૂ થયા પહેલાં તો એકદમ ઘોડો દોડાવતો ધીરસિંગ ત્યાં આવી પહોંચ્યો! ફરેબીખાનને જોતાં જ તે બોલી ઉઠયો: "ફરેબીખાન! તું અહીં ક્યાંથી?" મંદિરના બારણામાં ઊભેલા રહમખાનને તથા માંહે બેશુદ્ધ પડેલી ગુલને જોતાં તે બોલ્યો: "અને રહમખાન! તમે, ગુલ, સઘળાં અહીં ક્યાંથી?" પદ્મસિંહ તરફ જોઇને તે બોલ્યો: "અહો! પદ્મિનીબાઈ! તમે પણ અહીં જ છો? આ વિચિત્ર ભેટો એકાએક કેવી રીતે થયો? ખાનસાહેબ! આ સઘળો શો ગોટાળો છે?"

ધીરસિંગના આ શબ્દોથી ફરેબીખાન ઉઘાડો પડી ગયો. તે નામધારી રહમખાન હતો એમ પદ્મિની સમજી ગઇ. રહમખાન બોલ્યો: "ભાઈ ધીરસિંગ! મારૂં દુર્દૈવ ઉલટી રહ્યું છે! આ સર્વ સંકટનું કારણ આ નરાધમ ફરેબીખાન છે!"

ફરેબીખાન નાસી જવાના વિચારમાં જ હતો, એટલામાં તેને પકડવામાં આવ્યો, અને હાથ પગ બાંધી કેદ કરવામાં આવ્યો. તેણે છૂટવાને બહુએ ફાંફાં માર્યાં પણ તે વ્યર્થ ગયાં. પોતે દુશ્મનના હાથમાં આબાદ રીતે સપડાઈ ગયો છે અને તેમાંથી તે કદાપિ છૂટનાર નથી, એમ તેને જણાઇ આવ્યા સિવાય રહ્યું નહિ.

રહમખાને ધીરસિંગને સઘળી હકીકત કહી સંભળાવી. ફરેબીખાને ફકીરનો વેશ લઇને પોતાને કેવી રીતે ફસાવ્યો, તેણે ધીરસિંગ અને ગુલના સંબંધ વિષે કેવું વિષ રેડયું, રહિમાને કેવી બેઇમાની કરી, નૂરે કેવું સત્યાનાશ વાળ્યું હતું એ સઘળી હકીકત તેણે ધીરસિંગને કહી સંભળાવી. પદ્મિનીને રહમખાન અને ગુલબહારની સ્થિતિ જોઇને બહુ જ દયા આવી. ગુલબહારની પતિનિષ્ઠાને માટે પદ્મિનીના હૃદયમાં માન ઉત્પન્ન થયા સિવાય રહ્યું નહિ.

રહમખાન પોતાનું કથન સમાપ્ત કરી રહ્યો એટલે ધીરસિંગ બોલ્યો: "ખાનસાહેબ! હજી કેટલીક વાત એવી છે કે જે વાતનો ખુલાસો મારે તમારી પાસે કરવો જોઇએ. જે દિવસે ગુલને અને મને કેદ કરવામાં આવ્યાં, તે દિવસે હું ફકીરનો વેશ લઇને તમારા મહેલમાં દાખલ થયો હતો, તેનું કારણ એ હતું કે હું કોઈ પણ યુક્તિથી અજાણ્યો રહીને ફરેબીખાનનું કાટલું કાઢી નાંખવાના વિચારમાં હતો: જ્યારે તમે એમ જાણ્યું કે હું ફકીરનો વેશ લઇને ગુલને નસાડી જવા આવ્યો છું. ગુલબહાર તે વખતે જે મહત્ત્વના કામમાં ગુંથાએલી હતી અને જે કામ "હું તમને પછીથી જણાવીશ" એમ તેણે તમને જણાવ્યું હતું, તે કામ મારી સાથે ગુપ્ત રીતે નાસી જવાનું નહિ પણ સુવર્ણદેવીને નસાડી મેલવાનું હતું, કે જે કામને માટે તે અમિનાને મો-

"કપટી પુરુષોનો મને વિશ્વાસ નથી; તું જે અત્યારે કહે છે, તે ખરૂં જ હશે, તેમ માનવાનું મને કારણ નથી. એક અબળાને ખાતર હું તને કદાપિ જીવતો રાખું, પણ તું ખરૂં બોલે છે, તેની ખાત્રી શું?" ધીરસિંગ બોલ્યો.

"ખાત્રી એ જ કે અત્યારથી હું તારો દાસ થઈને રહું અને મારી ગુલાબ જો હું કહું છું તેવી દુઃખી સ્થિતિમાં હોય, ગુલાબ પોતે જ મને જીવતો રાખવા તને વિનતિ કરે, તો પછી તું મને જીવતો રહેવા દઈશ?"

ધીરસિંગે હા કહી અને અનેક હત્યાઓના કારણરૂપ ફૂરેખીખાન જીવતો રહ્યો! પદ્મિનીના લશ્કરની સાથે તેને રહેવાનું ઠર્યું અને અને ધીરસિંગે પદ્મિનીને ગુપ્ત સૂચના કરી કે "ફૂરેખીખાન કપટી હોવાથી તેના બોલવાપર મને પૂરો વિશ્વાસ નથી, માટે તે લશ્કરમાં રહીને કાંઈ હાનિ ઉપજાવનારો ન થઈ પડે, તેટલા માટે સાવચેતી રાખવી."

આ બાજુએ ગુલબહારની સ્થિતિ વધારે ને વધારે ભયંકર થતી જતી હતી. નદીમાં પડવાથી તેના પેટમાં ઘણું પાણી પેસી ગયું હતું અને જો કે તેની નાડી ચાલતી હતી, તોપણ પ્રતિક્ષણે તેની મન્દતામાં વધારો થતો જતો હતો. ધીરસિંગે તેની પાસે જઈને નીચા નમીને તેના શ્વાસની ગતિ વગેરે તપાસ્યું તથા "ગુલ! ગુલબહાર!" એમ બે સાદ પાડ્યા. ધીરસિંગના પરિચિત સ્વરથી આકૃષ્ટ થએલી ગુલબહારે પોતાનાં નેત્રો ઉઘાડ્યાં અને તે જ ક્ષણે પુનઃ બંધ કરી દીધાં. ગુલબહારે આંખો ઉઘાડી અને હવે તે બેશુદ્ધ નથી પણ સાવધાન છે, એમ જાણી સૌના હૃદયમાં આશાનો અંકુર ફૂટ્યો. પુનઃ ધીરસિંગ બોલ્યો: "ગુલ! હું ધીરસિંગ તારી પાસે આવ્યો છું. રહમખાન પણ અહીં છે, તું ભાનમાં છે કે?"

ગુલબહારે પુનઃ આંખો ઉઘાડી અને આસપાસ જોયું: રહમખાન આંખોમાંથી આંસુ વર્ષાવતો પોતાની સામે ઊભેલો તેની નજરે પડ્યો. તે ક્ષીણ—અતિક્ષીણ સ્વરે બોલી: "ભાઈ ધીરસિંગ! સઘળું સત્ય બહાર આવી ચૂક્યું છે?"

ધીરસિંગ બોલ્યો: "હા, બ્હેન! રહમખાન હવે બહુ પસ્તાય છે અને ફૂરેખીખાન પણ પકડાયો છે."

ગુલબહાર વાતચીત કરી શકે છે, તે જોઈ રહમખાનને આશ્વાસન મળ્યું. તે આવીને ગુલબહારની પાસે બેઠો અને બોલ્યો: "પ્યારી ગુલ! ધીરસિંગે મને સઘળી સત્ય વાર્ત્તા કહી છે અને તારી પવિત્રતા માટે હવે મને જરા પણ શંકા રહી નથી: ગઈ ગુજરીને હવે ભૂલી જઈને તું તે માટે કાંઈ પણ તારા મનમાં લાવીશ નહિ."

ગુલબહાર ધીરે ધીરે વિરામ લેતી બોલીઃ " નાથ ! હવે હું સંતોષથી મરીશ."

રહમખાન બોલ્યોઃ " ના, તું હવે મરીશ નહિ. ખુદા મારા જેવા દુઃખી મનુષ્ય તરફ એટલો બધો ઘાતકી નહિ જ બને."

" નાથ ! આશા ફોકટ છે. મારા પ્રાણ ધીમે ધીમે સર્વ અંગોમાંથી વિસર્જન થતાં હું અનુભવું છું. નદીમાં વાગેલો આઘાત મને જીવતી રહીને તમારી સેવા કરવા દેશે નહિ–ક્રૂર કાળ પોતાની નિર્દયતા નહિ ત્યજે."

" નહિ, વ્હાલી ! તું એટલી નિરાશ ન થા. મને ખાત્રી છે કે મારા સદ્ભાગ્યથી જ તું આટલું બોલી શકી છે અને હવે ખુદા તને નિત્યને માટે મારી સાથે બોલતી જ રાખશે."

" શું ખરેખર હું જીવતી રહીશ ?" ગુલબહાર બોલી.

" હા પ્યારી, તું જીવીશ, નિરાશ થઇશ નહિ. જો—" એટલું બોલતામાં ગુલનાં નેત્ર વિકૃતિ પામવા લાગ્યાં અને રહમખાન " યા ખુદા ! " બોલતો તેની સામે એકી નજરે તાકી રહીને ગભરાટમાં પડ્યો.

ધીરસિંગનું હૃદય શાંત રહી શક્યું નહિ. " ગુલ, ગુલ ! " એમ તે બૂમો પાડવા લાગ્યો, પરન્તુ ગુલ દુઃખથી મૂર્ચ્છિત થઈ ગઇ હોવાથી જવાબ આપી શકી નહિ. થોડી વારે તે પુનઃ શુદ્ધિમાં આવી પણ પહેલાંના જેટલી સાવધાનતા તેનામાં ન હતી. તે બોલીઃ "નાથ ! મારા જીવવાની આશા હવે ફોકટ છે. ધીરસિંગ ! તારી બ્હેનને આજે ખુદા પોતાની પાસે બોલાવી લે છે. તું તેને વિસરી જજે–સંભારીને દુઃખી થઇશ નહિ. નાથ ! તમને પણ મારી વિનતિ છે કે મને ભૂલી જજો અને દુઃખી થશો નહિ." આ શબ્દો છેલ્લા જ હતા. ત્યાર પછી કેટલીક વાર સુધી ગુલબહાર અવાચ્ય પડી રહી અને પછી પરલોકપ્રયાણ કરી ગઇ. ગુલનો દીવો ગુલ થયો ! રહમખાન અને ધીરસિંગ એક બાળકની પેઠે રડવા લાગ્યા. એક પવિત્ર સ્ત્રીનો–તે સાધ્વીનો દુનિયામાંથી અસ્ત થયો, તેનો વિચાર કરતાં સજ્જન બનેલો ફરેબીખાન પણ દુઃખી થયા સિવાય રહ્યો નહિ. સર્વત્ર શોક શોક વ્યાપી રહ્યો. પદ્મિની પોતાના કોમળ હૃદયને રુદન કરતું અટકાવી શકી નહિ.

પંચભૂતોનું બનેલું શરીર અલ્પ કે અધિક સમયમાં પંચભૂતોમાં જ મળી જવાને સરજાએલું છે; માત્ર તે શરીરે પ્રાપ્ત કરેલી કીર્ત્તિ જ આ લોકમાં રહી જાય છે. ગુલબહારના સ્થૂળ દેહને ભૂમિના ઉદરમાં સ્થાન આપીને તેમાંથી પોતપોતાને અનુકૂળ તત્ત્વો છૂટાં પાડી લઈ લેવાને અપ્, વાયુ, તેજ, આકાશ અને પૃથ્વીને–પંચભૂતોને પરવાનગી આપવામાં આવી, પરન્તુ તેના સદ્ગુણોનું સ્મરણ તો ધીરસિંગ અને

રહેમખાનનાં હૃદયોમાંથી ભુંસાયું નહિ જ! અહે સદ્‌ગુણી મનુષ્ય પ્રાણીની આ પૃથ્વીને બહુ જરૂર હોય છે, તેની જરૂર પરમાત્માના દરબારમાં પણ કાંઇ બહુ જ હશે?!

---

## પ્રકરણ ૩૭ સું.

---

### સતારા જીતાયું.

### कोल्हाट्यांचा खेळांत सातारा हरविला.

#### બજાણીયાની રમતમાં સતારા ગુમાવ્યું!

* * * * * *

**દા**નવીર **ધીરસિંગે** ફુરેબીખાનને અભયદાન આપ્યું અને તે **પદ્મસિંહના** લશ્કરની સાથે જ રહ્યો. **ધીરસિંગ** પણ તેની સાથે જ રહ્યો. ગુલના મરણથી શોકવ્યાકુળ થએલો રહેમખાન ગુલબહારની કબ્ર પાસે રહીને દિવસો ગુજારવા લાગ્યો. ત્યાંથી મુસાફરી કરતાં કરતાં સૌ કોઈ **સતારાના** કિલ્લા પાસે આવી પહોંચ્યા. કિલ્લા પાસે જઈ પહોંચતાં **ધીરસિંગ** ઓળખાઈ જવાના ભયથી છૂટો પડી ગયો અને **પદ્મસિંહ** પોતાની સાથેનાં માણસોને એક સુરક્ષિત સ્થળે રાખીને પોતે કિલ્લાના દરવાજા પાસે જઇ પહોંચ્યો. ત્યાં પહોંચતાં જ તેણે પેહેરેગીરને પૂછ્યું કે "સાંઈજી માંહે છે કે?"

સાંઇજીનું માન સલાબતખાન પાસે એટલું બધું હતું કે તેના કોઈ પણ મિત્ર કે ઓળખીતાનું કોઈ અપમાન કરી શકતું નહિ. આથી **પદ્મસિંહ** પોતાના ઘોડાપરથી ઉતર્યો કે ઘોડાને દોરતો કિલ્લામાં ચાલ્યો ગયો પણ પહેરેગીર તેને અટકાવી શકયો નહિ. કિલ્લામાં પેસતાં નજીકમાં જ **અણ્ણાજીનું** નિવાસસ્થાન હતું. "અમ ફકીરોને કોઇનો સંસર્ગ જોઇએ નહિ" એમ કહીને તેણે પોતાનું નિવાસસ્થાન રાજમહેલથી દૂર રાખ્યું હતું. **પદ્મસિંહે** જઇને તુરત સાંઇ સાહેબને નમસ્કાર કર્યા. **અણ્ણાજી** ચકિત થતો બોલ્યો: "**પદ્મિની**! શું તું પોતે મંડળીની આગેવાની લઇને આવી છે?"

"હા જી, કારણકે મેં સંગીતનો અભ્યાસ કર્યો છે અને **સાગરસિંહજીએ** કહ્યું હતું કે કોઇ સંગીતનો અભ્યાસી તેમાં હોય તો ઠીક, એટલે હું પોતે જ આવી!"

"સાબાશ, દિકરી! ધન્ય છે તારી બુદ્ધિને!" **અણ્ણાજી** સંતુષ્ટ થતો ધીમેથી બોલ્યો: "પણ **સાગરસિંહને** બહુ વિલંબ કેમ થયો? **ધીરસિંગ** મળ્યો?"

"સાગરસિંહ માર્ગમાં ઘાયલ થયા હતા અને પરમેશ્વરે જ મારો અને તેમનો અચાનક મેળાપ કરાવ્યો. ધીરસિંગજી મળ્યા, તેઓ આપણી સાથે જ છે. તમે જાણીને ખુશ થશો કે મારાં ખરાં પિના-માતા સાગરસિંહ અને સુવર્ણદેવી નીકળ્યાં !"

"હેં ? મોટું આશ્ચર્ય !" અણ્ણાજી વિસ્મિત થતો બોલ્યો: "પણ પુત્રી પદ્મિની ! તને ઉર્દૂ ગાન–તાન કાંઈ આવડે છે ?"

"જી હા, તે માટે આપે નિશ્ચિંત રહેવું."

"વારૂ, ત્યારે ચાલ, અત્યારે જ સલાબતખાન સાથે તારી મુલાકાત કરાવી આપું. પણ તારે તારૂં નામ પદ્મસિંહ નહિ આપતાં દિલેરખાન એવું મુસલમાની નામ જણાવવું, સમજી ?" એવી અનેક પ્રાસંગિક સૂચના કર્યા પછી અણ્ણાજી પદ્મસિંહને સલાબતખાન પાસે લઈ ચાલ્યો. સલાબતખાન તે વખતે પોતાનું બપોરનું ખાણું લીધા પછી હુક્કો ગગડાવતો પોતાના મહેલમાં બેઠો હતો. માંહે જતાં જ અણ્ણાજીએ કહ્યું: "ખાન ! જો, આ મારો શિષ્ય, પોતાની ગાયન મંડળી તથા રમતગમત કરનારાં માણસોની સાથે આવી પહોંચ્યો છે !"

ખાને ડોકું હલાવીને બન્નેને પાસેના આસન ઉપર બેસવાની ઇશારત કરી. બન્ને બેઠા. મ્હોંમાંથી ધુમાડાનો ગોટ કાઢીને તે બોલ્યો: "તમે બહુ સારા ગાનારા છો, એમ સાંઈ સાહેબે મને કહ્યું છે, તો તમારાં ગાનતાન અને રમત ગમતની મજા મને ચખાડશો કે ?"

પદ્મિની ઉર્દૂમાં છટાથી બોલી: "ક્યોં નહિ સરકાર ? હઝરતકી જૈસી મંશા હો. આજ શામકો હી મજલસ જમા દેંગે, ફિર ક્યા ? એક બેર હમારી ગમ્મત હઝરત દેખેંગે, તો ફીર ભી દેખતે રહેંગે!"

"અચ્છા, તમે તમારાં માણસો સાથે આવ્યા છો ને ?"

"જી હાં, સરકાર ! હમ તરહ તરહકે ખેલ, નાચ, તમાશા કરતે હૈં, તો ફીર સાથ આદમી ભી ચાહિયે ! વહ સબ કિલાકી બાહિર ઠહરે હૈં."

"વારૂ, હું હુકમ મોકલું છું કે તમને સૌને એક ઠેકાણે ઉતારો આ-પવામાં આવશે. અને આજે રાત્રે જ મજલસ જમાવવાનું પણ નક્કી."

"જૈસી મંશા." એમ કહીને પદ્મિનીએ રજા લીધી અને અ-ણ્ણાજી પણ તેની સાથે સાથે બહાર નીકળ્યો.

* * * * *

આજે પૂર્ણિમાની રાત્રિ હતી. પૂર્ણ કલાનિધિ પૂર્વ ક્ષિતિજ છોડીને કેટલેક ઉંચે ચડ્યો હતો તથા પોતાનાં સ્નિગ્ધ કિરણોવડે જાણે કે અમૃતવર્ષા જ કરતો હોયની એમ જણાતું હતું. અનંત વ્યોમમાં અંધકારમાં રત્ન પ્રમાણે ચમકી રહેનારાં અનંત નક્ષત્રો–

તારાઓ ચંદ્રપ્રભાથી મ્લાન થવાથી જ જાણે કે સંતાઈ રહ્યા હોયની એવો ભાસ થતો હતો. આકાશ કેવળ નિરભ્ર હતું. તે વખતે સતારાના કિલ્લામાં પદ્મિનીની મજલસની મોટી તૈયારીઓ ચાલી રહી હતી. રાજમહેલની સામે મોટી મોટી જાજમો પાથરીને તેપર ગાદી તકીયા બિછાવવામાં આવ્યા હતા. સેંકડો માણસો આનંદથી અહીં તહીં ફરી રહ્યાં હતાં. જોતજોતાંમાં તો તે સ્થળે મોટો પ્રેક્ષકવર્ગ એકઠો થઈ ગયો અને ગાનતાન તથા બજાણીયાની રમતગમત ક્યારે શરૂ થાય છે, તેની રાહ જોઇ રહ્યો. મહેલની અગાશીમાં જનાનખાનામાંનો સ્ત્રીવર્ગ આ રમતગમત જોઈ શકે, તેટલા માટે તેની આડા ચક નાંખીને ત્યાં પણ કેટલીક ગોઠવણ કરી રાખવામાં આવી હતી. થોડી વારમાં અણ્ણાજી અને સલાબતખાન પણ પ્રેક્ષકવર્ગના એક મોટા માંડલા સાથે આવી પહોંચ્યા. થોડી વાર અણ્ણાજી અને સલાબતખાન વચ્ચે કાંઇક વાતચીત ચાલી એટલામાં દારૂડીયાઓનો દોર ચાલતો થયો. સલાબતખાનની સામે એક સોનાનો પ્યાલો મુકાયો અને તેનું ધ્યાન વાતચીતના પ્રસંગમાંથી શરાબ ઉપર ખેંચાયું. સલાબતખાન વિવેકની ખાતર અણ્ણાજીને આગ્રહ કરતો બોલ્યો: "લીજીયેં હઝરત ! ઉઠાઇયેં !"

અણ્ણાજી બોલ્યો: "તમે રાજદરબારી અને સંસારી લોકો કહેવાઓ, એટલે ગમે તેમ વર્તો પણ અમારાથી ખુદાનું ફરમાન તોડાય નહિ. જો અમે તેનું ફરમાન તોડીને શરાબ પીએ તો પછી બીજાઓ અમ ફકીરોનો ઉપદેશ કેવી રીતે માને ?"

સલાબતખાનનો એક શરાબી મિત્ર બોલ્યો: "સાહેબ ! સાંઇ સાહેબ શરાબની લીજતને પીછાણતા નથી, તેથી જ તેમને ખુદાનું ફરમાન આડું આવે છે."

"નહિ, નહિ." અણ્ણાજી બોલ્યો: "હું જ્યારે ફકીર થયો નહોતો, ત્યારે મેં દારૂ પીધેલો, અને મને અ ભવ થયો છે કે તેથી શરીરપર અને મનપર બહુ જ ખરાબ અસર થાય છે. શરાબ એક બહુ જ નાપાક ચીજ છે અને તેથી ખુદાએ તે નહિ પીવાનું ફરમાન કર્યું છે."

પેલો દારૂડીયો હસીને બોલ્યો: "સાંઇ સાહેબ ! શરાબની લીજત તમને સાંભરતી જણાતી નથી, કારણકે તે તો તમે ન્હાનપણમાં પીધો હશે; પણ સાંભળો, એક કવિ તેનાં વખાણ કરતાં કહે છે કે—

"દોજખ જરૂર જાયઁગે સુનકર શરાબકે,
"આતશસેં કબ બચા હૈ કોઇ ગેર આબકે ?
"કર સેફાઇ કબ બહાસીલ ચાર પી પી કર શરાબ,
"વાસ્તે આઇના દિલકે હૈ રોશનગર શરાબ !

"ગમગલ્ત હોતા હૈ ગમગીંકા સુરે બાદસે,
"સાફ દિખલા દેતી હૈ ઇન્સાનકા જોહર શરાબ !
"મુઝરદકો બનાના થા ભટ્ટી શરાબકી,
"ઇન્સાન બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી ?
"જ્યાદહ શરાબ પીનેસે કાફર હુવા મેં ક્યું ?
"ક્યા દેઢ ચુલ્લુ પાણીમેં ઇમાનપેં ગયા ?"

"સાંઇ સાહબ સુનો ! શરાબ તો ઐસી પાક ચીજ હૈ કી જિસસે ઇન્સાનકાં ખુદાકે દરબારમેં બિહિસ્ત મિલતા હૈ ઔર જમીંપર જિનકા બદન ગુલકી તરહ ખીલતા હૈ ! ! લેકિન—

"પીનેસે જો શરાબકે ઇનકાર કરતેં હૈ,
દોજખમેં કસ બના વો તયાર કરતેં હૈ ! !"

આ સાંભળીને સલાબતખાન, અણ્ણાજી તથા બીજા દરબારીઓ ખડખડાટ હસી પડયા. અણ્ણાજી બોલ્યોઃ "ખાન ! શરાબી દરબારમાં આવા શરાબના શોખીન પણ જોઇએ ! !"

સૌ શરાબના પ્યાલા ભરી ભરીને પોતાનાં તરસ્યાં કલેજાંને તૃપ્ત કરવા લાગ્યા. દરબારીઓમાં થઇને સિપાઇઓમાં અને તેઓમાં થઇને પ્રેક્ષકોમાં પણ છૂટે હાથે શરાબની લ્હાણી થવા લાગી. થોડી વારમાં તો રાતા પાણીનો વરસાદ વરસી રહ્યો હોય, તેમ સર્વત્ર શરાબનો ગંધવાહક વાયુ જ પ્રસરી ગયો.

સૌ સુરાદેવીના તાનમાં તલ્લીન થયા, એટલે પદ્મિનીની મંડળી આવી પહોંચી. પદ્મિની તથા તેના સઘળા ખેલાડીઓએ જૂદી જૂદી જાતના આકર્ષક પોશાકો ધારણ કર્યા હતા. ખાનસાહેબ તરફથી હુકમ મળતાં જ પદ્મિનીનું સુસ્વરયુક્ત ગાન શરૂ થયુંઃ

"ચૈન મિલતા હૈ નહીં ચર્ખ બરીં નીચે,
"ક્યા કરેં જાતે હૈં બસનેકો જમીંકે નીચે.
"સરોકદ હૈ કોઈ ગુલરૂ કોઇ લાલઃજાર,
"હૈ હસીનોંકા ચમન ચર્ખે બરીંકે નીચે.
"વહી આરામસે હૈં જો હૈં જમીંકે નીચે,
"પાંવ ફૈલાએ સોતે હૈં વો જમીંકે નીચે.
"એકસે એક પરીન્જાદ પડા સોતા હૈ,
"એક પરિસ્તાઁ નજર આતા હૈ જમીંકે નીચે."

"સચ હૈ, સચ હૈ" મતવાલો બનેલો સલાબતખાન બોલી ઉઠયોઃ "યહ મજલસ ભી એક પરિસ્તાઁ હૈ, ઔર યહ સબ પરિજાદ હૈ ! સાબાશ ! સાબાશ, ! સાંઇ સાહબ ! બહુત અચ્છા ગાનેવાલા દિખતા હૈ !"

"હાં, બેશક." અણ્ણાજીએ જવાબ આપ્યો.

“ અબ રમતગમત હોને દો.” સલાબતખાંનનો હુકમ મળ્યો. એ હુકમનો અમલ થવાનો જ હતો, એટલામાં તોપનો ભયંકર ગડગડાટ અને ‘હરહર મહદેવ’ની બૂમો સાંભળવામાં આવી ! મુસલમાનો ચમક્યા ! પદ્મિની અને તેની મંડળી પણ ચકિત થઇ ! એટલામાં પદ્મિનીના બજાણીયા બનેલા અનુયાયીઓની તલવારો પણ મ્યાનમાંથી બહાર નીકળી.

“ યે ક્યા ? યે ક્યા ?” કરતા મુસલમાનો હદપાર ગભરાયા. એટલામાં બજાણીયા મંડળીનું ખરૂં સ્વરૂપ પ્રકટ થયું. થોડી વારમાં રંગમંડપે રણભૂમિનું સ્વરૂપ ધારણ કર્યું. આનંદમાં લીન બનેલા, શરાબના પ્યાલા હાથમાં રહી ગએલા છે તેવા, લડાઇની કલ્પના પણ નહિ હોવાથી અસાવધ બની ગએલા મોગલ સિપાઇઓ મરાઠાઓની તલવારનો ભોગ થઇ પડ્યા ! સેંકડો મુસલમાનોનાં મસ્તિકકમળ હવામાં પુષ્પદડુંકની પેઠે ઉડવા લાગ્યા. જ્યાં ત્યાં બૂમરાણ અને રણગર્જનાઓ સંભળાવા લાગી, જેમાં મરણશરણ થઇને વિરામ પામતા મોગલોનાં ‘યા અલ્લા’ના ક્ષીણ સ્વરો ભાગ્યે જ કર્ણદ્વાર સુધી પહોંચવા પામતા.

પરન્તુ જેઓ થોડા શરાબ પીવાથી સાવધ રહેવા પામ્યા હતા, તેવા મુસલમાન સિપાઇઓ એકાએક હથિયારો લઇને લડવા લાગ્યા. યુદ્ધ એવડી મોટી ભેળસેળમાં થતું હતું કે એક બીજા લશ્કરો પોતાનાં માણસોને કાપી નાંખતાં તોપણ કળાતું નહિ. કેટલીક વારે મરાઠાઓ અને મોગલો વચ્ચે યુદ્ધનો પ્રારંભ થયો, પરન્તુ તેટલા વખતમાં તો હજારો બેસાવધ મોગલો કપાઇ ગયા હતા. બન્ને બાજુએથી ભયંકર રણગર્જનાઓ થવા લાગી, અને ચંદ્રનો પ્રકાશમાં બન્ને પક્ષના યોદ્ધાઓની તલવારો વિજળીની પેઠે ચમકી રહી !

બેસાવધ મુસલમાનોને માટે પોતાનાં પચાસ માણસો બસ છે એવી અણ્ણાજીની કલ્પના હતી, પરન્તુ આ પ્રસંગે તે કલ્પના સફળ નીવડી શકત નહિ. મુસલમાનો બેસાવધ હતા, પણ જ્યારે તેઓના જાણવામાં આવ્યું કે મરાઠાઓ દગો રમ્યા છે, ત્યારે તેઓ જોસભેર લડવા લાગ્યા. ત્યાં આગળ પચાસ મરાઠાઓનું શું ચાલી શકે ? કેટલાક મરાયા અને કેટલાક નાસી જવાની તૈયારીમાં હતા, એ પદ્મિની જોઇ શકી. એકાએક આગળ ધસી આવીને તે બોલીઃ “ અરે, મરાઠા કુળવીરો ! તમે થોડા છો, તેથી પરાજયના ભયથી શું નાસી જશો ? ધિક્કાર છે તમને ! આટલા દિવસ મરાઠી રાજ્યનું નિમક ખાધું તેનું આ જ ફળ કે ? ફરો, પાછા ફરો ! એક વાર જય મેળવો, નહિતો માથું મૂકીને જાઓ, પણ કાયર પુરૂષોની પેઠે પીઠ ન

દેખાડો !" નાસી જવા ઇચ્છનારા મરાઠી સિપાઇઓ પદ્મિનીના આ શબ્દોથી શરમાયા અને પુનઃ જોરશોર લડવા લાગ્યા. પદ્મિની પણ મહીષાસુરમર્દિની પેઠે તૂટી પડી. તેનો ચહેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો. પદ્મિની સ્ત્રી છે એમ જાણીને ચાર મુસલમાન સિપાઇઓ એકી સાથે તેની સામે થયા અને પદ્મિનીએ તે ચારેના અટાપટાવાળા યુદ્ધથી સાવધ રહીને લડવા માંડ્યું. તેમાંના બેને યમધામે પહોંચાડીને બેને ઘાયલ કર્યા, પણ પદ્મિનીનું શરીર હવે વધારે વખત રણભૂમિપર ટકી શકે તેમ નહોતું. સાવધાનતાથી લડવા છતાં તેનાં સુકોમળ અંગોપર કેટલાક ઘા વાગ્યા હતા અને તે થાકી ગઇ હતી. જખમોમાંથી રક્તસ્રાવ થવાથી તે ભાનમાં રહી શકતી નહોતી, એટલામાં ધીરસિંગ આવી પહોંચ્યો અને તેણે પદ્મિનીનો બચાવ કર્યો !! ફકીર બનેલો અણ્ણાજી પણ મોગલોને ચીભડાંની પેઠે કાપી રહ્યો હતો. એટલામાં 'હરહર મહાદેવ' નો પ્રચંડ ધ્વનિ શ્રવણગોચર થયો અને તે સાથે બીજું મરાઠી સૈન્ય એકાએક કિલ્લામાં દાખલ થયું ! તે જોઇને હતાશ થએલાં મરાઠી સિપાઇઓને ઉત્તેજન મળ્યું. મુસલમાનો હતાશ થયા. નવી મદદ સૈન્યાધિપતિ પરશુરામ ત્રિંબકના હાથ નીચે આવી પહોંચી હતી.

પદ્મિની પચાસ માણસોની સાથે જે દિવસે સતારા તરફ વિદાય થઈ તે જ દિવસે કાર્યભારકુશળ મહારાણી તારાબાઇએ વસંતગઢ ખાતે પરશુરામ ત્રિંબકને જણાવ્યું હતું કે તેમણે ગુપ્ત રીતે લશ્કર સાથે પદ્મિનીની સાહાય્યમાં રહેવું; કારણકે જો કે અણ્ણાજીએ પચાસ માણસો જ મોકલવા સૂચવ્યું છે, પરન્તુ સતારાનો કિલ્લો કાંઈ તેટલાં માણસોથી જીતાય નહિ. મહારાણી તારાબાઇની આ દીર્ઘ દૃષ્ટિથી હતાશ થએલા પદ્મિનીનાં માણસોને સંપૂર્ણ મદદ મળી અને એક મરાઠાઓના સ્વામિત્વનો પરન્તુ ત્યાર પછી મોગલોના હાથમાં ગએલો સતારા અથવા અજિત્ય તારા અથવા અજિમતારાનો સુપ્રસિદ્ધ કિલ્લો પુનઃ મરાઠી રાજ્યમાં ભેળાયો.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### ૨૧ મી ફેબ્રુઆરીનો સૂર્યનો અસ્ત—ઔરંગઝેબના જીવનનો અસ્ત.

કયા લાયા થા સિકંદર, દુન્યાસે લે ગયા ?
યે દોનોં હાથ ખાલી, બાહિર કફનસે નિકલે !

* * * * *

વાયુ વિફર્યો હતો ! જે વાયુ પહેલાં મોગલોના પક્ષમાં ગતિ કરી રહ્યો હતો, તે જ વાયુ અત્યારે તેમના વિપક્ષમાં વાઈ રહ્યો

હતો ! અહમદનગરમાં ઔરંગઝેબે હતાશાવાન્ થઇને પ્રવેશ કર્યો, તે સાથે તેને ખબર મળ્યા કે સતારાનો મોટો કિલ્લો પણ ગુમાવ્યો છે ! સંક્રાજી નારાયણની હીલચાલથી સિંહગઢ, રાજગઢ, રોહીરા અને બીજા કેટલાક કિલ્લાઓ પણ મોગલોએ ગુમાવ્યા હતા, માળવામાંથી પાછા ફરેલા ઝુલફીકારખાને સિંહગઢનો કિલ્લો મરાઠાઓ પાસેથી પાછો લીધો, પણ સંક્રાજીએ તુરત જ મોગલોના હાથમાંથી પાછો ઝુંટવી લીધો અને ઝુલફીકારખાનનું રહ્યું ધૂળધાણી કર્યું. આ સઘળા ખબર ઔરંગઝેબના સાંભળવામાં આવ્યા અને તેની વિજયની આશાઓ સમૂળગી ઉડી ગઇ. ફરીથી મરાઠી પ્રદેશમાં એક પણ કિલ્લો તાબે કરી શકાશે, તેમ તેને શક્ય કે સંભવિત પણ જણાયું નહિ.

દિવસે દિવસે ઔરંગઝેબ નિરાશ અને ગભરાએલી મનોવૃત્તિથી શરીરે સુકાતો ગયો. તેનું આખું જીવન અવિશ્વાસમાં પસાર થયું હતું અને આ સમય કે જ્યારે પોતાની તંદુરસ્તી લથડી ગઇ હતી અને હવે વધારે વખત આ દુનિયામાં તે જીવતો રહે એમ તેને લાગતું નહોતું, તે સમયે પણ તેના શૂન્ય બની ગએલા હૃદયમાં અવિશ્વાસના અંગારા તો તેવા ને તેવા જ પ્રજ્વલિત હતા. જહાંગીરનાં છેલ્લા દિવસો તેના દીકરા શાહજહાંએ તોફાન મચાવીને મુશ્કેલીભર્યા બનાવ્યા હતા અને શાહજહાંનું મરણ પોતાનાં જ કૃત્યથી બંદીખાનામાં થવા પામ્યું હતું, એ વાત ઔરંગઝેબ ભૂલી ગયો નહોતો! તેને પણ ભય હતો કે જેવી રીતે મેં મારા પિતાને મરણ વખતે પદભ્રષ્ટ કરી કેદમાં પૂર્યો હતો, તેમ મારા પુત્રો તો મને રાજલોભથી હેરાન નહિ કરે ? આ જ શંકામાં રહીને તેને પોતાના પુત્રો ઉપર ગેરવિશ્વાસ હતો. આ સમયે ઔરંગઝેબના ત્રણ પુત્રો જીવતા હતા. મુઆઝમ, અઝીમશાહ અને કામબક્ષ. મુઆઝમ ઉપર ઔરંગઝેબ હદ ઉપરાંત ગેરવિશ્વાસ ધરાવતો હતો અને સઘળા પુત્રોમાં તે મોટો તથા તખ્તનો વારસ હોવાથી તખ્ત મેળવવાને સૌથી વહેલો તે તોફાન કરે તે ઔરંગઝેબને સ્વાભાવિક લાગ્યું હતું. આથી સાત વર્ષ સુધી તેને કેદમાં રાખ્યા પછી કાબુલનો સુબેદાર નીમી પોતાથી સેંકડો કોસને અંતરે તેને રાખ્યો હતો. આ સમયે તે કાબુલમાં જ હતો. અઝીમશાહને માળવાની વ્યવસ્થાને માટે મોકલીને પોતાથી દૂર રાખ્યો. કામબક્ષ તેનો વહાલામાં વહાલો પુત્ર હતો. પણ આ સમયે તેના ઉપર પણ તે સંપૂર્ણ વિશ્વાસ રાખી શક્યો નહિ ! તેને દક્ષિણમાં જ એક કિલ્લાની સંભાળ લેવા માટે મોકલીને દૂર રાખ્યો ! આવી રીતે

પોતાના સઘળા પુત્રોને મરણસમયે પોતાથી દૂર રાખીને, જેવી રીતે તેણે એકલાં આખું જીવન ગુજાર્યું હતું, તેવી રીતે એકલાં જ મરી જવાને પણ તે તૈયાર થયો.

ઔરંગઝેબમાં સારા ગુણો બિલકુલ નહોતા એમ કાંઈ નહોતું. પોતે પોતાના પુત્રોને દૂર હાંકી કાઢીને એકલો રહેવા ઇચ્છે છે, પુત્રો ઉપર વિશ્વાસ રાખતો નથી, એ સારૂં નથી, એમ હૃદયથી જાણતો હતો; પરન્તુ અવિશ્વાસમાં રચી પચી રહેલા આત્માને બીજું કાંઈ સૂઝ્યું નહિ. પોતે પિતા તથા ભાઇઓ અને પ્રજાવર્ગ ઉપર જે જે જુલ્મ ગુજાર્યો હતો, તેને માટે અંતસમયે તેણે ઘણો પશ્ચાત્તાપ કર્યો હતો. મરણસમયે સૌને પોતાના દોષ અરીસાને પેઠે સૂઝી આવે છે, તેમ ઔરંગઝેબને પણ સૂઝી આવ્યા હતા. વૃદ્ધાવસ્થાથી જ્યારે તેને સખ્ત દમ ચડતો અને પથારીમાં પડ્યો પડ્યો તે હાંફતો ત્યારે એવો જ વિચાર કર્યા કરતો કે: "આલમગીર! દુનિયાના જીતનાર! તેં હિંદુસ્તાનનો ઘણો પ્રદેશ તાબે કર્યો! ભાઇઓને મારીને, દંભ કરીને, તેમને ઠગીને ઘણાં ઘણાં કુકર્મો કર્યાં, વૃદ્ધ પિતાને પણ કેદ કરીને તખ્ત મેળવ્યું, વીશ-વીશ વર્ષ સુધી મરાઠાઓના મુલકમાં રહીને યુદ્ધ ચલાવ્યું, પણ અત્યારે મરણસમયે તે સઘળાને તું શું કરીશ? જે જે મેં મેળવ્યું તે સઘળું જોઇને એક વખત મને સંતોષ થતો હતો, પણ અત્યારે તેથી મને જરા પણ સંતોષ થતો નથી. તે જડ વસ્તુઓ આ સમયે મને કેવળ નકામી છે. તેને માટે છોકરાઓ મારી પાછળ લડી મરશે અને ખુવાર થશે!! ખુદાની રહમને મેં આખી જીંદગીમાં એક ક્ષણભર પણ ઇચ્છી નથી, અને મારફાડ કરવાની તૈયારીઓમાં જ હું રચ્યો પચ્યો રહ્યો છું, તો હવે હું કેવી ગતિને પામીશ?"

આવા આવા એક સદ્વિચારકને શોભે તેવા વિચારો કરવામાં જ તે પોતાના અંતના દિવસો ગુજારતો હતો. પોતાના અંતર્‌ના પશ્ચાત્તાપને પોતાના અંતર્‌માં નહિ શમાવી રહેતાં પોતાના પુત્ર અઝીમશાહપર એક પત્ર લખતાં તેમાં તેણે જણાવ્યું હતું કે—

"તને અને તારા કુટુંબને શાંતિ મળો! હું હવે બહુ ઘરડો અને દુબળો થઇ ગયો છું તથા મારાં અવયવો કેવળ નબળાં બની ગયાં છે. જ્યારે હું જન્મ્યો ત્યારે મારી આસપાસ સેંકડો કુટુંબીઓ વીંટળાએલાં હતાં, પણ અત્યારે તો હું એકલો જ જઉં છું! હું સમજી શકતો નથી કે હું આ દુનિયામાં ક્યાંથી આવ્યો છું અને શા માટે જીવું છું! ખુદાની ભક્તિ કરવા માટેનો ખરો વખત મેં ગુમાવ્યો, તેને માટે હું અત્યારે વિલાપ કરૂં છું. મુલક જીતીને કે કરોડો

લોકો ઉપર અધિકાર જમાવીને મેં મારૂં તો કાંઈ પણ કલ્યાણ કર્યું નથી. મેં મારાં વર્ષો કાંઇ પણ ફાયદા વિના ગુમાવ્યાં છે. ખુદા મારા હૃદયમાં છે પણ મારી અંધારાવાળી આંખો તેના ખુદાઇ તેજને પીછાણી શકતી નથી. જીંદગી ક્ષણિક છે અને નકામી ગુમાવેલી એક પળ પણ પાછી મળી શકતી નથી. ભવિષ્યમાં હવે મને કાંઇ પણ આશા નથી. તાવ તો નથી આવતો પણ હવે તો હાડ, ચામ અને સૂકા માંસ સિવાય શરીરમાં બીજું કાંઇ પણ રહ્યું નથી. લશ્કરમાં મોટો ગોટાળો ચાલી રહ્યો છે અને હું પોતે પણ બેમદદ અને ગભરાએલો છું. લશ્કર એમ પણ જાણતું નથી કે હું તેમનો રાજા છું! અરેરે! આ દુનિયામાં હું કાંઇ પણ લાવ્યો નહોતો અને અત્યારે પાપકર્મોના મોટા બોજા સાથે જઉં છું! ખુદાના દરબારમાં મને શું સજા કરવામાં આવશે તેની અટકળ પણ મારાથી થઇ શકતી નથી! જ્યારે મારી જાતની પણ મને આશા નથી તો હું બીજાઓપર આશા કેવી રીતે રાખી શકું? ગમે તે થાઓ, હવે તો મેં ભરદરિયે નાવડું છોડી દીધું છે!! અને શાહઝાદા! હવે સલામ! સલામ!! છેવટની સલામ!!!"

પાપનો પશ્ચાત્તાપ મરણસમયે સાધારણ છે! બાદશાહ અકબર મહાન્ મોગલ બાદશાહ કહેવાતો અને ઔરંગઝેબને પણ શ્રદ્ધાળુ મુસલમાનો "એક મહાન્ મોગલ" કહે છે. અકબરના રાજ્યની જેટલી પેદાશ હતી, તે કરતાં ઔરંગઝેબની પેદાશ ઘણી વધારે હતી. ઔરંગઝેબે હિંદનો ઘણો ભાગ પોતાને તાબે કર્યો હતો, પરન્તુ અંતસમયે તો તેને માટે પશ્ચાત્તાપ જ નિર્માણ થએલો હતો!! ચક્રવર્તી રાજાઓનું કે ભીખ માંગતા રંકોનું અંતીમ જીવન તો એક સરખું જ હોય છે!! પ્રચંડ કાળ કાંઈ પણ સાંખતો નથી! છેવટે કહેવાતા 'મહાન્ મોગલ' ના મરણને માટે નિર્માણ થએલો સને ૧૭૦૭ ના ફેબ્રુઆરી માસની ૨૧ મી તારીખ (૨૮ મી ઝીકાદ ૧૧૧૮ હી.) નો દિવસ આવી પહોંચ્યો. પૂર્વમાં સૂર્યનો ઉદય થયો અને ઔરંગઝેબના શરીરના બંધ તૂટવા લાગ્યા. અવિશ્વાસમાં ડૂબેલા બાદશાહની મરણપથારી પાસે બહુ માણસો નહોતા. બીજી બાજુએ તેની માનીતી બેગમ ઉદયપુરીબાઈ પણ મંદવાડ ભોગવી રહી હતી અને પ્રેમબંધથી બંધાએલો બાદશાહ ચિંતાતુર હતો કે તે બિચારીનું શું થશે? પોતાને માટે હવે થોડી ઘડીઓ બાકી રહી છે એમ ઔરંગઝેબને લાગી આવ્યું અને ભૂત તથા વર્તમાન સમયની સ્થિતિનું ચિત્ર આંખો સામે તરી આવતાં આંખો અશ્રુબિંદુથી ભીંજાઈ ગઇ. પાસે ઊભેલા હકીમે પૂછ્યું: "ખુદાવંત! આપને કેમ છે? આ સમયે આપે સઘળો ગમ છોડી દેવો જોઇએ. માત્ર એક ખુદાતાલા ઉપર જ નજર રાખવી."

આ શબ્દો સાંભળતાં ઔરંગઝેબની આંખમાંથી અશ્રુધારા વરસી રહી. તેનાથી હવે બહુ બોલી શકાતું નહોતું, તોપણ મહેનત કરીને તે બોલ્યો: “આખી જીંદગી ખુદાને ભૂલી જઇને ગુમાવી અને હવે ખુદાનું નામ મને કેવી રીતે બચાવશે? અરે—અરે મારા પ્યારા બેટા, કામબક્ષના કાંઇ સમાચાર? હા—મ! અંતસમયે પણ હું માયાના બંધને ભૂલી જઈ શકતો નથી!” એમ કહી રડતો ઔરંગઝેબ શાંત થયો અને થોડી વાર બિછાનામાં પડી રહ્યો.

એક સરદારે જવાબ આપ્યો: “ખુદાવંત! શાહઝાદા કામબક્ષનો પત્ર આજે છે અને તેમાં આપ નામદાર તથા બેગમ સાહેબની માંદગીને માટે પોતે શોક કરે છે.”

ઔરંગઝેબ પોતાના ક્ષીણ—નબળા પડતા જતા સ્વરે એક હાય મારીને બોલ્યો: “તે શોક શા કામનો? તેથી કાંઇ મારૂં કલ્યાણ થઇ જનાર નથી. વારૂ, તેને એક પત્ર લખ—હું લખાવું તે પ્રમાણે.”

એમ કહીને ઔરંગઝેબ ત્રુટક ત્રુટક શબ્દે લખાવવા લાગ્યો અને સરદાર લખવા લાગ્યો:—

“પ્યારા કામબક્ષ! હું હવે—એકલો—જઉં છું. આવતી કાલે હું તને પત્ર લખાવી શકીશ કે નહિ તે માટે મને ખાત્રી નથી. મેં જે જુલ્મો ગુજાર્યા છે તથા પાપ—કર્યાં—છે, તે સઘળાંનું ફળ હું સાથે બાંધતો જઉં છું. આશ્ચર્ય છે કે હું આ દુનિયામાં કાંઇ પણ લાવ્યો નહોતો અને પાપોનું એક વહાણ ભરીને જઉં છું! જ્યાં જ્યાં હું નજર કરૂં છું, ત્યાં ત્યાં મને ખુદા જ દેખાય છે! મેં ઘણાં પાપો કર્યા છે અને તે બદલ મને કેવી સજા થશે તે હું સમજી શકતો નથી. તને અને તારા પુત્રોને હું ખુદાની સંભાળ નીચે મૂકીને છેલ્લી સલામ કરૂં છું! હું કેવળ હતાશ થઇ ગયો છું. તારી માંદી માતા ઉદયપુરી પણ મારી સાથે જ મરણ પામશે.....શાંતિ!”

બાદશાહના પાપના પસ્તાવાના શબ્દોથી પત્ર લખનાર સરદારની આંખમાં પણ આંસુ આવ્યા સિવાય રહ્યાં નહિ. તે અશ્રુબિંદુનાં ટપકાંએ પત્રમાં પણ ડાઘ પાડ્યા અને પત્ર શાહજાદા કામબક્ષ ઉપર મોકલાયો. પોતાના વ્હાલામાં વ્હાલા પુત્રને સંબોધીને જે શબ્દો ઔરંગઝેબ બોલ્યો, તે છેલ્લા જ હતા! ત્યાર પછી તેનું મ્હોં બોલવાને શક્તિ ધરાવી રહ્યું નહિ—તેનાથી બોલી શકાયું નહિ. ધર્મગુરૂઓ આવી પહોંચ્યા અને તેઓ બાદશાહનો અંતસમય નજીક આવતો જોઇને ખુદાનાં પાક ફરમાન સંભળાવવા લાગ્યા. થોડી વાર સુધી તે ફરમાનો બાદશાહના કર્ણદ્વારમાં પેસી શક્યાં; પણ ત્યારપછી ઔરંગઝેબ બેભાન

બની ગયો. જીવનની નિશાની તરીકે માત્ર નાડીઓ જ ધડકી રહી હતી અને શરીરની નસો તૂટતી ત્યારે અંગો સંકોચતાં હતાં. સાંજ પડવા આવી અને શરીર વિરામ પામી ગયું. સૂર્યનો અસ્ત થયો અને આંખો ફાડીને આત્મા ચાલ્યો ગયો !

તે દિવસના સૂર્યના અસ્તની સાથે મહાન્ ગણાતા મોગલ બાદશાહ ઔરંગઝેબના જીવનનો પણ અસ્ત થયો ! તેના શબને દોલતાબાદના કબ્રસ્તાનમાં દાટવામાં આવ્યું પણ તેની પાછળ રહ્યું શું ? ભાઇઓ ને પિતાના દ્રોહી તરીકેની તેની કીર્તિ ! દંભી અને ધર્મઢોંગી તરીકેનું તેનું નામ ! ! મોગલ વંશની પડતી અને નબળું બની ગએલું—ખાખાવીખી થઇ ગએલું દિલ્હીનું તખ્ત ! ! ! અને અત્યારે ? તેમાંનું પણ કાંઇ નથી ! મોગલ રાજવંશ અને તેની સાથે તે સમયનું વીર્ય—તેજ પણ નથી ! ! દોલતાબાદમાંની કબ્ર તળે તે બાદશાહના શરીરની માટી પણ નથી ! ! ! ધર્મ ફળે છે અને પાપ પણ ફળે ! ઔરંગઝેબને કોઇ ભૂલી ગયું નથી, તેમ જ અકબરને પણ સૌ સંભારે છે ! ! પણ તે સમય—તે પ્રસંગ—

**ઐસી જૈસી હો ખ્વાબકી બાતે' !**

---

## પ્રકરણ ૩૯ મું.

---

### ઉપસંહાર.

દરેક કથાનો સાર ખેંચવો, તેનું પરિણામ વિચારવું તે ફરજને અંગે થોડા ઉપસંહાર સાથે લેખક પોતાની કલમને વિશ્રાંતિ આપવાનું ઉચિત માને છે. **ઔરંગઝેબ** મરણ પામ્યો. મોગલ વંશના મહાન્ બાદશાહો **બાબર**, **હુમાયુન**, **અકબર**, **જહાંગીર** અને **શાહજહાં**ની સાથે **ઔરંગઝેબ**નું નામ પણ જોડવામાં આવે છે. **ઔરંગઝેબ**ના અસ્તના સમય સુધી મોગલાઇની એકધારી સત્તા ચાલી આવી હતી એટલે તેઓને મહાન્ ગણનારાઓને ભૂલ કરનારા નહિ ગણી શકાય. પણ તેઓમાંના છેલ્લા બાદશાહ **ઔરંગઝેબ**ની રાજનીતિએ શું પરિણામ લાવી આપ્યું ? **જહાંગીર** મૂઓ અને **શાહજહાં** પોતાના ભાઇઓ તથા કુટુંબીઓનો ઘાત કરીને ગાદીએ બેઠો, તેમ **શાહજહાંને** કેદમાં નાંખી, ભાઇઓને મારી નાંખીને **ઔરંગઝેબ** પણ બાદશાહ બન્યો હતો. તેના મૂઆ પછી તેના ત્રણ પુત્રોમાં પણ સુલેહ રહી નહિ ! તેના મોટા પુત્ર **મુઆઝમ** અને **અઝીમશાહ** વચ્ચે **આગ્રા** પાસે એક ખૂનખાર લડાઇ થઇ અને તેમાં **અઝીમશાહ** મરાયો. **કામબક્ષ** પોતે દક્ષિણમાંથી આગળ વધીને પોતાને બાદશાહ

કહેવડાવેવા લાગ્યો પરન્તુ ૧૭૦૯ માં તે પણ મરાયો. મુઆઝમ બહાદુરશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો; પણ તખ્ત તો લુંટાતું જ ચાલ્યું ! સરદારો સત્તાવાળા બની ગયા હતા. ખંડિયા રાજાઓ નવા રાજાને ગણકારતા ન હતા. મરાઠાઓ જોરાવર થઇ પડ્યા હતા. ત્યાર પછી સઘળા બાદશાહો માત્ર નામના જ થયા ! બાબર કે અકબરનું તેજ એક હજારમે ભાગે પણ કોઇનામાં જોવામાં આવ્યું ન હતું. ઔરંગઝેબ જુલમી અને દંભી હતો, પણ તેનામાં રહેલી વિચિક્ષણ બુદ્ધિને માટે તે વખણાતો; તે બુદ્ધિનો છાંટો પણ તેના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રોમાં જોવામાં આવ્યો નથી ! સમયનો તે પ્રભાવ હતો અને ઔરંગઝેબે વાવેલા વૃક્ષનું તે ફળ હતું ! પરદેશીઓના અનેક હુમલાઓ હિંદ ઉપર થયા, અનેક તરેહના લોકો તેમાં નિવાસ કરીને રહ્યા તથા પોતાની સત્તા જમાવવા લાગ્યા. ઔરંગઝેબની દ્રોહી રાજનીતિના પરિણામમાં મોગલાઇ દિન પ્રતિદિન ખખળી ગઈ અને ઓગણીસમી સદીની મધ્યમાં—સને ૧૮૫૭ ના નામચીન બળવામાં તેનો છેલ્લો સત્તરમો બાદશાહ મહંમદ બહાદુરશાહ શામેલ થયો, પકડાયો અને દેશપાર થયો ! સને ૧૮૬૨ માં તે મુઓ અને તે સાથે મોગલાઇનું નામ નિશાન સદાને માટે ગયું ! !

* * * * *

સતારાના કિલ્લા ઉપર મરાઠાઓનો ભગવો ઝુંડો ફરકી રહ્યો. ગુલબહારનો મામો સલાબતખાન લડાઇમાં મરણ પામ્યો અને ધીરસિંગે તેના કુટુંબને માનપૂર્વક વીજાપુર ખાતે મોકલી દીધું. કેટલાક મુસલમાન સિપાઇઓ પોતાની ઇચ્છા પ્રમાણે મરાઠી રાજ્યની નોકરીમાં રહ્યા અને જેઓની ઇચ્છા ન હતી, તેમને જવા દેવામાં આવ્યા. જખ્મી થએલા મુસલમાન સિપાઇઓને આરામ કરીને છોડી મેલવામાં આવ્યા.

પણ ફુરેબીખાનનું શું ? સતારા ખાતે જ પરશુરામ ત્રિંબક તરફથી ખબર મળ્યા કે હિંમતરાવને પોતાના ભાઈ તુલ્ય લેખનાર ગુલાબ તેના મરણથી ઝૂરી ઝૂરીને દુઃખમાં મરણ પામી છે ! આ ખબર મળતાં જ ફુરેબીખાન નિરાશ થયો ! ગુલાબનું મ્હોં પણ પ્રેમપૂર્વક નહિ જોનાર ફુરેબીખાનને અસારે બહુ લાગી આવ્યું. ગુલાબની જીંદગીને પોતે જ ધૂળધાણી કરી નાંખી હતી; અને જે સમયે ગુલાબને માટે તેને લાગણી થઈ આવી તથા તેની સાથે સ્નેહપૂર્વક જીવન ગાળવાની તેને ઇચ્છા થઈ આવી, તે જ સમયે તે મરણ પામી એવા ખબર મેળવતાં ફુરેબીખાનના આંતર્ દુઃખનો પાર રહ્યો નહિ. ગુલાબ જીવતી હોત તો તેની પાસે ધીરસિંગની વિનતિ કરાવીને પોતે જીવતો રહેવા ઇચ્છતો હતો, પણ હવે તો તેને ગુલાબના મરણથી વગર મૂએ મૂઆ સરખું દુઃખ થવા લાગ્યું. જીવન હવે તેને અકારૂં થઇ

પડયું. મરવું એજ સારૂં છે એમ માનીને તેણે સતારાના કિલ્લાપરથી પડતું મેલી આપઘાત કર્યો. તેને દફનાવવામાં આવ્યો ત્યારે દુશ્મન હોવા છતાં ધીરસિંગની આંખોમાંથી દયાનાં બે આંસુ ટપક્યા સિવાય રહ્યાં નહિ.

હિંમતરાવને પદ્મિનીરૂપ રત્ન બક્ષીસ આપવાની પરશુરામની ઇચ્છા હતી, પણ તેના મરણથી તે ઇચ્છા પાર પડી શકી નહિ. સતારા જીતાયા પછી તુરત ધીરસિંગ અને પદ્મિનીના આંતરૂ પ્રેમની વાત પ્રકાશમાં આવી. પદ્મિનીનું તાવીજ ધીરસિંગ પાસે આવ્યું અને તેપર[redacted] સાગરસિંહ તથા સુવર્ણદેવી તેનાં ખરાં પિતામાતા નીકળ્યાં તે વાતના ફેલાવા સાથે ધીરસિંગની વીંટી અને પદ્મિનીના તાવીજનો પરસ્પર બદલો થયાની વાત પણ ખુલ્લી થઇ. સાગરસિંહ સાજો થતાં તેને હસ્તે પદ્મિનીનું કન્યાદાન ધીરસિંગને આપવામાં આવ્યું. આ લગ્નથી પરશુરામ, સાવત્રીબાઇ, સાગરસિંહ, સુવર્ણદેવી, મહારાણી તારાબાઇ વગેરે સૌને આનંદ–સંતોષ થયો. લગ્ન પછી પદ્મિની પોતાની પ્યારી કવિતા 'સુંદર શાલિતા છોડ, પૂરે છે કોડ, મનુજનાં મનના' એ આલાપપૂર્વક ગાતી અને ધીરસિંગ તે સસ્મિત મુખે શ્રવણ કરતો. તે કવિતાનો કોયલાથી લખેલો ચીંથરા જેવો કાગળ પદ્મિનીએ મરણ સુધી એક સોનાની દાબડીમાં સાચવી રાખ્યો.

પણ આ સઘળા આનંદમાં ધીરસિંગ પોતાની પ્રિય ભગિની ગુલબહારને વિસરી ગયો નહોતો. મરણ સુધી તે સાધ્વીના ગુણોનું સ્મરણ તેના ચિત્તમાંથી ભુંસાયું નહિ. લગ્ન થયા પછી તરત જ તેણે ગુલબહારની કબ્ર ઉપર એક સુશોભિત પણ નાનો રોજો ચણાવ્યો અને રહમખાન ફકીર બનીને ત્યાં મરણ સુધી રહ્યો. વર્ષમાં પાંચ સાત વાર ધીરસિંગ તે સ્થળે આવતો, રહમખાનને મળતો અને ગુલના ગુણો સંભારી તેની કબ્ર ઉપર પુષ્પ ચઢાવતો. વૃદ્ધ અને ગુલના મરણથી અતિ દુઃખ પામેલો રહમખાન ત્યાર પછી થોડા જ વખતમાં મરણ પામ્યો અને ધીરસિંગે તેને પણ ગુલબહારની કબ્ર પાસે દફનાવી તે ઉપર એક બીજી કબ્ર ચણાવી. પાસે પાસે આવેલી એ બન્ને કબ્રો જોઇને વટેમાર્ગુઓને રહમખાન અને ગુલબહારનું પવિત્ર જીવન સાંભર્યા સિવાય રહેતું નહિ.

અમિનાનું મુડદું જંગલી પશુ પંખીઓના ખોરાકરૂપ થઇ પડયું. પ્રસંગોપાત ધીરસિંગને અમિનાની સ્વામિભક્તિ તથા બદમાશ રહિમાનનાં કરતૂતો પણ સાંભરતાં. ઔરંગઝેબના મરણપૂર્વે થોડા વખતમાં સુવર્ણગઢનો કિલ્લો પણ મરાઠાઓએ જીતી લીધો અને ધીરસિંગને તે કિલ્લાની સુબેદારી આપવામાં આવી. ધીરસિંગ અને પદ્મિનીની સાથે સાગરસિંહ અને સુવર્ણદેવી પણ સુવર્ણગઢમાં આ-

ચીને રહ્યાં. જે કિલ્લામાંથી એક વાર નાસી જવું પડ્યું હતું, તેજ કિલ્લામાં તેઓ આનંદ સાથે કાળગમન કરવા લાગ્યાં. સૌ પદ્મિનીને 'પદ્મિની' કહી બોલાવતાં પણ સુવર્ણદેવી તેને 'વનલતા' જ કહેતી. તેનું જૂનું નામ તેને બહુ પ્યારૂં હતું.

હિંમતરાવને મદદ કરનાર છોકરો મોતી અને તેની વૃદ્ધ માતા પરશુરામ ત્રિંબકની દયાથી વસંતગઢમાં આનંદ સાથે રહેવા લાગ્યાં. મોતીને મરાઠી રાજ્યમાં એક સારી નોકરી આપવામાં આવી. હિંમતરાવનો ઘાત કરનાર હુંબીરરાવ જેવો દ્રોહી કાંટો દૂર કરવામાં જ પરશુરામે હિત માન્યું અને તેથી તેનો વધ કરવામાં આવ્યો.

શિવાજીના સમયથી દેશભક્તિ અને રાજભક્તિમાં જીવન ગાળનાર વૃદ્ધ અણ્ણાજી પંત સતારાનો કિલ્લો મરાઠી રાજ્યમાં ભેળવાયાથી આનંદ પામ્યો. ધીરસિંગનું લગ્ન થયા પછી તે સૌની રજા લઇને કાશીએ ગયો અને ત્યાં સંન્યસ્ત લેઈ શાંતિથી મરણ પામ્યો. સુવર્ણદેવીને પન્હાળગઢ ખાતે પહોંચતી કરનાર દોલતરાવ વિષે ત્યાર પછી કાંઈ વધારે સાંભળવામાં આવ્યું નહિ.

* * * *

સતારાનો કિલ્લો જીતાયા પછી મહારાણી તારાબાઇ પોતાના બાળપુત્ર શિવાજી સાથે પન્હાળગઢ ખાતેથી સતારા ખાતે આવીને રહ્યાં તથા ત્યાં રાજ્યગાદી સ્થાપી. સતારા પછી સુવર્ણગઢ અને બીજા અનેક કિલ્લાઓ મરાઠાઓએ પોતાના તાબામાં લીધા અને અઢારમી સદીના પ્રારંભમાં પુનઃ દક્ષિણમાં મરાઠાઓનો જયવિજય બોલાવા લાગ્યો.

આખી અઢારમી સદીના મહારાષ્ટ્રનું બંધારણ તેના પ્રારંભથી જ બંધાવા પામ્યું. મહારાષ્ટ્રમાં એક વાર ફરીથી મોગલાઈ પડી ભાગી અને મરાઠી રાજ્ય પુનઃ ઉદય પામ્યું. પણ જે દોષથી આજે આખો હિંદુસ્તાન પડતીમાં આવ્યો છે, તે દોષથી મહારાષ્ટ્રમાં મરાઠી રાજ્ય અચળ રહી શક્યું નહિ! સને ૧૭૦૭માં ઔરંગઝેબનું મરણ થયું અને તે સાથે સંભાજીનો પુત્ર શાહુ મોગલોના બંધનમાંથી છૂટયો. પણ લાંબા વખત થયાં અધિકાર જમાવી રહેલી તારાબાઇને હાથમાં આવેલું રાજ્ય છોડવું ગમ્યું નહિ. તેનું આ અન્યાયી વલણ સરદારોથી સહન થયું નહિ અને તેઓ શાહુને ગાદી આપવા માટે તારાબાઈની સામે થયા. તારાબાઇએ બહુ ફાંફાં માર્યા પણ તે ફાવી નહિ અને સતારાનો કિલ્લો શાહુને હાથ આવ્યો. ત્યાં તે ગાદી સ્થાપીને રહેવા લાગ્યો તથા તારાબાઇએ કોલ્હાપુરમાં જૂદું રાજ્ય સ્થાપ્યું. કુસંપનું ભયંકર બીજ રોપાયું. શાહુએ તારાબાઇ સામેનું યુદ્ધ ચાલુ રાખ્યું અને એક પછી એક કિલ્લાઓ પોતાના તાબામાં લેવા માંડ્યા. એટલામાં સને ૧૭૧૨ માં તારાબાઇના પુત્ર બાળ શિવાજીનું શીતળાના રોગથી મરણ થયું. મહત્ત્વાકાં

ક્ષાવાળી **તારાબાઇને** હજી પણ રાજ્યાધિકાર છોડવો ગમ્યો નહિ. **રાજારામની** બીજી વિધવા **રાજીબાઇનો** પુત્ર **સંભાજી** **કોલ્હાપુરની** ગાદીએ બેસવાનો ઉમેદવાર થયો પણ **તારાબાઇએ** માન્યું નહિ. **રામચંદ્ર** પંતે **તારાબાઇને** અને તેની પુત્રવધૂ **ભવાનીબાઇને** કેદમાં નાંખી અને **સંભાજીને** ગાદીએ બેસાડ્યો.

મોગલ ઝનાનામાં ઉછરેલો **શાહુ** માત્ર અર્ધો મરાઠો રહેવા પામ્યો હતો. તેનામાં મરાઠી કુનેહ ન હતી. **બાલાજી વિશ્વનાથ** નામે બ્રાહ્મણને પેશ્વાનો ઇલ્કાબ આપીને તેણે મંત્રી નીમ્યો પણ વખત જતાં પેશ્વાઓની સત્તા જામી અને મરાઠાઓ નિર્બળ થઈ પડ્યા. **કોલ્હાપુરમાં** મરાઠાઓ રહ્યા અને **સતારામાં** પેશ્વાઈ જામી. પણ ૧૭૬૧ માં પાણીપતમાં પેશ્વાઈ રંડાઈ અને ૧૮૫૭ ના બળવામાં **નાનાસાહેબના** નામ સાથે તેનો અંત આવ્યો. કોલ્હાપુરનું રાજ્ય માત્ર ચાલુ રહ્યું, પણ આખા મહારાષ્ટ્ર ઉપર કાંઇ તેનો અધિકાર રહ્યો નથી !

આ પ્રમાણે અઢારમી સદીના પ્રારંભમાં મરાઠી રાજ્યની પુનઃ સ્થાપના થઈ અને તે સદી પૂરી થતાં પહેલાં તો જૂદા જૂદા અધિકારો જામ્યા. **તારાબાઈ** મહત્ત્વાકાંક્ષામાંથી વિવેકભ્રષ્ટતામાં સરી પડી અને તેણે મરાઠી રાજ્યની એકત્રતાને ખંડિત કરી. **શાહુ** નિર્માલ્ય થયો અને તેણે સરદારોને બળવાન્ થવા દીધા ! **ઔરંગઝેબની** દ્રોહી રાજનીતિએ તેના પુત્રોને તોફાની અને નિર્માલ્ય બનાવ્યા ! ૧૮૫૭ માં તે સઘળા અધિકારો હોમાઇ ગયા ! તે અઢારમી સદી પૂરી થઇ અને અને સદીના પ્રારંભસમયનું મહારાષ્ટ્ર અંતસમયે ફેરવાઈ ગયું. ત્યારપછી એક આખી ઓગણીસમી સદી ચાલી ગઈ અને અત્યારે તો વીશમી સદીનો એક દશકો પણ પૂરો થવા આવ્યો છે ! વિવેકભ્રષ્ટ **તારાબાઇએ** મરાઠી રાજ્યની એકત્રતાને ખંડિત કરીને મહારાષ્ટ્રને અન્યના અધિકારમાં જવા દીધું છે. રાજર્ષિ **ભર્તૃહરિએ** સત્ય જ કહ્યું છે કે **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः** ( વિવેકભ્રષ્ટ માણસોનો સેંકડો ગમે વિનિપાત થાય છે. ) આજે હિંદુસ્તાનમાં નથી મરાઠાશાહી, નથી પેશ્વાઈ, નથી મોગલાઈ; તેમના અધિકારો અચળ રહ્યા નથી, પણ અંગ્રેજ સરકાર રાજ્ય ચલાવી રહી છે; છતાંએ રાજર્ષિ **ભર્તૃહરિના** તે મહત્ વાક્યમાં રહેલું સત્ય તો હજી સુધી પણ તેટલું જ અચળ રહેવા પામ્યું છે ! અસ્તુ.

**સમાપ્ત.**

ધોળકાના વૈદ શા. ગીરધરલાલ કહાનજીની રામબાણ દવાઓ-ખાસ પરેજ નથી.

# તાવની રામબાણ દવા. રૂ. ૧૦૦) ના ઈનામવાળી.

કોઈ પણ જાતનો તાવ એટલે દાડવો, એકાંતરીઓ, ચોથીઓ, ઊનો, ટાઢીઓ, ને ચાલતા જમાનાના નવી નવી જાતના ઉડતા તાવો અમારી દવાથી ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. કોઈ સખસ એમ સાબીત કરી આપશે કે વૈદ્ય શા. ગીરધરલાલ કાનજીની દવાથી ચોથીઓ તાવ ના ગયો તો તેને રૂ. ૧૦૦) ઇનામ આપીશું. આ દવા તાવ હોય છે તે વખત લેવાથી તાવ ઉતરી જાય છે અને ઉતર્યા પછી લેવાથી તાવ આવતો નથી અને શક્તિ આપે છે. ગોળી ૪૨ ની ડબી નંગ ૧ ની કીંમત રૂ. ૧-૦-૦.
અમારી ઉપરની તાવની દવા પ્લેગ (મરકી) ને માટે અકસીર નીવડી ચુકી છે.

## પરમીઆની રામબાણ દવા.

આ દવા તમામ જાતના પરમીઆ મટાડે છે. ઈંદ્રિમાં થતી બળતરા અને ચાલતું પરૂ (રસી) બંધ કરે છે. સોજા ઉતારે છે. ટીપે ટીપે આવતો પેસાબ સાફ આવે છે. કળતર અને પેડુનો દુખાવો મટાડે છે. નીચેની રગમાં જે દરદ થાય છે તેને તરત આરામ કરે છે. તેમજ ધાતુ વધારી શક્તિ આપે છે અને સાંધાનો દુખાવો મટાડે છે યાને પરમીઆથી થએલ તમામ દરદનો તાકીદે નાશ કરે છે. ડબી ૧ તેમાં ગોળી ૧૬ અને શીશી એકની કીંમત રૂ. ૨-૪-૦.

## શક્તિ સજીવન-વિર્યનો ઝરો.

કોઈ સખસ એમ સાબીત કરી આપશે કે આ દવામાં શક્તિ લાવવાનો અને વીર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ. ૧૦૦ ઇનામ આપીશું.

કમતાકાત થએલ ઈંદ્રીયને તાકાત આપી સતેજ કરવાનો શક્તિ સજીવનમાં ખાસ ગુણ છે. પેસાબમાં, બગલમાં, મોઢેથી અને ઈંદ્રીયથી જતી ધાતુ શક્તિસજીવન બંધ કરે છે. નપુષક થઈ ગએલા મરદને શક્તિસજીવન પુરૂપાતન આપે છે; બરડાની ફાટ, કમરનો દુખાવો, પગની કળતર, સંધીવા, ક્ષય, જુનો મરડો, ખાંસી, વાયુ (વાયાના રોગો), જઠરા મંદ, (મંદઅગ્ની), અજીરણ, કબજીઆત, પીતકમળી, કમળો, પીતપાંડુ, જીર્ણજ્વર વીગેરે ઘણા દરદોને નાશ કરે છે. સ્ત્રીના ગર્ભાશયના દરદો, થતો ગર્ભપાત અટકાવે છે. વંધ્યા (વાંઝણી) એ શક્તિ સજીવનનું સેવન કરવાથી સંતાનની (છોકરાંની) પ્રાપ્તી થાય છે. શક્તિ સજીવન ધાતુના તમામ દોષ મટાડી સ્ત્રી અને પુરૂષોને તેમજ બાળકોને અને વૃદ્ધને પુષ્ટ, તેજસ્વી, કાન્તીવાન અને બળવાન બનાવે છે.
ગોળી ૭૫ ની ડબી ૧ ની કીમત રૂ. ૨-૮-૦.

આ સીવાય તમામ દરદોની દવા અમારા ઔષધાલયમાં મળે છે જે વી. પી. થી મોકલવામાં આવશે. પરદેશથી મંગાવનારા સખસોએ નીચેને સરનામે લખવું. જીલ્લો, તાલુકો, પોષ્ટ ઓફીસ બધું લખવું. જાતે લેનારને અમદાવાદમાં ત્રણ દરવાજે કેશવલાલ ફકીરચંદની દુકાનેથી અને મુંબાઇમાં મારકીટ છીપી ચાલી બી. વણારસીદાસની કુંપનીમાંથી મળશે.

**વૈદ શા. ગીરધરલાલ કહાનજી. મુ. ધોળકા જી. અમદાવાદ.**

# સારસા—
# —પરિલા.

લોહીને સુધારી વધારી શક્તિ આપવા માટે જસમાઇનનો સારસાપરીલા ઘણો અકસીર છે પ્રમેહ, વિસ્ફોટક, ચામડીનાં બીજાં દરદો, કોઢ વિગેરે લોહીવિકારનાં દરદો દુર કરવા માટે જસમાઇનના સારસાપરિલા જેવી બીજી કોઇ દવા નથી. કીંમત માત્ર રૂ. ૧ા. ત્રણ શીશીના રૂ. ૪). પોસ્ટેજ મંગાવનારને માથે છે. વેપારી ભાવ ઘણાજ કીફાયત.

**જસમાઇન ઇન્ડિયા એજન્સી,**

કાલબાદેવી રોડ,

મુંબઈ.

---

માત્ર દુનિયાભરમાં જસમાઇનની વીંછીની દવાજ અકસીર સાબીત થઇ ચુકી છે. દરસાલ લાખો પડીકીનો મોટો ઉઠાવ થાય છે. તક મળતાં અજમાવી લેવાની દરેકને ભલામણ કરવામાં આવે છે.

સુપ્રસિદ્ધ સ્વર્ગસ્થ સાક્ષર

નવલરામ લક્ષ્મીરામ

કૃત

# નવલ-ગ્રંથાવલિ.

( બે ભાગમાં )

શાળોપયોગી દ્વિતીય આવૃત્તિ.

---

કરનાર

રા. રા. સાક્ષર હીરાલાલ વી. શ્રોફ.
બી. એ.

---

પ્રસિદ્ધ કર્ત્તા,

ધીમતરામ નવલરામ લક્ષ્મીરામ.

---

કિંમત દરેક ભાગની સવા રૂપીઓ.

---

મળવાનું ઠેકાણું.

એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઇ.

કરસનદાસ નારણદાસની કું. સુરત.

પધારી ખાત્રી કરો. સસ્તા દરો.

# દેશાઈ બ્રધર્સ

અમારી દુકાને તરેહવાર તરેહની ફેન્સી ચીજો, ગંજીફરાક, ટુવાલ, હાથ રૂમાલ, ટાઇઝ, કોલર્સ, મોજાં, સ્ટેશનરી જેવી કે કવર્સ, ફેન્સી કાર્ડઝ, હોલ્ડર્સ, પેન્સીલો, ગ્લાસવેર, ફાનસો, લેમ્પો, ચીમનીઓ, પરફ્યુમરી જેવી કે તરહેવાર સેન્ટ, લવંડરો, તેલ, કોસ્મેટીકો, વિલાયતી અને દેશી સુગંધીદાર સાબુ, અને ગાડીઘોડાને લગતો સામાન વેચાય છે. વળી તરેહવાર તરેહના સુંદર દીવાનખાનાઓને સુશોભીત કરવાનાં વોલડેકોરેશન્સ, રમકડાંઓ, ફ્લાવર પોટ્સ, આયના, બટનો, ચાકું, બ્રશ, તેમ જ અકબંધ અને છુટક મીણબતીનાં પડીકાંઓ પણ સસ્તા દરોથી મળે છે. વેપારીઓને વ્યાજબી કમીશન આપવામાં આવશે.

દેશાઈ બ્રધર્સ.

૩૧૪, રીચીરોડ.

અમદાવાદ.